# ઉદ્દેશ

ભૌગોલિક તથા ઐતિહાસિક દૃષ્ટિએ મહત્ત્વના એવાં ગુજરાતનાં નગરોના અને તીર્થોના પરિચયરૂપે, નાનાં પુસ્તકો તૈયાર કરવાનું 'શ્રી સયાજી બાલજ્ઞાનમાલા'માં વીસેક વર્ષથી શરૂ થયું હતું. તે શ્રેણીમાં 'ચાણોદ' સંબંધી પુસ્તિકા લખવાની મને સૂચના કરવામાં આવી હતી.

ચાણોદ જેવા નર્મદા કાંઠાના સુપ્રસિદ્ધ તીર્થ સંબંધી તથા તેની આજુબાજુના, 'પંચતીર્થ'માં ગણવા જેવાં, તીર્થો સંબંધી યાત્રિકને ઉપયોગી થાય તેવું સાહિત્ય ભેગું કરીને, એક નાનો ગાઇડ ગ્રંથ તૈયાર કરવાની મારી ઇચ્છા હતી.

પરંતુ જેમ જેમ હું 'નર્મદા માહાત્મ્ય' અને 'રેવા ખંડ'નો અભ્યાસ કરતો ગયો તેમ તેમ મને થવા લાગ્યું કે ચાણોદ જેવા, આખી તીર્થમાળામાના એક જ પ્રમુખ તીર્થને, રેવાજીની આજુબાજુનો ઈતિહાસ આપ્યા વગર વર્ણવવું, તે તેને અન્યાય કરવા જેવું થશે. રેવાજીની ભવ્ય કીર્તિગાથા તેટલાથી ઊકલી શકાશે નહિ

એટલે પછી આખો લેખનક્રમ બદલી નાખી, નર્મદાના મૂળથી તે મુખ સુધીના ઉભયતટ ઉપર આવેલાં તીર્થો, તેમની ભૂગોળ, તેમની સાંસ્કૃતિક માહિતી વગેરેની પાર્શ્વભૂમિ રજૂ કરી. 'રેવાને તીરે તીરે'ની સંકલના મનમાં ગોઠવી.

આ સંકલનાને વ્યવહારુ સ્વરૂપ આપવામા નિમિત્ત બનેલા એક બે અંગત સંસ્મરણો રજૂ કરવાની આ તકને હું જતી કરી શકું તેમ નથી. દિલ્હીમાં 'અખિલ હિંદ સાંસ્કૃતિક સંમેલન' અને ૧૯૫૦ ના એપ્રિલમાં મળ્યું. તેમાં મહારાજા સયાજીરાવ યુનિવર્સિટીના પ્રતિનિધિ તરીકે હું ઉપસ્થિત થયો હતો, અને વડોદરાના સૌજન્યમૂર્તિ આક્ષર અને મારા

મિત્ર શ્રી. રમણલાલ દેસાઇ પણ એ સંમેલન માટે દિલ્હી આવ્યા હતા. સંમેલન પત્યા પછી અમે બસ-રસ્તે હરદ્વાર અને ઋષીકેશનાં દર્શને ગયા. ત્યાં માર્ગમાં ત્રણ-ચાર વાર ગંગાજીની નહેર આગળ થઈને, બસ પસાર થઈ.

ગંગાજીના દર્શનથી આનંદ થયો. પછી ઋષીકેશમાં ગંગાજીને કાઠે જ અમે એક ધર્મશાળામાં ઊતર્યા. ખળખળ થતો ગંગાજીનો પ્રવાહ ઊતારાને અડીને જ અસ્ખલિત વહી રહ્યો હતો; અને મને સદમા રેવાજી-સંબંધી પરિચયગ્રંથ તૈયાર કરવાની વાતનું સ્મરણ થયુ.

શ્રી રમણલાલ દેસાઈએ ગ્રંથની આખી સંકલનાની ચર્ચા કરી: અને પ્રસ્તુત પુસ્તકના ખંડ પાડી, તેમાં કેવી કેવી સામગ્રીની સયોજના કરવી તેનો આખો નકશો મને નક્કી કરી આપ્યો. તે નકશાને જ મોટે ભાગે કાયમ રાખી, પ્રસ્તુત પુસ્તકની મેં સંયોજના કરી છે એમ કહેતા મને સંતોષ થાય છે; પરંતુ આ પુસ્તકનું પ્રકાશન જોવા તે હાજર નથી ને નોંધતાં અત્યત ખેદ પણ થાય છે !

રેવાજીને ઉદ્દેશીને ગ્યાયેલાં કાવ્યો અને સ્તોત્રોની શોધ ચલાવતાં, એક વલ્લભભટ્ટનુ 'રુદ્રદેહા સ્તોત્ર' ૧૦૮ ભુજંગી છંદમા સં. ૧૭૫૭માં રચેલું એક કાવ્ય, સં. ૧૭૭૪માં ઊતારેલી અમદાવાદ વિદ્યાસભાના સંગ્રહમાની અંક ૪૮૬ની પોથીમાંથી, પ્રાપ્ત થયું. ને અહીં પહેલ-વહેલું પ્રકટ થાય છે. આ વલ્લભભટ્ટ, સુરતમાં રહીને ભાગવતની કથા કરનાર પ્રેમાનંદના સમકાલીન અનાવિલ કવિ હોવાનો સંભવ છે.

રેવાજીમા સં. ૧૭૭૮મા આવેલી ભયંકર રેલનો અહેવાલ ત્રણ ગરબા રૂપે, એક ઉમયાદાસે રચેલોઃ તેમાંની ઘણી પંક્તિઓ નર્મદા-કાંઠાનાં, ખાસ કરીને જૂની પેઢીનાં, સ્ત્રી પુરુષોને મ્હોંએ ચઢી ગયેલી છે. તેની એક-માત્ર પ્રતિકૃતિ વડોદરાના પ્રાચ્યવિદ્યામંદિરના સંગ્રહમાંથી પ્રાપ્ત થઈ છે.

આ રેલના ગરબામાં ગુજરાતની અમુક નદીઓનો ઉલ્લેખ ધ્યાન ખેંચે છે. ભરુચ અને સુરતમાં આવેલી અંગ્રેજ વેપારીની કોઠીઓ તણાઇ, તેથી જાણે દુનિયાનું પાપ ધોવાયું—એવો સ્પષ્ટ ઉલ્લેખ એમાં કરેલો છે. મહેશ્વરથી આરંભી નર્મદા જે જે તીર્થ અને ગામની આગળથી પૂરમાં ચડેલી વહેવા માંડી તે હકીકત પણ ઐતિહાસિક-ભૌગોલિક મહત્ત્વવાળી જણાય છે. 'આણંદમતીની રેલ'ના ગરબા સાથે આ ગરબા સરખાવવા જેવા છે.

'રીઝથી રેવાખંડ તરતીબ જ કીધો જોણે'—એવી રીતે કવિ શામળભટ્ટ સંબંધી યાદ કરાયેલો નર્મદાસંબંધી કાવ્યગ્રંથ અત્યાર સુધી જાણવામાં આવ્યો નહોતો. તેની નોંધ શ્રી ભગતભાઈ ગોધિયા શામળભટ્ટના "નર્મદા આખ્યાન"માંથી આદિ-અંત ભાગ આપીને લીધી છે.

આ પ્રકારે ગુજરાતના જીવન ઉપર જેની ઘેરી છાપ પડેલી છે એવી નર્મદા નદી સંબંધી વીગતવાર માહિતી મેળવવામાં મૂળ મહેશ્વરના વતની જીતાં અલ્દાબાદ-નિવાસી પ્રો. દયાશંકર દુબે—જેમના કુટુમ્બમાં ત્રણ પેઢીથી ગંગાજી તથા રેવાજીની પરકમ્મા કરવાનું કુલ-વ્રત પળાતું આવ્યું છે—તેમના શ્રદ્ધેય અને અત્યંત માહિતીપૂર્ણ હિંદી સચિત્ર પુસ્તક નર્મદા-રહસ્ય (૧૯૩૪)નો મને ખૂબજ મદદગાર મળ્યા છે. તેનો ઋણસ્વીકાર પ્રગટ કરતા મને અત્યંત સંતોષ થાય છે પુસ્તક લખવામાં તેમની ગીવટાઈ તથા ખંત ગુજરાતમાંના વર્તમાન અભ્યાસીઓને ખૂબ માર્ગદર્શક બને તેમ છે

પ્રો. દુબેએ નર્મદાના 'સંસ્કૃત સ્તોત્રો' ઉપરાંત બીજી ભાષાઓમાંથી રેવાસંબંધી કાવ્યરચનાનો વિભાગ પણ યોજ્યો છે. તેમા ગુજરાતમાથી દયારામભાઈનું એક હિંદી પદ, કવિ નર્મદનું 'કબીરવડ'નું કાવ્ય, તથા કાઠિયાવાડમાં આવેલા મૂળીનિવાસી ચારણ કવિ-જેઓ ભુજની પોશાળમા ભણ્યા હતા-એવા રવિરાજજી સિંઢાયચરચિત 'નર્મદાલહરી'ના ૧૦૮ હિંદી કવિત છંદ પ્રગટ કરીને ગુજરાતને ગૌરવ આપ્યુ

છે. કવિ જગન્નાથરાયની 'ગંગા-લહરી'નું સ્મરણ કરાવતી આ હિંદી 'નર્મદા-લહરી'માં, કવિએ ઋતુ ઋતુએ બદલાતાં નર્મદાનાં સ્વરૂપ અને નવરસનું તેથી થતું ઉદ્દીપન વગેરે કવિત્વપૂર્ણ રીતે વર્ણવ્યું છે. તેમાંથી થોડાંક કવિત અહીં ઊતાર્યાં છે. આ 'નર્મદાલહરી' નો વિશેષ પ્રચાર ગુજરાતમાં થવાની જરૂર છે.

લોકમાતા નર્મદાનો પરિચય આત્મકથા રૂપે બહુ રોચક રીતે કહેનાર શ્રી. પોપટલાલ અંબાણીનો હું આભાર વ્યક્ત કરૂં છું. જેનો મેં ખંડ પહેલામાં ઉપયોગ કર્યો છે.

અંતમાં, ગુજરાતના અભ્યાસીઓ સમક્ષ 'રેવાને તીરે તીરે'નો નમૂનો રજૂ થતાં, ગુજરાતની બીજી પ્રમુખ-નદીઓ તાપી, અંબિકા, પૂર્ણા, કાવેરી ને મહી, સાબરમતી, સરસ્વતી, ભદ્રા-ભાદર અને શેત્રુંજી જેવીને તીરે તીરે, યાત્રા કરવાનું પ્રોત્સાહન સહૃદય વાંચકોને મળશે અને તેવા ગ્રંથો તૈયાર કરવા તેઓ પ્રવૃત્ત થશે તો મને ખૂબ આનંદ થશે.

૩૪, ચૈતન્યધામ, પ્રતાપગંજ
વડોદરા. ૨

મંજુલાલ ર. મજમુદાર

# સંકલના

## ખંડ ૩



## ખંડ ૪

# જોયેલાં પુસ્તકોની યાદી

## સંસ્કૃત

१ स्कन्दपुराण रेवाखण्ड
२ वायुपुराण · रेवाखण्ड
३ विष्णुधर्मोत्तरपुराण
४. रूपमण्डन ( મૂર્તિવિધાન માટે )
५ मेघदूत–पूर्वमेघ
६ रघुवंश
७ द्वयाश्रयमहाकाव्य ( પ્રો. મણિલાલ દ્વિવેદીનો અનુવાદ, ૧૮૮૦ )
८ काव्यमीमांसा
९ काव्यशिक्षा
१० वैद्यनाथप्रशस्ति
११ कारवणमाहात्म्य
१२ रेवा पञ्चतीर्थी ( १९०२ )
१३ विविध तीर्थकल्प
१४ स्तोत्ररत्नाकर

## અંગ્રેજી

૧ Ancient Towns & Cities of Gujarat & Kathiawar: Dr A S Altekar ( 1924 )
૨ Archeology of Gujarat
Dr H D Sankalia ( 1941 )
૩ Early Aryans in Gujarat ·
Dr K M Munshi, Thakkar Vassanji Lectures ( 1941 )

૪. Narmada-Valley Civilization: V. R. Karandikar, VII All-India Oriental Conference Proceedings ( 1933 )

૫. New chapter in Gujarat History: Amrit V. Pandya, V. P. College Magazine, Vol. III, No. 1 : March ( 1950 )

૬. Vedic Mythology: A. Macdonnel ( 1893 )

૭. Antiquities of the Fort of Dabhoi: Dr. Hiranand Shastri ( 1940 )

૮. Report on Excavations at Maheshvar and Navda Toli; by Dr. Sankalia, Dr. Subba Rao and Deo: Poona, 1958 – (Advance Proofs)

## हिन्दी

१. नर्मदा रहस्य–प्रो. दुबे रचित ( અલ્હાબાદ ૧૯૩૪ )

२. हिंदी विश्वकोप

३. नर्मदा लहरी–कवि रविराज रचित

## मराठी

१. काशी रामेश्वर यात्रा–जबलपुर–श्री. मा. चिं. माटे

## गुजराती

૧. ગુજરાત સર્વસંગ્રહ–નર્મદકૃત ( ૧૮૮૭ )

૨. વડોદરા–પ્રાંત સર્વસંગ્રહ–( ૧૯૧૮ )

૩. ૫૦૦૦ વર્ષ પહેલાંનું ગુજરાત–શ્રી. મણિભાઈ દ્વિવેદીકૃત ( ૧૩૯૬ )

૪. ગુજરાતનું ઘડતર–શ્રી. રમણલાલ દેસાઈ–ઠક્કર વસનજી વ્યાખ્યાનમાળા ( ૧૯૪૫ ).

૫. 'ગઈ કાલ'–આત્મકથા : શ્રી. રમણલાલ દેસાઈ ( ૧૯૪૧ )

૬. ગુજરાતમાં સંસ્કારોનું અવતરણ–શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રી–ઠક્કર વસનજી વ્યાખ્યાનમાળા ( ૧૯૫૦ )

૭ લોકમાતા–( ૧૯૪૭ની આવૃત્તિ )–શ્રી. કાકાસાહેબ કાલેલકર

૮. પગદંડી–શ્રી. 'ધૂમકેતુ'–( ૧૯૩૯ )

૯. ખુશ્કી અને તરી–'ધુવાંધાર'–શ્રી. વિજયરાય વૈદ્ય ( ૧૯૩૩ )

૧૦. પુરાણોમાં ગુજરાત– શ્રી. ઉમાશંકર જોશી ( ૧૯૪૦ )

૧૧ વિશ્વગીતા : કવિશ્રી ન્હાનાલાલ ( ૧૯૨૭ )

૧૨ અકબરશાહ : કવિશ્રી ન્હાનાલાલ ( ૧૯૩૦ )

૧૩ ગુજરાતની ભૂગોળ : કવિશ્રી ન્હાનાલાલ ( ૧૯૩૧ )

૧૪ ભરૂચ : કાઝી સૈયદ નુરૂદ્દીનહુસેન ( ૧૯૩૭ )

૧૫ જિનપ્રભસૂરિ અને સુલતાન મહમ્મદ : શ્રી પંડિત લાલચંદ ગાંધી ( ૧૯૩૯ )

૧૬ તેજપાળનો વિજય : શ્રી પંડિત લાલચંદ ગાંધી (૧૯૩૫)

૧૭ આબુ : મુનિશ્રી જયંતવિજયજી ( ૧૯૩૫ )

૧૮ સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ : પ્રો. મોહનલાલ દવે(૧૯૨૪)

## ગુજરાતી લેખો

1. નદી-વરેણ્યા નર્મદા : શ્રી અમૃત પંડ્યા ('કુમાર' અંક ૨૧૬, ફેબ્રુઆરી ૧૯૪૩).
2. કુમખલ : શ્રી અમૃત પંડ્યા ('કુમાર' અંક ૨૧૯, મે ૧૯૪૬).
3. દેવગંગાની આરાધના : શ્રી શિવશંકર શુક્લ. ('અખંડ આનંદ', ઓક્ટોબર ૧૯૫૦).
4. નારેશ્વર : શ્રી શિવશંકર શુક્લ ('સત્સંદેશ', જુલાઈ ૧૯૫૧)
5. નદીની આત્મકથા-નર્મદા : શ્રી પોપટલાલ અંબાણી ('કિશોર', નવેમ્બર ૧૯૩૯).
6. શૈલી : શ્રી ઉમાશંકર જોશી, ગ્રંથકાર સમેલન વડોદરા (૧૯૪૮).
7. 'નર્મદાનો પૂલ'-શ્રી વિશ્વનાથ ભટ્ટ ('વીર નર્મદ'; ૧૯૩૩).
8. 'નર્મદાનો પૂલ' : શ્રી ઝવેરચંદ મેઘાણી ('પરિભ્રમણ' ).
9. નર્મદા : શ્રી ગોરધનભાઈ પટેલ ('આનંદ', તા. ૨-૪-૪૯)

## કાવ્યો

1. કબીરવડ-કવિ નર્મદ.
2. સૂરપાણનો ધોધ-કવિ પૂજાલાલ ('પરિજાત' )
3. નર્મદાને આરે-શ્રી રામનારાયણ પાઠક ('શેષનાં કાવ્યો')
4. 'રેવા'-શ્રી બલવંતરાય ઠાકોર ('ભણકાર')
5. રેવાજીનું પદ-કવિશ્રી દયારામ.
6. 'જીવરાજ શેઠની મુસાફરી'-જીવરામભટ્ટ કૃત (સં. ૧૮૦૦)
7. પ્રભાત-નર્મદા-કવિ પતિલ.
8. નર્મદાષ્ટક-કવિ લલિત.

# ઉપસ્થાન

નદીને જો કોઈ ઉપમા છાજે તો તે માતાની જ છે. નદી ઈશ્વર નથી, પણ ઈશ્વરનું સ્મરણ કરાવનાર દેવતા છે; જો ગુરુને વંદન ઘટે છે તો નદીને પણ વંદન કરવું ઘટે છે. 'ઉપસ્થાન'નો અર્થ વંદના, પૂજા કે ઉપાસના થાય છે. સુર્યનું કે સધ્યાનું ઉપસ્થાન જાણીતું છે. નદીમાતાને વન્દના કરવા આ પ્રસ્તાવના યોગ્ય છે.

આપણી ગુજરાતની નદીઓ તે આપણી માતા નર્મદા, મહી, અને તાપી, સાબરમતી અને સરસ્વતી: પૂર્ણા, અંબિકા, મીંઢોળા અને કાવેરી બાદર અને શેત્રુંજી-ગંગા, સિંધુ અને સરસ્વતી કરતાં એ સર્વે નાની ખરી; છતાં ગુજરાતની સર્વાંગી આભૂષણ-માળાઓ સરખી એ સરિતાઓ, ગુજરાતની કલદ્રુપતા અને સમૃદ્ધિની યુગયુગથી જનની બની રહી છે.

ગુજરાત આખો 'રસાળ' કહેવાય છે તે આ નદીઓને પ્રતાપે જ. પરંતુ નદીઓનાં પાણી ઝીલતા આપણા વર્તમાન ગુજરાતને હજી આવડયુ નથી. એથી જમીનના રસકસ ઓછા થયાની બૂમ આપણે સાંભળીયે છિયે ગુજરાતની રસાળતા સાચવવી હોય તો આપણે નવેસર નદી-પૂજન, વૃક્ષ-પૂજન અને વન-પૂજન કરવુ પડશે

ગુજરાત તથા સૌરાષ્ટ્રની પ્રમુખ નદીઓ-દક્ષિણમાંથી આરંભીને કહિયે તો તાપી, નર્મદા, મહી, સાબરમતી, સરસ્વતી તથા પ્રાચીન ભદ્રા-ભાદર અને શેત્રુંજી : એ સૌને તીરે તીરે જે જે ઇતિહાસ, પુરાણ, કાવ્ય, શિલ્પ, સ્થાપત્ય, નગરો અને તપોવનો નિર્માણ થયાં છે તેના 'પરિચય-ગ્રંથો' હાથ ધરવાની ખૂબ અગત્ય છે. દેશ પ્રત્યેની ભક્તિ દૃઢ થવા માટે આપણી ભૂમિની ભક્તિ જરૂરની છે 'શસ્ય-શ્યામલા' પૃથ્વીનો પરિચય નદી-કાંઠાના અભ્યાસથી આવવાનું ખૂબ સુલભ બને છે.

નર્મદાના બન્ને તીર ઉપર વસતી પ્રજામાં, એક પ્રકારનું સામ્ય અને વિશિષ્ટત્વ છે.

માળવા અને ગુજરાતના કેંક રાજવંશોની સાલવારી નર્મદાને મુખે હશે જ. જબલપુરના આરસના ખડક, ૐકાર, શૂલપાણ, હરણફાળ, મોખડી, ઓરસંગમ, વ્યાસનો બેટ, અનસૂયા, માધવદાસજીએ પ્રસિદ્ધ કરેલું માલસર, કોરલ, સંત રંગઅવધૂતે પાવન કરેલું નારેશ્વર, કબીરવડ, શુક્લતીર્થ અને ભરુચ જોતજોતામાં નર્મદાકિનારાને ગુજરાતવાસીઓમાં ઓળખાવી દે એમ છે.

આપણી સંસ્કૃતિની રેખાઓ નદી–તટને અવલંબી દોરાતી આવી છે એ સર્વથા સાચું છે. દેવની પરિક્રમા એ પૂજનનો મોટો વિધિ છે. નદીને પણ દેવના માની ચૂકેલા હિંદુ માનસે નદીની પરિક્રમામાં પણ માહાત્મ્ય મૂક્યું છે. પરિક્રમણ કરનારાં માનવજૂથો સંસ્કારનું વહન કરે એ સહજ વાત છે.

ગુજરાત અને હિંદના સંસ્કાર અને સાહિત્યમાં પણ નર્મદાનું ઠીક ઠીક સ્થાન છે; અને મધ્ય પ્રાન્ત, માળવા તથા ગુજરાત પર એ સરિતાનું ભારે ઋણ છે. ગુજરાતમાં નાની મોટી અનેક નદીઓ, ઝરણો અને વહેળાઓ છે: જેમના કિનારા તટવાસીઓને અનેક ભાવ, અનેક વિચાર, અનેક ઊર્મિઓ પ્રેરી રહે છે; આર્થિક, સામાજિક અને ભૌગોલિક સંગઠનોને એકતા અર્પતા એ પાણીના રેલાઓ સૂકાતાં સૂકાતાં પણ ગુજરાતના કેંક વિભાગોને પલ્લવિત કરી રહ્યા છે; પરંતુ તેમાંથી યુગ–પ્રલયમાં–પૃથ્વીપ્રલય સમયે પણ–નર્મદાનો લીસોટો છવન્ત રહેવાની માન્યતા તેને વિશેષ ગૌરવ અર્પે છે.

નર્મદાનો એક જીવન્ત પરિચય તાપી નદીની જેમ, ગુજરાતનાં સ્ત્રી–પુરુષોનાં તે ઉપરથી પડેલાં નામ પૂરો પાડે છે. આપણી કેટલીયે સન્નારીઓનાં નામ 'નર્મદા' અને 'રેવા' હશે. તાપી–કિનારે જન્મેલા કવિ

નર્મદા-કિનારાની પવિત્રતાએ 'નર્મદાના કંકર એટલા શંકર' બનાવ્યા છે. જેના જળમાં સ્નાન કરવાથી પથ્થર પણ શિવત્વને પામે છે તો મનુષ્યની તો શી વાત કરવી?* અને ખરે, નદીઓએ ઘડેલા—અને ખાસ કરીને નર્મદાએ ઘડેલા—નાના મોટા પથ્થર આપણને અને હાથને ગમે એવા સુંવાળા અને રૂપાળા હોય છે.

પરંતુ આ કથામાં જેટલો ભક્તિભાવ છે તેટલો જ સાથે સાથે ભગતાવેડાની સ્થાપના ઉપર પ્રહાર પણ છે. ક્યે ક્યે ઠેકાણેથી કયા પહાડોમાંથી છૂટા પડી, ઘસાતા ઘસાતા આ શિલાખંડો, અનેક જન્મમાં ભટકતા આવેલા આત્મા પેઠે, અહીં આવી પડ્યા હશે: છેવટે એમની રેતી થશે અને ત્યાંથી તેનો કાંપ પણ થઈ જશે—એ પ્રમાણની કુદરતની લીલાનું સ્મરણ આ કંકર-શંકરના દર્શનથી થાય છે.

વળી નર્મદા-કિનારે એક કહેવત પણ ઉપજાવી છે: 'રેવાનું દેણ ચઢતું થોડું અને ઊતરતું વધુ'. વૈરાગ્ય મંડન અને ઓઠા મગનની સરખામણી માટે નર્મદાના કાંઠા ઠીક ઠીક સાધન પૂરું પાડે છે. એક બે બેડાં ભરી લાવવા માટે ડેરાઓ—અમો પગથિયાં ચડતા ઊતરતાનું કામ કરતી પનિહારીઓને આ કહેવતમાં ભરેલું તથ્ય ઝટ સમજાય તેમ છે.

પુરાતત્ત્વના અભ્યાસીઓ અને શોખીનો માટે નર્મદા અને આખી નર્મદાએ રચેલી ખીણ બહુ સારું અભ્યાસ-સાધન પૂરું પાડે તેમ છે. ઇતિહાસ પુરાણ અને તેથી પણ આગળના 'અશ્મ યુગ'ના અવશેષો નર્મદાએ સંઘરી રાખ્યા છે. નર્મદા કિનારાની બન્ને બાજુઓ મળીને એનો આખો પટ બારસો-પંદરસો માઈલના વિસ્તારમાં લંબાયો છે. આખા મધ્ય પ્રાંત અને આખા ગુજરાતની મધ્ય-ભૂમિને એક બનાવતી

---

* माता रेवे त्वदुदकमाहात्म्य वर्णयेत न कनापि ।
यन्मज्जनाच्छिवत्वमपि प्राप्ता ग्रावाणोऽपि तृणाणोऽपि ॥

નિષ્ઠા અને મુસદ્દીપણું, ધર્મ અને સદાચાર, દેશપ્રેમ અને વિદ્યાપ્રેમ, સ્વતંત્રતા અને ઉદારતા—બધું જ નર્મદાના કુટુંબમાં ઉછરેલું છે

આ ઉપરાંત કેટલાક કવિતાઓ અને ગરબાઓ નર્મદાને ઉદ્દેશીને રચાયેલાં છે 'નમો નર્મદા' નીર ગંભીર ગાજે'નો ભુજંગપ્રયાત, તેમ જ 'નર્મદા ! તું તો દુઃખહર્તા કહાવે !'—જેવા ગરબા નર્મદાને સાહિત્યવાણીમાં—લોકવાણીમાં ઉતારે છે 'કૃપાદીપ' કવિ છોટાલાલ નરભેરામ ભટ્ટે તેમના 'રસશાસ્ત્ર'ના પુસ્તકમાં 'શાન્ત રસ'ના ઉદાહરણ તરીકે, નર્મદાના પાવનકારી વાતાવરણને સંભાર્યું છે —

(ઝૂલણા) 'સ્નાન કરી નર્મદાનીરમાં ધીર નર
એક કૌપીન અંગે ધરીને
'નર્મદે ! નર્મદે !' એમ ઉચ્ચારતો
હર્ષથી રોમ ઊભાં કરીને ''

સ્કંદપુરાણમાં એક આખો વિભાગ 'રેવાખંડ'ને નામે ઓળખાયો છે તેમ જ વાયુપુરાણમાં પણ 'રેવાખંડ'નો એક અલગ વિભાગ છે નર્મદાનું બીજું નામ 'રેવા' ઇતિહાસની અને ભૂગોળની દૃષ્ટિએ પુરાણોમાં અપાયેલાં નદીઓનાં વર્ણન બહુ ચોકસાઇભર્યાં હોય છે—ખાસ કરીને નદીની ભૂગોળ

નર્મદાનો કિનારો એ સમગ્ર હિંદનું યાત્રાધામ વિદ્વાનો, વાનપ્રસ્થો અને સંન્યાસીઓનું એ પરમ આકર્ષણ વ્યાસ, શુકદેવ, અનસૂયા અને અશ્વત્થામાનાં સ્મરણો જગાડતી નર્મદા 'ઉભયતટ—પાવની' ગણાય છે માટે જ એની 'પરિક્રમા',—અથવા સામાન્ય માણસ બોલે છે તે નર્મદાની 'પરકમ્મા'—મહા પુણ્યકાર્ય મનાય છે કેટલાક ભાવિક સ્ત્રીપુરુષો, સાધુ-સંન્યાસીઓ અને બાવાઓની જમાતો નર્મદાના મૂળ અમરકંટકથી સાગર-સંગમ સુધી, નર્મદાની આસપાસ ફરતા રહે છે

નર્મદાશંકર પુરુષોના નામનું એક ઉદાહરણ છે. હવે એમાં નવીનતા દેખાતી નથી, છતાં જૂના ચૂના અને જૂના કુંભારની માફક, નર્મદાનું જૂનું નામ પણ સ્ત્રીવર્ગમાં ફરી માનીતું બને તો નવાઈ નહિ. મહીએ, સાબરમતીએ આવાં નામ આપ્યાં નથી. આમ અનેક સ્ત્રી પુરુષોને નામ આપતી સરિતા, પ્રજા-જીવનમાં ઘણી વધારે ઊંડી ઊતરતી જરૂર માની શકાય.

ભૂમિને રસાળ બનાવતી, વ્યવહારના માર્ગો ખુલ્લા કરતી, અનેક ગ્રામ-સમૂહોને આર્થિક પાર્શ્વભૂમિ પૂરી પાડતી, રમણીય, ભવ્ય અને ભયાનક દૃશ્યોની પરંપરા રચતી, માનવોની ઊર્મિઓ સાથે મના સર્જતી નર્મદાને "મૈયા" કહી સંબોધતા મર્દ કિનારાવાસીઓ પ્રેરાય એમાં શી નવાઈ?

નર્મદાએ અનેક [illegible] પણ રેલ્યાં છે. નારાચ છંદમાં રચાયેલાં 'નમામિ દેવિ નર્મદે'ના ધ્રુવપદવાળા સંસ્કૃત 'નર્મદાષ્ટક'ના શબ્દાલંકાર સ્મરણે ચડી જાય તેવા છે —

> ' सबिन्दुसिन्धुसुस्खलत्तरङ्गभङ्गरञ्जितम् ।
> कृतान्तदूतकालभूतभीतिहारि वर्मदे ॥
> सुमत्स्यकच्छनक्रचक्रचक्रवाक शर्मदे ।
> त्वदीय पादपङ्कजं नमामि देवि नर्मदे ॥ "

અને તેથી એવા બહુવિધ-વર્ણપ્રયોગો એ સ્તુતિને અત્યંત કર્ણપ્રિય બનાવે છે. અને કવિતામાં આજના વધતા જતા વાસ્તવવાદના સ્વીકાર સમયે પણ, વર્ણનું માધુર્ય તથા શબ્દની શક્તિનો સરસ પરચો આપે છે.

ભારતવર્ષના પ્રાન્તોનું ઐક્ય સાધવા માટે જ જાણે નર્મદા વહી રહી છે. મધ્ય હિંદ, ગુજરાત, માળવા, અને ખાનદેશનું ઐક્ય સાધવા જ એનાં જલ લોકો પીએ છે. ટૂંકામાં સાધુત્વ અને વીરત્વ, ન્યાય

નિષ્ઠા અને મુમદીપણું, ધર્મ અને સદાચાર, દેશપ્રેમ અને વિદ્યાપ્રેમ, સ્વતંત્રતા અને ઉદારતા–બધું જ નર્મદાના હૃદયમાં ઉછરેલું છે

આ ઉપરાંત ઘણાં કવિતાઓ અને ગરબાઓ નર્મદાને ઉદ્દેશીને રચાયેલાં છે 'નમો નર્મદા! નીર ગંભીર ગાજે'નો ભુજંગપ્રયાત, તેમજ 'નર્મદા! તું તો રૂડી કહાવે'–જેવા ગરબા નર્મદાને સાહિત્યવાણીમાં–લોકવાણીમાં ઊતારે છે 'દલપત' કવિ છોટાલાલ નરભેરામ ભટ્ટે તેમના 'રસશાસ્ત્ર'ના પુસ્તકમાં 'શાન્ત રસ'ના ઉદાહરણ તરીકે, નર્મદાના પાવનકારી વાતાવરણને સંભાર્યું છે —

(ઝૂલણા) "સ્નાન કરી નર્મદાનીરમાં ધીર નર
એક કૌપીન અંગે ધરીને
'નર્મદે! નર્મદે!' એમ ઉચ્ચારતો
હર્ષથી ગેમ વિના કરીને"

સ્કંદપુરાણમાં એક આખો વિભાગ રેવાખંડને નામે ઓળખાય છે તેમજ વાયુપુરાણમાં પણ 'રેવાખંડ'નો એક અલગ વિભાગ છે નર્મદાનું બીજું નામ 'રેવા' ઇતિહાસની અને ભૂગોળની દૃષ્ટિએ પુરાણોમાં અપાયેલાં નદીઓનાં વર્ણન મહ્‌ ચોકસાઈભરનાં હોય છે–ખાસ કરીને નદીની ભૂગોળ

નર્મદાનો કિનારો એ સમગ્ર હિન્દુ યાત્રાવાસ વિદ્વાનો, વાનપ્રસ્થો અને સંન્યાસીઓનું એ પરમ આકર્ષણ -વ્યાસ, શુકદેવ, અનસૂયા અને અશ્વત્થામાના સ્મરણો જગાડતી નર્મદા 'ઉભયતટ–પાવની' ગણાય છે માટે જ એની 'પરિક્રમા',–અથવા સામાન્ય માણસ બોલે છે તે નર્મદાની 'પરકમ્મા'–મહા પુણ્યકાર્ય મનાય છે કેટલાક ભાવિક સ્ત્રીપુરુષો, સાધુ-સંન્યાસીઓ અને ખાખીની જમાતો નર્મદાના મૂળ અમરકંટકથી સાગર–સંગમ સુધી, નર્મદાની આસપાસ ફરતા રહે છે

'અમરકંટક'થી નર્મદાની ઉત્પત્તિ  પહાડને પણ કેવા અર્થગંભીર નામ પ્રાચીનો આપતા હતા ! કંટક પણ અમર !

ભરૂચ શુક્લતીર્થના શ્રીમાળી બ્રાહ્મણોનો તથા સીનોર અને ચાણોદના નાગર બ્રાહ્મણોનો વેદાભ્યાસ–ખાસ કરીને સામવેદનો અભ્યાસ હિંદભરમાં એક વખત જાણીતો હતો. ડૉ. બાકે નામના જર્મન પુરાતત્ત્વવેત્તા તથા લોકસાહિત્ય-સંપાદકે આ સામવેદના પાઠની 'રેકર્ડ' એ દસકા ઉપર ઉતારી લીધી હતી.

અર્વાચીનોમાંથી બળવંતરાય ઠાકોરે

( મંદાક્રાન્તા )

'જાગે નીચે, સ્તન–ધબકમાં હાલના સુપ્ત રાગિ,
મેને મીંઠે, તનપર પડે ઊપડે નાદ માગી'

–એવી સ્વચ્છ કવિતાવાણી ઉચ્ચારી 'રેવા'ના પૌરાણિક્ત્વની અનન્ય ભાવના વ્યક્ત કરી છે.

દયારામભાઈ ડભોઈના હતા. પરંતુ એમનું ભાગીરથું ચાંદોદમાં નર્મદા કિનારે જ વ્યતીત થયું હતું. એમણે ચાંદોદનું વર્ણન આપતાં ગાયું છે કે

'શ્રી નર્મદાજી તટ ઉપર, ચારુ ચંડીગ્રામ
મહિમા વખાણું શું સ્થળ તણો, સમો ન વૈકુંઠ ધામ.'

આ દયારામભાઈએ એક ભાવપૂર્ણ હિંદી પદ પણ રચ્યું છે —

'નિહારે શરણું મેં આયો રેવાજી ! નિહાર શરણું મેં આયો રી.'

અસ્તમ–મણિ ખોયા પછી વિંધ્યાચળમાં અને નર્મદા–કિનારે અશ્વત્થામા પોતાનું નિષ્ફળ નિરર્થક બનેલું ચિરંજીવી જીવન ગાળ્યા કરે છે એવી દંતકથા ત્યાં પ્રચલિત છે. જીવન જો ચિરંજીવી બને તો એની નિષ્ફળતા અને નિરર્થકતા ખરેખર અગાધ બની જાય. પછી, એ જીવન

અશ્વત્થામા સરખા બ્રહ્મવીરનું હોય, કે સામાન્ય નાનકડા માનવીનુ હોય !– અને નિષ્ફળ જીવનને આશ્રય પણ નર્મદામૈયા જ આપે ને ?

કહે છે કે પરિક્રમા માટે ફરતી ટોળીઓ પાસેનો ખોરાક ખૂટી જાય ત્યારે નર્મદા–કિનારે અનાજની ઢગલીઓ ઊભી થતી, અને યાત્રાળુઓની ભૂખને સંતોષતી. એ વહેમ હોય, કદાચ : પરંતુ વહેમ અને શ્રદ્ધા બહુ પાસે પાસે આવી ગયેલા છે વહેમને સત્ય માનિયે તો તે શ્રદ્ધા બની જાય છે

નર્મદામૈયા કોઇને ભૂખી રાખતી નથી–એ શ્રદ્ધામાંથી અનેક ચમત્કારિક કથાઓ થાય એ સ્વાભાવિક છે આપણી નદીઓ આપણી માતાઓ બની ગઈ હતી એટલે જાત ઘણીને પણ માના પોષણ આપે જ

નવા યુગમા પણ નદીઓનુ માતૃત્વ પુરવાર થાય તેમ છે સાબરમતી, મહી, નર્મદા અને તાપીના વહેતા પાણી વર્તમાન ઢબે વપરાતા થશે ત્યારે ટૂંક શહેર–ગામડાને અખૂટ વીજળી મળશે, શક્તિ મળશે, પ્રકાશ મળશે, ધાન્ય મળશે અને આબાદી મળશે આપણી 'પચવર્ષીય યોજનાઓ'મા સરિત્પૂજાની પ્રતિષ્ઠા તેથી જ થયેલી છે.

વિદ્વાનો કહે છે કે પ્રકૃતિ જ મનુષ્યની માતા છે. આપણું બધુ જ્ઞાન, ભક્તિ અને ચેતનાનુ તે જ ઉગમ–સ્થાન છે આપણે તેમાથી જ ઉત્પન્ન થઈયે છીએ અને અંતે એમા જ વિલીન થઈ જઇએ છીએ. આપણે જગતમા તેનો આશીર્વાદ, તેની પવિત્ર જ્યોતિ લઇને જન્મીએ છીએ. આ જ્યોતિ જ આપણા માર્ગનુ દર્શન કરાવે છે

પરતુ આપણે આપણા વ્યાવહારિક જીવનમા આ શક્તિનો અનાદર કરીએ છીએ અને ભૌતિક જડવાદની માયામા ફસાઇ, આપણા જીવનને અત્યંત પતિત અને દુઃખી બનાવીએ છીએ. પ્રકૃતિથી જે જેટલો દૂર થાય છે, તે તેટલો જ જ્ઞાનહીન, ચેતનહીન અને સુખહીન બને છે જે પ્રકૃતિના સતત સમ્પર્કમા રહે છે તેને જ્ઞાન, સુખ અને શાતિ મળે છે

'અમરકંટક'થી નર્મદાની ઉત્પત્તિ : પહાડને પણ કેવાં અર્થગંભીર નામ પ્રાચીનો આપતા હતા! કંટક પણ અમર!

બરકાલ શુક્લતીર્થના શ્રીમાળી બ્રાહ્મણોનો તથા શીનોર અને કરનાળીના નાગર બ્રાહ્મણોનો વેદાભ્યાસ–ખાસ કરીને સામવેદનો અભ્યાસ હિંદભરમાં એક વખત જાણીતો હતો. ડૉ. બાકે નામના જર્મન પુરાતત્ત્વવેત્તા તથા લોકસાહિત્ય-સંપાદકે આ સામવેદના પાઠની 'રેકર્ડ' બે દસકા ઉપર ઉતારી લીધી હતી.

અર્વાચીનોમાંથી બલવંતરાય ઠાકોરે,

( મંદાક્રાન્તા )

'ઊંચે નીચે, સ્તન – ધડકમાં હાલતાં સુપ્ત વારિ,
તેને કાંઠે, તલપટ પડે-ઊપડે નાવ મારી.'

–જેવી સ્વચ્છ કવિતાવાણી ઉચ્ચારી, 'રેવા' કાવ્યને છવન્ત બનાવ્યું છે.

દયારામભાઈ ડભોઇના ખરા; પરંતુ એમનું બાળપણ ચાંદોદમાં નર્મદા-કિનારે જ વ્યતીત થયું હતું. એમણે ચાંદોદનું વર્ણન આપતાં ગાયું છે કે

"શ્રી નર્મદાજી તટ ઉપર, ચારુ ચંડીગ્રામ :
મહિમા વખાણું શું સ્થળ તણો, સમોવડ વૈકુંઠ ધામ."

આ દયારામભાઇએ એક ભાવપૂર્ણ હિંદી પદ પણ રચ્યું છે :—

'નિહારે શરણ મેં આયો, રેવાજી! નિહારે શરણ મેં આયો રી.'

મસ્તક–મણિ ખોયા પછી વિંધ્યાચળમાં અને નર્મદા – કિનારે અશ્વત્થામા પોતાનું નિષ્ફળ, નિરર્થક બનેલું ચિરંજીવી જીવન ગાળ્યા કરે છે એવી દંતકથા ત્યાં પ્રચલિત છે. જીવન જો ચિરંજીવી બને તો એની નિષ્ફળતા અને નિરર્થકતા ખરેખર અગાધ બની જાય : પછી, એ જીવન

અશ્વત્થામા સરખા અભાગીનું હોય, કે સામાન્ય નાનકડા માનવીનું હોય!– અને નિષ્ફળ જીવનને આશ્રય પણ નર્મદામૈયા જ આપે ને?

કહે છે કે પરિક્રમા માટે ફરતી ટોળીઓ પાસેનો ખોરાક ખૂટી જાય ત્યારે નર્મદા-કિનારે અનાજની ઢગલીઓ ઊભી થતી, અને યાત્રાળુઓની ભૂખને સંતોષતી. એ વહેમ હોય, કદાચ: પરંતુ વહેમ અને શ્રદ્ધા બહુ પાસે પાસે આવી ગયેલાં છે. વહેમને સત્ય માનિયે તો તે શ્રદ્ધા બની જાય છે.

નર્મદામૈયા કોઈને ભૂખી રાખતી નથી—એ શ્રદ્ધામાંથી અનેક ચમત્કારિક કથાઓ થાય એ સ્વાભાવિક છે. આપણી નદીઓ આપણી માતાઓ બની ગઈ હતી. એટલે જાત ઘસીને પણ માતા પોષણ આપે જ.

નવા યુગમાં પણ નદીઓનું માતૃત્વ પુરવાર થાય તેમ છે. સાબરમતી, મહી, નર્મદા અને તાપીનાં વહેતાં પાણી વર્તમાન ઢબે વપરાતાં થશે ત્યારે કેંક શહેર-ગામડાંને અખૂટ વીજળી મળશે, શક્તિ મળશે, પ્રકાશ મળશે, ધાન્ય મળશે અને આબાદી મળશે. આપણી 'પંચવર્ષીય યોજનાઓ'માં સરિત્પૂજનની પ્રતિષ્ઠા તેથી જ થયેલી છે.

વિદ્વાનો કહે છે કે પ્રકૃતિ જ મનુષ્યની માતા છે. આપણું બધું જ્ઞાન, ભક્તિ અને ચેતનાનું તે જ ઉગમ-સ્થાન છે. આપણે તેમાંથી જ ઉત્પન્ન થઈયે છીએ અને અંતે એમાં જ વિલીન થઈ જઈએ છીએ. આપણે જગતમાં તેનો આશીર્વાદ, તેની પવિત્ર જ્યોતિ લઈને જન્મીએ છીએ. આ જ્યોતિ જ આપણા માર્ગનું દર્શન કરાવે છે

'અમરકંટક'થી નર્મદાની ઉત્પત્તિ : પહાડને પણ કેવા અર્થગંભીર નામ પ્રાચીનો આપતા હતા ! કંટક પણ અમર !

સરકાર શુક્લતીર્થના શ્રીમાળી બ્રાહ્મણોનો તથા રીનોર અને કરનાળીના નાગર બ્રાહ્મણોનો વેદાભ્યાસ—ખાસ કરીને સામવેદનો અભ્યાસ હિંદભરમાં એક વખત જાણીતો હતો. ડૉ. બાકે નામના જર્મન પુરાતત્ત્વવેત્તા તથા લોકસાહિત્ય-સંપાદકે આ સામવેદના પાઠની 'રેકર્ડ' બે દસકા ઉપર ઉતારી લીધી હતી.

અર્વાચીનોમાંથી બળવંતરાય ઠાકોરે,

( મંદાક્રાન્તા )

'નીચે નીચે, સ્તન-ધડકમાં હાનના મુગ્ધ વારિ,
તેને કાંઠે, તનપટ પડે-ઊપડે નારી મારી'

જેવી સ્વચ્છ કવિતાવાણી ઉચ્ચારી, 'રેવા' કાવ્યને ચિરંજીવ બનાવ્યું છે.

દયારામભાઈ ડભોઇના ખરા પરંતુ એમનું બાળપણ ચાંદોદમાં નર્મદા-કિનારે જ વ્યતીત થયું હતું. એમણે ચાંદોદનું વર્ણન આપતાં ગાયું છે કે

"શ્રી નર્મદાજી તટ ઉપર, ચારુ ચાંડીગ્રામ :
મહિમા વખાણું શું સ્થળ તણો, અમોલક વડું ધામ."

આ દયારામભાઈએ એક ભાવપૂર્ણ હિંદી પદ પણ રચ્યું છે.—

'તિહારે શરણ મેં આયો, રેવાજી ! તિહારે શરણ મેં આયો રી'

મસ્તક-મણિ ખોયા પછી વિંધ્યાચળમાં અને નર્મદા-કિનારે અશ્વત્થામા પોતાનું નિષ્ફળ, નિરર્થક બનેલું ચિરંજીવી જીવન ગાળ્યા કરે છે એવી દંતકથા ત્યાં પ્રચલિત છે. જીવન જો ચિરંજીવી બને તો એની નિષ્ફળતા અને નિરર્થકતા ખરેખર અગાધ બની જાય. પછી, એ જીવન

# પૂર્તિ

## મહેશ્વર વિશે પૃ. ૧૨૯ પછી

હોલકરોની નવી રાજધાની ઇંદોરથી, ૬૦ માઇલ ઉપર તેમની જૂની રાજધાનીનું શહેર મહેશ્વર આવેલું છે. મહેશ્વરી નદીના નર્મદા સાથેના સંગમને લીધે આ નામ પડેલું છે. નદીના વિશાળ પટને લાગીને હોલકરોના રાજવાડાનું ભવ્ય મહાલય આવેલું છે. અને ઓવારા ઉપર અનેક સ્મારક 'છત્રીઓ' આવેલી છે. વિશ્વવિખ્યાત વિધવા મહારાણી અહલ્યાબાઇની ગાદી રાજમહેલમાં છે; જેનું હંમેશા પૂજન થાય છે. અહલ્યાબાઇની છત્રીના મંદિરમાં પાર્થિવેશ્વરની હંમેશાં પૂજા થાય છે. વિલીન થઇ ગયેલી જાહોજલાલીનું અહીં ગંભીર અને વિષાદપૂર્ણ વાતાવરણ જામેલું રહે છે.

અહલ્યાબાઇની રાજગાદી આગળ નીચેનો મહારાણીની જીવન-દ્રષ્ટિને આવરી લેતો સંસ્કૃત શ્લોક લખેલો છે :—

अनित्यानि शरीराणि वैभवो नैव शाश्वतः ।
नित्यमंनिहितं मृत्युः, कर्तव्यो धर्मसंग्रहः ॥

અને બાજુમાં 'नाम काल नहि ग्राय !' —એવું હિંદી દુહાનું ચરણ લખેલું છે. ખરેખર, હોલકરશાહી તો ગઇ, પરંતુ ધર્મપરાયણ અહલ્યાબાઇનું નામ હજી સૌ સંભારે છે અને સંભારશે.

મહેશ્વરથી નજીક માઇલ ઉપર જ, પશ્ચિમ તરફના પ્રવાહમાં હોડીની સહેલ કરતાં, 'સેસધારા'ની નિસર્ગસુંદર જગાએ પહોંચાય છે. અસંખ્ય કાળમીંઢ પથરાઓમાંથી માર્ગ કરતાં, ધસતાં અને ધસમસતાં નર્મદાનાં જલ 'સહસધારા'રૂપે અહીં વહેંચાઇ જાય છે, અને નાના મોટા અનેક ધોધ રચે છે. લગભગ દોઢ માઇલ જેટલા વિસ્તારમાં રેવાજીનો પ્રવાહ છિન્નભિન્ન થઇ જાય છે. આગળ વધતાં પ્રવાહ સમતલ બને છે. મહેશ્વરના રાજમહેલની અગાસીઓમાંથી સહસધારાનાં દર્શન થઈ શકે છે. હજાર બાહુથી રાજા અર્જુને નદીનો પ્રવાહ ખાળ્યો હતો એવી પૌરાણિક આખ્યાયિકા આ ઉપરથી સૂઝેલી જણાય છે.

પૌરાણિક કાળમાં માહિષ્મતીના ઉલ્લેખો મળે છે: પાણિનિ ઉપરના 'પતંજલિ વ્યાકરણ-ભાષ્ય'માં ઉલ્લેખ છે ('વાર્તિક', ૧૦, ૧૫) કે 'ઉજ્જયિનીથી નીકળતાં માહિષ્મતી આવતાં સૂર્યોદય દેખાય છે.' હૈહયોના પ્રેલ્લા રાજાને ચંડપ્રદ્યોતના પિતા પુણિકે માર્યો હતો. ઐતિહાસિક યુગમાં ઉજ્જયિની અને મહેશ્વરમાં સમકાલીન નગરો જેવો વસવાટ હતો. અશોકના વખતમાં મળેલી બૌદ્ધસંઘની બીજી સભામાં એવો

આવા શિષ્યોને પ્રકૃતિદેવી હમેશા વાસ્તવિક જીવનના તત્ત્વોનુ શિક્ષણ આપે છે આ શિક્ષણથી તેને દિવ્ય દૃષ્ટિ પ્રાપ્ત થાય છે

પ્રકૃતિ-સુંદર નદીઓ ઉપર જ મહાપ્રજાઓ વસી છે અને ત્યા રહીને જ તેમણે તેમનો સંસ્કાર-સંદેશ દેશાંતરમા ફેલાવ્યો છે 'નદીમાતૃક દેશ' એવો શબ્દપ્રયોગ, નદીને લોકમાતા રૂપે યાદ કરાવે છે

રેવાને તીરે સંગમો સુદ્ધા કુલ ૪૦૦ તીર્થો છે કેવળ ગુજરાતમા જ અઢીસો માઈલના પ્રવાહમા ૧૩૦ તીર્થો આવેલા છે આમ ગુજરાતની મોટામા મોટી અને પવિત્રમા પવિત્ર નદી નર્મદા છે આ રેવા અમરકંટકના પહાડમાંથી નીકળી ને ખંભાતના અખાતને મળે મધ્ય પ્રદેશમાંથી વહેતી વહેતી આ નદી માળવાને ઓળંગી, ગુજરાતમા આવે છે વિશાળ પટ અને ઊંચી ભેખડોથી શોભતો નર્મદા-કાંઠો એ ગુજરાતનો રળિયામણો પ્રદેશ છે

# પૂર્તિ

## મહેશ્વર વિશે પૃ. ૧૨૯ પછી

હોલકરોની નવી રાજધાની ઈંદોરથી, ૬૦ માઇલ ઉપર તેમની જૂની રાજધાનીનું શહેર મહેશ્વર આવેલું છે. મહેશ્વરી નદીના નર્મદા સાથેના સંગમને લીધે આ નામ પડેલું છે નદીના વિશાળ પટને લાગીને હોલકરોના રાજવાડાનું ભવ્ય મહાલય આવેલું છે અને ઓવારા ઉપર અનેક સ્મારક 'છત્રીઓ' આવેલી છે હિંદવિખ્યાત વિધવા મહારાણી અહલ્યાબાઇની ગાદી રાજમહેલમા છે જેનુ હમેશ પૂજન થાય છે. અહલ્યાબાઈની છત્રીના મંદિરમા પાર્થિવેશ્વરની હમેશાં પૂજા થાય છે વિલીન થઇ ગયેલી જાહોજલાલીનુ અહીં ગંભીર અને વિષાદપૂર્ણ વાતાવરણ જામેલુ રહે છે.

અહલ્યાબાઈની રાજગાદી આગળ નીચેનો મહારાણીની જીવન-ફિલસુફીને આવરી લેતો સંસ્કૃત શ્લોક લખેલો છે.—

अनित्यानि शरीराणि वैभवो नैव शाश्वत ।
नित्यसन्निहितं मृत्यु, कर्तव्यो धर्मसंग्रह ॥

અને બાજુમા 'नाम काल नहि खाय ।' –એવુ હિંદી દૂહાનુ ચરણ લખેલુ છે ખરેખર, હોલકરશાહી તો ગઇ, પરંતુ ધર્મપરાયણા અહલ્યાબાઈનુ નામ હજી સૌ સંભારે છે અને સંભારશે.

મહેશ્વરથી ત્રણેક માઇલ ઉપર જ, પશ્ચિમ તરફના પ્રવાહમા હોડીની સહેલ કરતાં, 'સેસધારા'ની નિસર્ગસુંદર જગાએ પહોંચાય છે. અસંખ્ય કાળમીંઢ પથરાઓમાથી માર્ગ કરતા, ધસતા અને ધસમસતા નર્મદાના જલ 'સહસ્રધારા'રૂપે અહીં વહેચાઇ જાય છે, અને નાના મોટા અનેક ધોધ રચે છે લગભગ દોઢ માઈલ જેટલા વિસ્તારમા રેવાજીનો પ્રવાહ છિન્નભિન્ન થઇ જાય છે. આગળ વધતા પ્રવાહ સમતલ બને છે મહેશ્વરના રાજમહેલની અગાસીઓમાથી સહસ્રધારાના દર્શન થઈ શકે છે. હજાર બાહુથી રાજા અર્જુને નદીનો પ્રવાહ ખાળ્યો હતો એવી પૌરાણિક આખ્યાયિકા આ ઉપરથી સૂઝેલી જણાય છે.

પૌરાણિક કાળમા માહિષ્મતીના ઉલ્લેખો મળે છે પાણિનિ ઉપરના 'પતંજલિ વ્યાકરણ-ભાષ્ય'મા ઉલ્લેખ છે ('વાર્તિક', ૧૦, ૧૫) કે 'ઉજ્જયિનીથી નીકળતા માહિષ્મતી આવતાં સૂર્યોદય દેખાય છે' હૈહયોના છેલ્લા રાજાને ચંડપ્રદ્યોતના પિતા પુણિકે માર્યો હતો ઐતિહાસિક યુગમા ઉજ્જયિની અને મહેશ્વરમાં સમકાલીન નગરો જેવો વસવાટ હતો. અશોકના વખતમા મળેલી બૌદ્ધસંઘની બીજી સભામા એવો

ઉલ્લેખ કર્યાનું મળે છે કે અશોકે માહિષ્મતી તરફ ધર્મપ્રચાર માટે બૌદ્ધ સાધુઓને મોકલ્યા હતા.

'દીઘનિકાય'માંના 'મહાગોવિંદ સુત્તન્ત' પ્રમાણે માહિષ્મતી અવન્તીની રાજધાની હતી. પ્રતિષ્ઠાનથી ઉજ્જયિની જતા રાજમાર્ગ ઉપર આ નગરી આવેલી હતી. 'મહિસતી અથવા 'માહિસતી'ના યાત્રિઓએ આપેલાં દાનની નોંધ સાંચીના સ્તૂપના લેખોમાં છે ઇ સ. પૂર્વે બીજી–ત્રીજી સદીના આ લેખો મનાય છે બૌદ્ધભિક્ષુઓ પૈઠણથી ઉજ્જૈન જતા અહીંથી પસાર થતા, અને કેટલાક ત્યાંથી પૂર્વમાં આવેલી શ્રાવસ્તી તરફ વિહાર કરતા.

બૌદ્ધ વિહારો કેવી જગા પર સ્થાપવા તે સંબંધમાં અશોકે વિચાર્યું હતું કે (૧) આ વિહારો મોટાં નગરની સમીપ હોવા જોઇએ, જેથી કરીને ભિક્ષુઓ અન્નભિક્ષા માગી લાવી શકે (૨) છતા તે નગરથી દૂર હોવા જોઇએ જેથી ત્યા લોકોના અવરજવરથી ધ્યાન–ધારણામાં વિક્ષેપ ન પડે, તેમજ જંગલી પશુઓ પણ નજીક ન આવી શકે, (૩) નગરથી દૂર છતા મોટાં નગરોને જોડતા એવા રાજમાર્ગ ઉપર તે વિહારો હોવા જોઇએ, જેથી યાત્રિકોને ત્યાં આવવા–જવાની અનુકૂળતા રહે મહેશ્વર એક

१

# નદીકાંઠાની સંસ્કૃતિ

દુનિયાની ઘણીખરી સંસ્કૃતિઓ નદીઓને કાંઠે જ વિકસી છે: જેમકે મિસરની નાઈલને કાંઠે, ખાલ્ડિયા (ઈરાક)ની યુફ્રેટિસ અને ટૈગ્રિસને કાંઠે, ચીનની યાંગસેક્યાંગ અને હોઆંગહોને કાંઠે, મધ્ય એશિયાની અમુદરિયા અને સરદરિયાને કાંઠે, તેમજ હિંદની સંસ્કૃતિ પંચસિંધુ, ગંગા–યમુના, કૃષ્ણા–ગોદાવરી અને રેવાને કાંઠે વિકસી છે.

વહાણ ચાલી શકે એવી મોટી નદીઓના કિનારાઓ ઉપર અને એના મુખપ્રદેશ ઉપર હમેશાં મહાન સંસ્કૃતિઓ વિકસી છે. લોકોના ઇતિહાસમાં અને સંસ્કૃતિઓના વિકાસમાં નદીઓએ જ મુખ્ય ભાગ ભજવ્યો છે. આવી નદીઓના પ્રવાહ, કાળે કાળે બદલાયા કર્યા છે. સિંધુ, પહેલાં કચ્છના રણમાં સમુદ્રમાં મળતી હતી, અને સરસ્વતીના તો ટુકડા થઈને આખો પ્રવાહ જ ઊડી ગયો છે. ભૂસ્તરશાસ્ત્રીઓ માને છે કે ખંભાતનો અખાત એ પૂર્વકાળમાં સરસ્વતીનદીનું એક મુખ હોવું જોઈએ. નદીના આવા પહોળા થઈ ગયેલા મુખથી બનેલા અખાતને આજે મહી, નર્મદા આદિ નદીઓ મળે છે.

આપણા દેશની સંસ્કૃતિનું મંડાણ કુદરતના કોમળ ખોળામાં છે. પ્રકૃતિનાં વિવિધ સ્વરૂપોમાં પરમાત્માશક્તિનું સૂક્ષ્મ દર્શન કરનાર અનેક ઋષિમુનિઓએ આર્યસંસ્કૃતિ ઘડી છે. આ તપસ્વીઓ અખંડ વહેતી સરિતાના કાંઠાપરના વનપ્રદેશમાં આશ્રમો બાંધતા, અને ધાન્ય, ફલમૂલ વગેરેથી શરીર ટકાવી રાખતા. તેઓ સાદું અને પવિત્ર જીવન ગાળી,

તત્ત્વજ્ઞાનના મહાપ્રશ્નોનું ચિંતન કરતા. દ્રવ્ય અને સાંસારિક સુખ કરતાં નિદિધ્યાસનમાં તેઓ વધારે સંતોષ અનુભવતા, અને સંન્યાસવૃત્તિદ્વારા તેઓ આધ્યાત્મિક શાન્તિ મેળવતા. 'આકાશના તારાગણ અને અંતરમાં રહેલા નીતિનિયમ' દ્વારા તેઓ પરમાત્માના અસ્તિત્વ વિષે શ્રદ્ધાવાન થતા. એમના આશ્રમોનું વાતાવરણ પણ એટલું જ ઉદાત્ત અને પવિત્ર રહેતું.

તેથી જ કહેવાય છે કે ભારતવર્ષમાં સૌથી વિસ્મયકારક હકીકત એ છે કે એની સંસ્કૃતિનું પ્રભવસ્થાન નગર નહિ પણ વન છે. આ વનમાં માટીના લોચાની પેઠે એક બીજામાં લપેટાઈ જાય એટલા ખીચોખીચ સંબંધમા મનુષ્યો આવતા નહિ ત્યાં તો વૃક્ષો, છોડવાઓ, સરિતાઓ અને સરોવરો સાથે મનુષ્યોને નિકટ પરિચયમા આવવાનો પુષ્કળ અવકાશ રહેતો. આ અરણ્યોમા મનુષ્યો હતા પણ ભીડ નહોતી, ત્યાં મોકળાશ હતી. વનની એકલતાને લીધે ભારતવાસીનું ચિત્ત જડ ન બનતાં અધિક તેજસ્વી બનતુ હિંદના બે પ્રાચીન યુગો—વૈદિક અને બૌદ્ધ–યુગો તપોવને જ પોષ્યા છે. આપણા વેદકાળના ઋષિઓની પેઠે બુદ્ધ ભગવાને પણ હિંદના તપોવનમાં જ ઉપદેશામૃત રેડ્યું છે નગરના રાજમહેલમાં એમનુ સ્થાન નહોતુ. પણ તપોવને એમને પોતાના ઉત્સંગમા લીધા. તપોવનમાંથી વહેતા સસ્કૃતિના પ્રવાહે સમસ્ત હિંદને રસબોળ કરી દીધું હતુ.

નદીકાઠે સ્થપાયેલાં આપણા તપોવનો પ્રાકૃતિક વિદ્યાપીઠો હતા. એ જીવનશૂન્ય નહોતા. ત્યાં ગુરુ અને શિષ્ય ભરપૂર જીવન જીવતા. તેઓ ફલ અને ઇન્ધન એકઠા કરતા, ઢોર ચરાવતા અને આધ્યાત્મિક જ્ઞાન પ્રાપ્ત કરતા. એક રીતે આપણી સંસ્કારિતાનું કેન્દ્ર, એ આપણા દેશના બૌદ્ધિક જીવનનુ કેન્દ્ર હોવા ઉપરાત, એના આર્થિક જીવનનુ પણ કેન્દ્ર હતું

નદીના ઊગમની શોધમા જ માનવ સંસ્કૃતિનો વિકાસ સધાયો છે. નદી જોઇ કે સવાલ ઊઠે છે, કે આ નદી કયાથી આવી અને કયાં જાય છે? એનું કારણ શું? નદી કયાં જાય છે – તે તપાસવું સહેલું છે: નદીમા પડતું મૂકયું એટલે એ અનાયાસે આપણને સાથે લઈ જાય નદીમાં પડવાની હિંમત ન ચાલે તો એકાદ ઝાડનું થડ કોતરીને સાથે રાખિયે એટલે બસ: પણ નદી કયાંથી આવે છે – તે તપાસવા માટે તો ઉલટી ગતિએ જવુ જોઇએ. એ તો ઋષિઓ જ કરી શકે.

હાથમા ડુંગળી કે કેબેજ આવે કે એના બધાં પડ ઊકેલી જોવાની જેમ ઈચ્છા થાય છે તેમજ, નદી જોઇ કે ઊગમ તરફ ચાલવાનુ માણસને મન થાય જ છે. ઊગમની ગોધ એ સનાતન ગોધ છે એ રીતે જ કેદાર, બદરી, ગંગોત્રી, જમનોત્રી, અમરનાથ, માનસરોવર, અને અમરકંટક, મહાબળેશ્વર કે ત્ર્યંબકની શોધ થઇ છે એ બધા તીર્થો નદીનુ મૂળ શોધવાની નૈસર્ગિક જિજ્ઞાસાનાં પરિણામ છે. જો કે આપણી કહેવત છે કે 'ઋષિનાં કુળ અને નદીનાં મૂળ' જોવાનુ કુતૂહલ બહુ ન રાખવુ. છતાં એ વૃત્તિ માનવીમાં પ્રબળ છે

ક્ષિતિજની પેલે પાર શું છે તે જાણવાની ઉત્સુકતા લગભગ દરેક માનવીમા હોય છે, પણ જાણવા પાછળ પોતાની તમામ શક્તિઓ ખરચી નાખવા જેની ઉગ્ર આતુરતા તો વિરલાઓમા જ હોય છે. દુનિયામા શું હશે?–ની પાછળ ગાડા થનારા લોકોએ જ વિજ્ઞાનનો પાયો નાખ્યો છે; અને તેને આજની આશ્ચર્યકારક સ્થિતિએ લાવીને મૂક્યું છે.

ઉત્તર ધ્રુવ તરફ રહેતી આર્યપ્રજા, જેમ ઉષ્ણતા આપનાર સૂરજ કયાથી ઊગે છે અને કયા આથમે છે એમ ગોધવા માટે બહાર નિકળી; અને ચારે ખંડોપર પ્રસરી, તેમ હિંદુસ્તાનના સંતાનો પોતાનાં ઢોરને લઇને કે એકલા, નદીનું મૂળ ગોધતા શોધતા ફરતા હોય તો નવાઇ નથી.

ધ્યાન, ભજન અને ભિક્ષામાં જીવન સમાપ્ત કરનાર તપસ્વીઓ હમેશા પાણીનો આશ્રય શોધે છે. કોઈ ઝરણું હોય, કોઈ તળાવ હોય, નદી હોય કે મહાનદ હોય, પણ પાણીની સગવડ જોઈએ જ. જેટલાં શહેરો અને આશ્રમો પ્રાચીન નગીક પંકાયેલાં તે, જળાશયને કિનારે જ છે ભરવાડ, ગોવાળ, શિકારી અને સાધુઓ આવાં ઝરણનું મૂળ શોધતા જાય એમા આશ્ચર્ય શુ ?

અજંતાની ગુફાઓનુ સ્થાન પસંદ કરનાર સાધુઓ આવા જ કોઈ ઝરણની શોધમાં નિકળ્યા હોવા જોઈએ એ સ્થાન પાસે, વાંકીચૂકી ટેકરીઓ વચ્ચે થઈને એક નાનકડો પ્રવાહ વહે છે. પાણી સરસ છે. આસપાસની ભૂમિ શાંત, રમણીય અને પ્રસન્ન છે. એટલે સાધુઓ ત્યાં જઈને વસ્યા હૃદયના ઊંડાણમાં વધુ અને વધુ પ્રવેશ કરવાની ઝંખના રાખનારા સાધુઓ ખુલ્લા મેદાનમાં નદીને કાંઠે લાંબા વખત સુધી શી રીતે રહી શકે? આ બધું પાણી ક્યાંથી આવે છે? પહાડની દરીમાં શું સંતાયેલુ છે?– એ શોધવા તેઓ ઉપડયા જ હશે. વાંક અને વળાંક ચડતા ચડતા સાધુઓ ટેકરીઓના ઘેરાવાની અંદર ઘૂસ્યા, વધુ ને વધુ અંદર ઘૂસ્યા. અંતે ચંદ્રાકાર કરાડપરથી પાણીનો પડતો ધોધ તેમણે

ભયંકર જંગલો, પહાડો અને મહાનદી – ત્રણેનો જ્યાં યોગ થયો ત્યાં રમણીયતાના અને ભવ્યતાના ભક્ત એવા આર્યોને, તીર્થની કલ્પના વીજળીના વેગથી સ્ફુરતી વળી નર્મદા તો એક કાળે, આર્યાવર્તની સીમા જેવી હતી દક્ષિણ તરફ ધસ્યે જતા આર્યો વિન્ધ્યાચળ અને નર્મદા આગળ અટકી જતા. આ રીતે અટકેલા આર્યોએ નર્મદાની આકર્ષકતાને નિરાંતે અવલોકી હોય એ સ્વાભાવિક છે. તીવ્રતમ તપની ઇચ્છાથી વસતીથી દૂર ને દૂર જતા, અતિશય ભયાનક અને અગમ્ય સ્થાનોની શોધમાં નિકળેલા તાપસીઓ નર્મદાના કાંઠા ઉપરનાં જંગલોને તપોભૂમિ માની, ત્યાં જ તપ કરવા બેસી ગયા હોય એ પણ સંભવિત છે

આવા મહાન તપસ્વીઓના દર્શન કરવા અતિશય શ્રમ તથા જોખમ ખેડીને જે ભાવિકો નર્મદા કાંઠે આવતા હશે, તેઓને ગંગાયમુના ઘણે દૂર મૂક્યા પછી, એ મૈયાઓ સાથે સ્પર્ધા કરે એવી આ મહાનદીને જોઇને કેટલો આનંદ થયો હશે એની કલ્પના વર્તમાન રેલવેની, જોખમ કે શ્રમ વગરની મુસાફરીના સમયમાં, આવવી સંભવિત નથી મહાતપસ્વીઓના દર્શનથી, તથા ભવ્ય અને ભયાનક જંગલો વચ્ચે વહેતી પુણ્યસલીલા રુદ્ર-દેહાના દર્શનથી, તેમજ એના જળમાં સ્નાનથી તૃપ્ત થયેલા ભક્તોએ નર્મદાને પણ પવિત્ર નદી માનવા માંડી હશે. ગંગાથી આટલે દૂર આવ્યા પછી, રેવાજીને પવિત્ર ન માને તો આર્યો જીવે કેમ? નર્મદાનું 'દક્ષિણ – ગંગા' નામ ખૂબ સૂચક છે



૨

# લોકમાતા નર્મદા

નદીનો કાંઠો એટલે માનવી કૃતજ્ઞતાનો અખંડ ઉત્સવ ઘાળાવેળા પ્રાસાદો અને ઊંચા ઊંચા શિખરો એ જ એક અખંડ ઉપાસના છે પણ એટલાથી કાંઈ પૂરું થતું નથી એટલે ભક્તો નદીની લહરી ઉપરથી મંદિરના ઘંટાનાદની લહરીઓ આ કાંઠાથી પેલા કાંઠા સુધી, મોકલતા રહે છે

નદીનો કાંઠો એટલે શુદ્ધ અને શીતળ હવા નદીને કાંઠે કાંઠે ફરવા જઈએ એટલે કુદરતના માતૃવાત્સલ્યના અખંડ પ્રવાહનું દર્શન થાય છે

નદીના દર્શન સાથે સ્નાન, પાન અને દાનનો વિધિ થવો જ જોઈએ તો જ નદીનો સાક્ષાત્કાર કર્યો કહેવાય વળી હોડીમાં બેસી પેલે પાર જવાનું મન થાય તે વખતે જ્યારે હોડી મઝધાર આવે ત્યારે મંત્ર બોલી આચમન કરવું ઇષ્ટ છે

છે. સાચે જ નદી લોકસમાજની માતા છે. 'નદી-માતૃક દેશ' એવું પદ જાણીતું છે. વળી મોટાં મોટાં સામ્રાજ્યો પણ એ નદીને કિનારે સ્થપાયાં છે.

બીજું રૂપક લઈને કહિયે તો, નદીમાતાનું માનવજીવનમાં કેવુંક સ્થાન છે તે સમજાય છે : "મધ્યમ વર્ગના એકાદ ઘરની ભૂગોળનો જરાક વિચાર કરી જોઈશું ? ઘરમાં પાણિયારું હોય છે, કોઠાર હોય છે, ચૅાક હોય છે, ઓટલો હોય છે, દેવસેવા હોય છે, બેસવા-ઊઠવાનો ખંડ હોય છે. પતંગો ચગાવવાની અગાસી હોય છે—એમ સમસ્ત દેશ પ્રજાનું ઘર છે; **નદીઓ ને તળાવો પ્રજાનું પાણિયારું છે:** વનવાડીઓ અને ખેતરો પ્રજાના કોઠાર છે; મોટાં શહેરો પ્રજાના ચૅાક છે; તીર્થધામો પ્રજાની દેવસેવા છે; કાવ્ય-સાહિત્યનાં ધામ પ્રજાના ભૂત ભાવિના અનુભવના અને આશાના પતંગો ચગાવવાની અગાસીઓ છે. દેશ એટલે પ્રજાનું ઘર." (કવિ ન્હાનાલાલકૃત 'ગુજરાતની ભૂગોળ') દેવીની પેઠે ગંગાજી તથા રેવાજીની પ્રદક્ષિણા સાધુ લોકો કરે છે : એને 'પરકમ્મા' કહે છે : તે આવા પૂજ્યભાવને લીધે જ.

નર્મદા લોકમાતા છે. પુરાણગ્રંથોમાં તેનું ભક્તિપૂર્વક સ્મરણ કરેલું છે. આર્યપૂર્વજોની નદીભક્તિ લોકવિશ્રુત છે. આજે ય તે ક્ષીણ થઇ નથી. યાત્રાળુઓની નાની મોટી માનવનદીઓ તીર્થસ્થાનો તરફ વહીને, એ પ્રાચીન ભક્તિ, હજુયે એવી ને એવી જાગૃત રહેવાનો પુરાવો આપે છે

અમરકંટકની આસપાસની ઉન્નત ભૂમિ ભારતવર્ષની લગભગ મધ્યમાં ઊભી છે. ત્યાંથી ત્રણ દિશાએ એણે પોતાની કરુણાનું સ્તન્ય છોડી વહેતું મૂકી દીધું છે. ભૌગોલિક રચનામાં જેમની વચ્ચે ઘણું સામ્ય છે, પણ બીજી રીતે સંપૂર્ણ વૈષમ્ય છે એવા બે પ્રાન્તને, એણે બે નદીઓ આપી છે : નર્મદા ગુજરાતને ભાગે આવી, અને મહાનદી ઉત્કલને

મળી અમરકંટકનો ત્રીજો સ્રોત તે પીવરકાય શોણભદ્ર. નર્મદા સુદીર્ઘા છે; મહાનદી અષ્ટાવક્રા છે : જ્યારે શોણભદ્ર સુપીન છે – જે પાંચસો માઈલનું પગક્રમ પૂરું કરી, પટણા આગળ ગંગાને મળે છે.

નર્મદા નદી જ્યાંથી નિકળે છે ત્યાંથી જ બન્ને બાજુ કરસાર લેતી જાય છે. એની માંડલિક નદીઓ મોટે ભાગે ઉત્તર તરફથી અને બીજી દક્ષિણ તરફથી આવી મળે છે. દરેક નાની નદી તેને મળે છે તેની સાથે કંઈ કંઈ સંભારણાં લેતી આવે છે. આમ નર્મદાનું કુટુમ્બ મોટું છે; કારણ કે કેટલીયે નાની મોટી નદીઓ એને આવી મળે છે.

નદીના ભાઠાની વનસ્પતિ : એક બાજુ ઊંચી ભેખડ અને બીજી બાજુએ દૂર સુધી પથરાયેલો નર્મદાનો કાંપ : અને એમાં ઊગતાં રીંગણાં, ચીભડાં, કાકડી અને તડબૂચનાં અમૃત ખેતરો : નર્મદા કાંઠાનાં એ ફલ શાકાદિની મીઠાશ અનેરી છે : સારાયે મધ્ય પ્રાંત અને માલવનો કાળો કાંપ ઘસડી લાવી, નર્મદાએ રસાળ એવી 'કાનમ'ની કૃષ્ણભૂમિ રચી છે : જ્યાંના કપાસના છોડની બરોબરી હિંદમાં બીજે થઈ નથી.

ઉત્તરાપથ અને દક્ષિણની સરહદ નર્મદાથી અંકાઈ છે. લાટદેશનું પ્રાચીન નામ પામનાર નર્મદાનો સાગરસંગમ 'લાટીનો સમુદ્ર' નામથી, ગ્રીસમાં પણ જાણીતો બન્યો હતો.

નર્મદાનો તો આમ પુરાણકાળમાં તથા ઇતિહાસકાળમાં કંઈ કંઈ પ્રતિહાસ નોંધાયેલો છે. છતાં, એવા ઇતિહાસ વિના, કોઈ નદી વિષે કહેવા જેવું કશું ન હોય તો યે શું? એમાં નાહાનો આનંદ કંઇ ઓછો થવાનો હતો?

નદીની મહત્તા સ્વતઃસિદ્ધ છે. એના નામ સાથે કાંઈક પ્રતિહાસ સંકળાયેલો હોય તો તે પ્રતિહાસની ધન્યતા. નદીને એનું શું? કારણ

કે ઇતિહાસનો રસ, વિગ્રહ સાથે વધારે હોય છે—ત્યારે નદીનું કામ, સંધિનું હોય છે. અસંખ્ય ખેડુતો અને પથિકોને, પશુઓને અને પક્ષીઓને પોતાના જળથી સંતુષ્ટ કરતી નદી જ્યારે વહે છે ત્યારે એ આત્મસંતુષ્ટ જ હોય છે.

નદીને પૂછો 'તારો ઇતિહાસ શો છે?' એ કહેશે કે 'હું પર્વતની દીકરી છું; અસંખ્ય માનવ તથા તિર્યક્ પ્રજાની માતા છું, સાગરની સેવા કરું છું; અને આકાશના વાદળાં એ જ મારું સ્વર્ગસ્થાન છે. એટલો ઇતિહાસ મારે મન મહત્ત્વનો છે. બાકી તમારા ઝઘડાઓનો ઇતિહાસ તમે જાણો. વેરનો અને ગાંડપણનો ઇતિહાસ તે વળી લખાતો હશે? એ તો ભૂલી જવાની વાત હોય છે. વેરઝેર કાયમ કરવા ઇતિહાસ ન લખાવો જોઇએ. એને દાટી દેવો કે ધોઈ નાખવો. સેવાનો ઇતિહાસ એ જ સાચો ઇતિહાસ.'

આપણી ગુજરાતની નદીઓ તે આપણી માતા નર્મદા, મહી, તાપી અને સાબરમતી: પૂર્ણા, અંબિકા, મીંઢોળા અને કાવેરી: ભાદર અને શેત્રુંજી: ગંગા, સિંધુ અને ગોદાવરી કરતા એ સર્વ નાની ખરી; છતાં ગુજરાતની સર્વાંગી આભૂષણમાળા સમી એ સરિતાઓ, ગુજરાતની ફલદ્રૂપતા અને સમૃદ્ધિની યુગયુગથી જનની બની રહી છે.

'નમો નર્મદા નીર ગંભીર શાન્તે!' એ નર્મદા કિનારાની નિત્ય પ્રાર્થના છે. 'સ્કંદપુરાણ'નો 'રેવાખંડ' હજી વંચાતો બંધ પડ્યો નથી. મહીને આપણે 'મહીસાગર' કહી, તેનું મહાત્મ્ય સ્વીકારી જ લીધુ છે. 'તાપીપુરાણ' તથા 'સરસ્વતીપુરાણ' વાંચીને તેના રચનારની પર્યટનપ્રિયતા અને ભૌગોલિક સ્થાનોની ચોકસાઈ માટે ઉત્પન્ન થયેલી માનની ભાવના હજી જીવન્ત છે. સાબ્રમતી, દધિચિની વેદવાર્તાથી માંડી, ગાંધીજીનાં સત્ય અહિંસાના અલિખિત મહાકાવ્યો સુધી, પહોંચી જાય છે.

નર્મદાના મુખ ઉપરનું ભૃગુકચ્છ પ્રાચીન ગ્રીસની રચાયેલી ભૂગોળમાં સ્થાન પામ્યું છે. બૌદ્ધોની જાત કથાના કઈંક નાયકોના વહાણ ભૃગુકચ્છથી ઉપડતા. શૂર્પારક-સોપારાને દક્ષિણમાં આજ ભલે એવો જવાબ : એ પણ એક જાણીતુ ગુર્જર બંદર હતુ. સાબરમતી અને મહીના સાગર–સંગમને નિરખતુ ખંભાત અમિરિયાના ગુજરાત સાથેના સંબધો, આરબોના હિંદુ ગુજરાતમાંનાં આગમન, અને વારંગોડ ગામાને હિંદ શોધી આપનાર ખંભાતી ગુજરાતીની સાક્ષી આપતુ હજી નિલું છે!

તાપીમુખ ઉપરનું સુરત તો ચોરાશી બંદરોના વાવટા ફરકાવતું 'સોનાની મૂરત સમુ' ગુજરાતને–કહો કે હિંદને–જગતમા ઊતરવાના 'દ્વાર'રૂપ હતું.

ગુજરાતની નદીઓના કિનારા એ ગુજરાતનાં અનુપમ દશ્યો. એમની બરોબરીના દશ્ય હિંદભરમા ઘણા થોડાં હશે નદીઓનાં ભાઠાં, નદીઓના કિનારા અને નદીઓની ભેખડોમા હજી બગીચા ઊગે છે એ નદીઓ ગુજરાતને ઉત્તર અને મધ્ય હિંદમા જવાના સુગમ માર્ગ આપતી હતી. રેલને પાટે સધાતા ઉપલક–જીવન–સંબધો કરતા, એ નદી–પ્રવાહો વધારે સાચા સંસ્કાર–સબધોનો વિકાસ સાધતી હતી. રેલના પાટા–પ્રવાહો 'રૂપીઆ–આના–પાઈ'મા આપણા–આપણા નહિ, પરદેશીઓના–નફાની ગણતરી કરે છે. નદીપ્રવાહોના નફા નદીને 'માતા'' કહી સબોધવામા જ પૂરા થાય છે જનનીનુ મૂલ્ય આંકવાની તાકાત માનવ–અર્થશાસ્ત્રમા તો નથી જ, માનવવાણીમા પણ નથી. ઇશ્વર સરખી અગમ્ય માતાની ભાવના, યુગયુગની પ્રજાઓને પોષતી નદીઓને નિહાળતા, આ નાસ્તિક યુગમા પણ જાગ્રત થાય એમ છે.

દન્તકથા કહે છે કે ઉનાળામાં એક અતિ તાપવાળા દિવસે ભગવાન શંકરને શરીરે ખૂબ પરસેવો છૂટયો, અને એ પરસેવામાથી એક અતિ

રૂપાળી કન્યા પ્રગટ થઈ. આ શંકરપુત્રી તે જ 'નર્મદા' કે 'રેવા' : આ કારણથી જ તેના 'રુદ્રદેહા' કહેવાય છે. આ રુદ્રકન્યા રેવાનો જન્મ વૈશાખ સુદિ પૂનમે થયો મનાય છે.

નર્મદા નદીની લંબાઈ લગભગ સાડીઆઠસો માઈલ છે. એ અમરકંટકના ૩૫૦૦ ફુટ ઊંચા પહાડમાંથી નિકળી, વિન્ધ્યાદ્રિ અને સાતપુડા પર્વતની વચ્ચેથી પસાર થઈ, ગુજરાતમાં આવે છે.

નર્મદા ગુજરાતમાં† મોટામાં મોટી નદી છે; અને ભારતવર્ષની મહાનદીઓમાંની એક છે. પણ એની આકર્ષકતા એ એક જ કારણથી નથી બંને કાંઠે પહાડો તથા ભયંકર જંગલોની વચ્ચે ઊંડી ખીણમાં પથરાઓ ઉપર પછડાતી, ડોળાતી, ઠેકડા મારતી, બગાસાં પાડતી નર્મદાની રમણીય ભવ્યતા અને ભયંકરતા એ રુદ્રકન્યાને ઘણી આકર્ષક બનાવે છે તેમાં ય કેટલાક સ્થળો અતિશય રમણીય છે.

અમરકંટકથી જોરમાં નીચે ઊતરતી નર્મદા, ૨૦૦ માઈલ વહ્યા પછી જબલપુરથી નવ માઈલ નીચે આરસપહાણના ખડકોમાં જે ઊંડો ક્દકો મારે છે, તે કૂદકો – તે ધોધ, અને એ આરસપહાણના ખડકો–એ દેખાવ અદ્ભુત છે, આ પહેલા પણ કેટલાક ધોધ આવી જાય છે, અને પછી પણ ચાળીસ ફીટના બે ત્રણ ધોધ આવે છે

નદી ક્વચિત્ પહાડો વચ્ચે, પથરાઓમાં પછડાતી ચાલે છે, તો ક્વચિત્ ઊંચા ભવ્ય વૃક્ષો વચ્ચે શાન્તરીતે ચાલી જાય છે ક્વચિત્ વિશાળ પ્રદેશમાં પથરાઇ જાય છે તો ક્વચિત્ પોતાનો પટ સંકેલી લઈ, 'હરણની ફાળ'માં સમાઈ જાય તેવડી બને છે મેંડકો માઈલ સુધી

† કવિ રાજશેખર (દસમું સૈકું) 'કાવ્યમીમાંસા'માં નર્મદાને દક્ષિણાપથની નદીઓ સાથે ગણાવે છે,

ભયંકર જંગલો વચ્ચે આવ્યા પછી ગુજરાતના ફલદ્રુપ પ્રદેશને વધારે ફલદ્રૂપ કરતી વાડીઓ અને ખેતરો વચ્ચેથી જ્યારે આ રુદ્રકન્યા પસાર થાય છે ત્યારે જાણે એનું રૂપ જ બદલાઈ જાય છે; એના પિતાનું 'રુદ્રત્વ' શાન્ત થઈ, 'શંકરત્વ' પ્રગટ થાય છે. નદીના પાણી પણ ક્યાંક સો સો ફીટ ઊંડાં છે તો ક્યાંક છીછરાં બને છે.

ગંગાની જેમ નર્મદા પણ, હિંદની વિશિષ્ટ નદી છે ઈતિહાસના ઉષ:કાળથી માંડીને, તે હિંદના હૃદય ઉપર સત્તા જમાવતી અને પોતાને કાંઠે અસંખ્ય માનવીઓને તે આકર્ષતી આવી છે. અમરકંટના મૂળથી માંડીને સાગર સુધીના સંગમ સુધીની, તથા પ્રાચીન કાળથી માંડીને અર્વાચીન કાળ સુધીની તેની કથા, તે હિંદને ઉત્તરાપથ તથા દક્ષિણાપથમાં વહેંચી દેનારી હિંદદેવીની કટિમેખલાને સ્થાને આવી રહેલા નર્મદાતટની સંસ્કૃતિની અને સુધારાની કથા છે

સામ્રાજ્યોનાં ઉત્થાન અને પતનની, વિશાળ અને ગૌરવશાળી નગરીઓની, માનવીનાં સાહસોની તેમજ હિંદના ચિંતકોને મશગુલ રાખનાર તત્ત્વના અન્વેષણની, જીવનની સમૃદ્ધિ અને સફળતાની, તેમજ નિવૃત્તિ અને સંન્યાસની, ચડતીની અને પડતીની, વૃદ્ધિની અને હ્રાસની, જીવનની અને મરણની કથા, તેમાં ભરી પડી છે

સાહસિક ક્ષત્રિય વીરોએ નર્મદા આગળ અટકીને, માળવા-ગુજરાતનાં રાજ્યો જમાવ્યાં, એટલે નર્મદાનું માહાત્મ્ય એવડું વધ્યું. ધર્મ અને અર્થ-બેયના આશ્રયરૂપ નર્મદાની તીર્થરૂપતા વધતી ગઈ. પહેલાં જ્યાં યોગીઓ અને તપસ્વીઓ યોગ અને તપની સાધના કરવા બેસતા ત્યાં મોટા યજ્ઞો થવા લાગ્યા, અને યજ્ઞોનું સ્થાન ધીમે ધીમે દેવપૂજાએ લીધું. એટલે નર્મદાના કાંઠા ઉપર દેવો આવીને બેઠા.

રુદ્રકન્યાના કાંઠા ઉપર ભગવાન રુદ્ર સિવાય બીજું કોણ હોય ?

છેક મૂળથી મુખ સુધી નર્મદાના કાંઠા ઉપર ઠેકાણે ઠેકાણે અનેક શિવ-મંદિરો ઊભાં થઈ ગયાં. રેવાજીની પવિત્રતાના ગ્રંથો અને માહાત્મ્ય-કથાઓ લખાવા લાગ્યા. યાત્રાઓ અને પરિક્રમાઓ થવા લાગ્યાં. પોતાની પુત્રી ઉપર ભોળા શંભુની એટલી કૃપા છે કે નર્મદામાં સર્વત્ર પોતે વાસ કરીને રહે છે. એટલે જ 'નર્મદાના કંકર એટલા શંકર' એવી કહેવત પડી છે, અને નર્મદામાંથી મળેલા સ્વયંભૂ બાણની શિવભક્તો બહુ શ્રદ્ધાથી પૂજા કરે છે.

ભગવતી ભાગીરથીનો એક કાંઠો–કાશી તરફનો કાંઠો–પવિત્ર અને મુક્તિદાયક મનાય છે. ત્યારે બીજો કાંઠો અપવિત્ર મનાય છે. આની સરખામણીમાં રેવાભક્તો રેવાને 'ઉભયતટપાવની' ગણે છે, અને કહે છે કે સરસ્વતીમાં ત્રણ દિવસ સ્નાન કરવાથી, યમુનામાં સાત દિવસ અને ગંગામાં એક દિવસ સ્નાન કરવાથી સર્વ પાપો ધોવાઈ જાય છે, પણ રેવામાના તો દર્શનથી જ પાપ ધોવાઈ જાય છે. વળી યમુના અને ગંગાની પવિત્રતા કલિયુગના અમુક વર્ષો ગયા પછી ક્ષીણ થઈ જશે, પણ નર્મદાની પવિત્રતા તો અનંતકાળપર્યંત રહેશે.

માતાની ભાવાત્મક મૂર્તિને આંખ આગળ રાખી, જલરૂપ માતાની પરિક્રમા તેથી જ પ્રચારમાં આવી છે. ... ... નર્મદાની પરકમ્મા ઉત્તર તટના તીર્થથી શરૂ કરી હોય તો પહેલાં તેના ઉદ્‌ગમસ્થાન અમરકંટક તરફ જવાનું હોય છે, અને અમરકંટકથી દક્ષિણ તટે આવી, પછી રેવા–સમુદ્રસંગમ જઈ આવી, ત્યાંથી ઉત્તર તટે–જ્યાંથી પ્રદક્ષિણા શરૂ કરી હોય ત્યાં સમાપ્ત થાય છે. આખી પ્રદક્ષિણા પગપાળા કરવાનો નિયમ છે, ને એ રીતે ચાલતાં માર્ગમાં નર્મદા દૃષ્ટિ સામેથી લુપ્ત થવી જોઈએ નહિ. પરકમ્મા ઓછામાં ઓછાં બે વર્ષ લે છે. પરકમ્માવાસી ગમે તેવો શ્રીમંત હોય, પણ પ્રદક્ષિણા સમયે તેનાથી એક પાઈ પણ જોડે રાખી શકાય નહિ એવો નિયમ છે. વધારાના

વસ્ત્રો પથારી, સીવું કે ભાથું પણ સાથે રાખી શકાતું નથી, તેમ ન કરે તો પરિક્રમાનું ફળ મળે નહિ. નર્મદાને બન્ને કાંઠે, ચાર ચાર પાંચ પાંચ માઈલને અંતરે સદાવ્રતના મથકો આવેલાં છે. ત્યાંથી સદાવ્રત લઈ, હાથે રસોઈ કરી, દરરોજ જમવાનો નિયમ છે. આ સદાવ્રતો જે જે રાજ્યોમાંથી નર્મદા વહે છે તે તે રાજ્યો તરફથી અબાધિત રીતે અપાય છે, અને તે માટે સદાવ્રતના મથકો ને જમીનો અને વર્ષાસનો આપેલાં છે. નર્મદા તટે સામાજિક તથા આર્થિક બે ભાવનો લોપ કરવો પડે છે.

નર્મદાનો પરકમ્મામાર્ગ ઘણો વિકટ છે. ઘણા ભાગમાં તો તે પહાડો અને ગાઢ વનોમાંથી પસાર થાય છે. અમરકંટક અને મંડલા વચ્ચેનું અરણ્ય, ઓંકારેશ્વરની ઝાડી અને શૂલપાણની ઝાડી એ ભાગનો રસ્તો એટલો બધો વિકટ છે કે તેમાં પરકમ્માવાસીઓની શ્રદ્ધા, ભક્તિ અને ધીરજની કસોટી થાય છે.

પા ઊને આમ ને એમ લાગે તેમ ન ધારી ધાર ગ્રિયાવાળી નદીઓને
ગાગે છે સન્ધારની ધારની ઉત્તરે નિકળતી નદીઓ ઉત્તર ભણી વહે છે
એની દક્ષિણે નિકળતી નદીઓ દક્ષિણ ભાણી વહે છે. આવી જ રીતે
નર્મદા પણ પશ્ચિમવાહિની બની છે

'નર્મદા' એને આનન્દદાયિની નિસર્ગશોભા અને રૂપલાની
દૃષ્ટિએ તે માનસ-ઝરત માટે ખૂબ જ બાહુનાં છે નર્મદાનું બીજું
નામ 'રેવા' પણ છે શ્રી જૈયાનાન મનતીના મત પ્રમાણે
આનર્તપ્રદેશના એક પૌરાણિક કાળના રાજા 'રેવ'ના નામ ઉપરથી
આ નામ પડ્યુ છે, કારણ કે તેના પુત્ર રૈવતના નામ પરથી જૂનાગઢના
ગિરનાર પર્વતનુ નામ 'રૈવતક' પડેલુ હોવાનું મનાય છે નર્મદાના
આખા પ્રવાહ પર એટલા બધા ધોધો આવેલા છે કે આનર તરફ તેને
નર્ક જતા ભૂપૃષ્ઠ પર આ ધોધો દ્વારા જાણે કે તે કૂદકા મારતી માતી,
આગળ ચાલે છે સંસ્કૃતમા 'રેવૃ' ક્રિયાપદનો એક અર્થ કૂદકા
મારીને ચાલવુ' એવો થાય છે નર્મદા આ રીતે વહી આવતી
હોવાથી તે 'રેવા' કહેવાઈ હોય એમ લાગે છે (रवते उत्प्लुत्य
गच्छतीति ।)

નાદીડ઼ર (નાદોદ, હાલનુ રાજપીપળા)ના ગુર્જરવંશ (ઈ સ.
૫૮૫-૭૩૫ લગભગ)ના ઉત્કીર્ણ લેખોમા 'રેવા, નદીના ધોધોમાથી
પડતા પાણી'નો અનેક વાર ઉલ્લેખ મળે છે નર્મદાના આ 'રેવા'
નામ પરથી મધ્યહિંદ એજન્સીમા બાઘેલખંડનો એક આખો પ્રદેશ
'રેવા' (રીવા)§ કહેવાય છે, કારણ કે નર્મદા તેમા થઈને પસાર

થાય છે; વળી ગુજરાતમાં પણ એનો તટવર્તી પ્રદેશ 'રેવાકાંઠો' કહેવાય છે.

રેવા–નર્મદા નદીના કાંઠાનાં દેશી રાજ્યોનો સમુદાય તે 'રેવા કાંઠા એજન્સી'. રાજપીપળા, છોટાઉદેપુર, દેવગઢ બારીયા, લૂણાવાડા, સુંથ ને વાડાશિનોરનાં સંસ્થાનો આ એજન્સીમાં છે–હતાં. આમાંનાં ઘણાંખરાં રાજ્યો ગુજરાતને સીમાડે છે, વનની ઝાડીઓમાં છે, ડુંગરાળ છે; ગુજરાતના જાણે પૂર્વ દરવાજાના કોઠાઓ અને કાંગરાઓ જેવાં કિલ્લો કરીને ઊભા છે! વિંધ્યાચલના અને સાતપુડાના છેવાડાના ઢોળાતા ડુંગરો આ પ્રદેશમાં છે. વનને લીધે વરસાદ વધુ પડે છે, ને તેથી હવા અને જમીન ભેજવાળી રહે છે. મુખ્ય પાક પણ વગડાઉ છે. વસ્તી આછી, આઠેક લાખની છે; પણ મોટો ભાગ અજ્ઞાન ભીલ જાતનો હોવાથી, શિકાર સિવાય ખાસ હુન્નર ઉદ્યોગ કાંઈ નથી.*

૮ મીથી ૧૦ મી સદી સુધી રેવાકાંઠાનો પ્રદેશ કોલ તથા ભીલ સરદારોના શાસનમાં હતો. ૧૧ મી, ૧૨ મી તથા ૧૩ મી સદીમાં જ્યારે મુસ્લમાનો રાજપૂત સરદારોને ખૂબ સતાવવા માંડયા ત્યારે એ લોકો અહીં આવીને વસ્યા; અને કોલ તથા ભીલોને હરાવી, નસાડી, તેમનું રાજ્ય પોતાનું કરી લીધું. એ રજપૂતોમાંથી રાજપીપળા અથવા નાંદિપુરીનો રાજા સૌથી મુખ્ય હતો ૧૬ મી સદીમાં અમદાવાદના સુલતાનોએ આ પ્રદેશપર અધિકાર જમાવ્યો હતો. ૧૮ મી તથા ૧૯ મી સદીમાં મરાઠાઓનો પ્રભાવ આ ભૂમિપર ફેલાયો હતો.

'વિષ્ણુપુરાણ' નર્મદાને વિન્ધ્યમાંથી નીકળતી ગણી કહે છે નર્મદા પારિયાત્રમાંથી નીકળતી પણ ગણાવાઈ છે નર્મદાનું એક નામ 'મેકલસુતા' છે. તે સૂચવે છે કે એ, કલ્પના એક અંશમાં મેકલ-ગિરિ—હાલના મૈકલ—માંથી નીકળે છે. જ્યારે રેવાનું મૂળ વિન્ધ્ય પાસેના અમરકંટકગિરિમાં શોધી શકાય છે નર્મદા અને રેવા, માંડલાની સહેજ ઉપર સંગમ રચે છે, અને પછી બન્નેમાંથી ગમે તે નામે ઓળખાતી આગળ ધપે છે

સાતપૂડા—નર્મદાની દક્ષિણનો પર્વત—તે તો અર્વાચીન ભૂગોળવિદોએ ઉત્તર ભારતની દક્ષિણ હદ તરીકે ગણાવ્યો છે, અને તે રીતે એને પ્રાચીન 'પારિયાત્ર' કહી શકાય. ગુજરાતના પૂર્વ અને ઈશાનને વીંટળાઈને પડેલો વિન્ધ્યનો ભાગ અને આગરવલી—એ મળીને પ્રાચીન 'પારિયાત્ર'. અને દક્ષિણ ગુજરાત તથા વરાડ—છોટાનાગપુરમાં પસાર થતી ગિરિમાળા તે પ્રાચીન 'ઋક્ષ' અથવા 'સાતપૂડા' આ પારિયાત્ર અને ઋક્ષ—તે બન્ને પ્રાચીન વિન્ધ્યની બે પાંખો હતી એમ વિદ્વાનો માને છે

પૌરાણિક ધુમ્મસ છવાયેલું છે, પણ તે ક્યાનું રૂપાન્તર બાદ કરતા, આપણને એટનુ સત્ય તો જરૂર મળે છે કે ભારતવર્ષના ઉત્તર ભાગમા, ગગાયમુનાને કાઠે કેરાયેલી સ સ્કૃતિને વિંધ્યના જગલો વટાવીને, દક્ષિણના અરણ્યનિવાસી લોકો પાસે લઈ જનાર, પહેલવહેલા અગસ્ત્યમુનિ જ હતા એટલું જ નહિ, પણ સમુદ્ર ઓળગીને (પુરાણ કથા પ્રમાણે 'સમુદ્રને પી જનારા')સુમાત્રા સુધી પણ આ સસ્કૃતિનો સદેશ લઈ જનાર, અને ત્યા તેની સ્થાપના કરનાર પણ અગસ્ત્યમુનિ હતા અગત્સ્યના પરાક્રમને લીધે તેમની ખ્યાતિ થઈ, અને તેના સ્મરણાર્થે દક્ષિણ તરફના એક તેજ પુજ નક્ષત્રને તેનુ નામ આપવામા આવ્યુ લોકકલ્યાણના હેતુથી અગસ્ત્યે દક્ષિણ દિશા હસ્તગત કરી હતી એનુ એ સ્મરણ છે

અગસ્ત્યના દક્ષિણાપથ-પ્રવેશ માટે, પૌરાણિક આખ્યાયિકા એવી છે કે વિંધ્યપર્વત એટલો ઊચો વધ્યો કે સ્વર્ગમા દેવોને ગભરામણ થઈ સૂર્યનો પ્રકાશ આ વિંધ્યપર્વતે રૂધી લીધો (વિંધ્યાટવીના ગાઢ જગલોમા હજુય સર્યનો પ્રકાશ કોઈ કોઈ જગાએ દુર્લભ છે) વિંધ્યપર્વત અગસ્ત્યમુનિનો શિષ્ય હતો દેવો અગસ્ત્ય પાસે ગયા 'મહારાજ, આ વિંધ્યનુ કઈક કરો, તે અદમ્ય-અસહ્ય-અદ્રિ બન્યો છે !' અગસ્ત્ય વિંધ્ય પાસે ગયા વિંધ્ય ગુરુને પગે પડયો ગુરુએ કહ્યુ કે 'હુ હમણા જાઉં છુ, પાછો ફરુ ત્યાસુધી આમને આમ જ રહેજે'

અગસ્ત્ય પાછા ફર્યા જ નહિ અને વિંધ્ય નમ્યો તે નમ્યો જ ઋષિના વાયદા ખોટા પડયા કેટલાય જણ પછી વિંધ્ય ઉપરથી પસાર થઈ ગયા

'વાકાટકોનુ સામ્રાજ્ય' મધ્ય હિંદના વરાડ પ્રાતમા આશરે ઈ સ ૨૨૫-૫૪૦ સુધી અસ્તિત્વમા હતુ તે વખતે લગભગ આખુ હૈદરાબાદનુ રાજ્ય, મુબાઈનુ મહારાષ્ટ્ર, વરાડ અને મધ્યહિંદનો ઘણોખરો ભાગ એમા સમાઈ જતો હતો વળી ઉત્તર કોકણ, ગુજરાત, માળવા, છત્તીસગઢ

અને આંધ્ર ઉપર પણ એની આણ વર્તતી હતી. એ વખતે હિંદમાં બીજું કોઈ સામ્રાજ્ય એટલું વિશાળ કે બળવાન નહોતુ.

વાતાપી વંશના ચાલુક્ય રાજા પુલકેશીએ, છઠ્ઠી સદીના મધ્યભાગમા મહારાષ્ટ્રના નાનાં નાનાં રાજ્યોને ભેગાં કરી, એક સામ્રાજ્ય સ્થાપ્યુ હતુ; અને અશ્વમેધ યજ્ઞ સુદ્ધાં કર્યો હતો. એના પુત્ર કીર્તિવર્માએ પિતાનું સામ્રાજ્ય વિસ્તાર્યું; અને તેમાં અંગ, વંગ અને મગધનો ઉમેરો કર્યો. ઈ. સ. ૬૦૯ માં, જ્યારે બીજો પુલકેશી ગાદીએ આવ્યો ત્યારે, એ 'ચાલુક્ય સામ્રાજ્ય' વિંધ્યથી માંડીને, દક્ષિણમાં 'પલ્લવ સામ્રાજ્ય' સુધી વિસ્તરેલું હતુ.

આ બીજા પુલકેશીએ માલવો, ગુર્જરો અને કલિંગોને તાબે કર્યાં, અને સૌથી મોટું પરાક્રમ તો એ કર્યું કે મહારાજા હર્ષવર્ધન દક્ષિણ ઉપર ચઢી આવતો હતો તેને રોકયો અને હરાવ્યો (ઈ. સ. ૬૩૬). મહારાજા હર્ષે પણ પાછા જવામા જ ડહાપણ માન્યુ. આ વખતે નર્મદા નદી–એ બન્નેના સામ્રાજ્યની દક્ષિણ તથા ઉત્તરની સીમા તરીકે સ્વીકારવામા આવી હતી; અને કોઈએ પણ એ સરહદ ઓળંગવી નહિ એવી શરત થઈ હતી. આ શરતનું પાલન પછી લોકાચાર બની ગયો.†

ટૉલેમિના ઈતિહાસમાં નર્મદાનુ નામ નમદમ્ રાખેલું છે. રીવારાજ્યમાં આવેલો અમરકંટક નામે ૩૪૬૩ ફૂટ ઊંચો એક પહાડ છે, એ આ નદીનું ઉત્પત્તિસ્થાન છે અમરકંટકની ચારે દિશાએ જંગલ છે; અને તે જનશૂન્ય છે આ પર્વતની ટોચ ઉપર એક કુંડ જેવુ છે એ કુંડમાથી નિકળી, લગભગ ત્રણ માઈલ ઘાસની ઝાડીમાથી વાંકીચૂંકી વહેતી વહેતી,

† જુવા 'દ્વાશ્રયમહાકાવ્ય' સર્ગ ૯, શ્લો ૫૪. ચેદિરાજ સામે ભીમદેવ પ્રયાણ કરે છે ત્યારે ચેદિરાજ તેની સામે લડવા તૈયાર ન થયો, અને કારણમા જણાવ્યુ કે "ભીમદેવની સામે, હાવીડ સૈન્ય લઈ મારે જવું જોઈએ, પરન્તુ તેમ કરવામા, રેવાને રેવા ન ઓળંગવી એટલો લોકાચાર માત્ર જ મને બાધ કરે છે."

એ પર્વતની તળેટીમા નીચે ઉતરે છે. આ ત્રણ માઈલના ગાળામા, અનેક ઝરણાની ધારાઓ ભેગી મળે છે, અને મૂલ ભૂમિના પ્રાન્ત પ્રદેશથી ૭૦ ફૂટ નીચે ધોધરૂપે તે પડે છે. આ જલસ્રોતનુ નામ 'કપિલધારા.' અહીંથી થોડેક આગળ ગયા પછી, વળી પાછો એક જલધોધ બન્યો છે જેને 'દુગ્ધધાર' કહે છે

અમરકંટકમાથી નિકળ્યા પછી, નર્મદાનો પ્રવાહ કોઈ ઠેકાણે ખૂબ વેગવાળો બને છે, કોઈ ઠેકાણે એના પાણી નીચે વહેવા માંડે છે, અને એમ કરતા કરતા, મધ્યપ્રદેશને વળી, મંડલા પર્વત આગળ થઇ રામ નગરના ખંડેરની–ત્યાના રાજપ્રાસાદોની–નિકટમા પહોચી જાય છે ઉત્પત્તિસ્થાનથી અહી આવતા સુધીમા નદીની લબાઈ સો માઈલની થાય છે ફરતી પહાડીમા જેટલુ જળ ભેગુ થાય છે તે બધુ આ નદીમા આવી પડે છે પ્રવાહની મન્દ ગતિને લીધે પ્રવાહની વચમા વચમા નાના નાના અરણ્યમય બેટ બની ગયા છે રામનગરથી મંડલાપર્યન્ત સુધીમા નદીનો વેગ વધતો નથી, તેમ જ એકે જલધોધ આવતો નથી મધ્યપ્રદેશમાથી વહેતી આ નદી સૌથી મોટી તથા મનોરમ છે

જબલપુરની નજીકમા ગ્વારીઘાટ આગળથી, આ નદીદ્વારા વ્યાપાર ચલાવવાની શરૂઆત થઈ છે જગલના લાકડાને નદીમા વહેતો મૂકી, જબલપુરના બજારમા વેચવા લાવે છે જબલપુરથી ૮ માઈલ દક્ષિણ-પશ્ચિમમા 'ધુરન્ધર' (ધુઆધાર)§ નામનો એક બીજો ધોધ મળે છે,

---

માલ શબ્દના ત્રણ અર્થ થાય છે (૧) બે ગામ વચ્ચેનુ જગલ (૨) ડુગરાળ ઊચી જમીન, (માળ) અને (૩) કિરાત આર્યેતર દેશ્ય જાતિ મલ્લિનાથની મેઘદૂત (૧ ૧૬) ઉપરની ટીકામા આપ્યુ છે કે "माल शैलप्रायमुन्नतस्थलम् ।" 'અભિધાન ચિંતામણિ' (૪–૫ ૮) ગ્રથમા આપ્યુ છે કે "माल ग्रामान्तराटवी । माला भिल्लाः किरातश्च सर्वेऽपि म्लेच्छजातयः ।" 'માલ'ના આ અર્થ ઉપરથી ધ્વનિત થતા 'ભિલ્લમાલ' સ્થલનો ઇતિહાસ ત્યાની અસલી પ્રજા સાથ સબધ ધરાવતા લાગે છે

§ આ નામ માટે જુવો હિંદી વિશ્વકોષ, વાલ્યુમ ૧૧, પૃ ૪૫૦ (૧૯૨૬)

જેની પહોળાઈ ૩૦ ફૂટ હોય છે અહીંથી લગભગ ૭ માઈલ સુધી ખેખડોમાંથી અને પથ્થરોમાંથી તે માર્ગ કરે છે અહીં આગળ નદીની પહોળાઈ ૪૦ હાથથી વધારે નહિ હોય

ત્યાંથી બનો માઈલ સુધી ઉર્વશાની ખીણમાંથી તે વહી જાય છે આ ખીણની એક બાજુ વિન્ધ્ય અને બીજી બાજુ સાતપુડાનો પહા-આની લો છે ચોમાસામાં અહીં હોડીઓ ચાલી શકે છે કાર્તિક માસમાં નામખુ-ઘાટની બાજુમાં એક મોટો મેળો ભરાય છે ત્યાંથી હોશંગાબાદ, હન્ડિયા, નિમાવર થઈને ફરીથી પાછી જાઈ જંગલમાં નર્મદા પ્રવેશ કરે છે જંગલમાંથી નિકળ્યા પછી, એ ઊંડી તવા નેસનેર વહેતી નદીઓ, માન્ધાતાદ્વીપ પાર કરીને તે ચાલી જાય છે આ પ્રમાણે મધ્યપ્રદેશમાંથી વહેતા વહેતા, માર્ગમાં કેટલાયે ધોધ બનતા ગયા છે

મકરાઇની બાજુમાં નર્મદા માતાની ભૂમિના અપાર વહેવાને છોડીને, ગુજરાતના વિસ્તૃત પ્રાંતમાં પ્રવેશ કરે છે પહેલા ૩૦ માઈલ સુધી રાજપીપળા રાજ્યને ગાયકવાડી રાજ્યથી જુદુ પાડે છે પછીના ૭૦ માઈલ સુધી ભરુચ જિલ્લામાં થઈને વાંકીચૂકી વહેતી વહેતી ખંભાતના અખાતમાં મળે છે

આપણો ગુર્જરોનો દેશ તે ગુજરાત આજે ગુજરાત એટલે કચ્છ, સૌરાષ્ટ્ર ને તળગુજરાત મૂળે ગુર્જરો ગામ બાંધી ન રહેતા કે ખેતીકાર ન હતા રૂપાળા, બહાદુર, પાન-વાળી, ગોરા ખેનનાગ ઢોરઢાંખરના માલધારી, નેસ નાખી રહેનારા, પાણી ને નીરણ ભર્યા હોય ત્યાં પડાવ નાખી વસનારા અસલના ગુર્જરો હતા ગુર્જરીઓ દહીં દૂધ વેચવાને જતી આપણા દેશમાં આવેલા ગુર્જરોનો સરદાર અન્મેન ચાવડો હતો. ચાવડા એટલે 'ચાપોત્કટ'–બાણ મારવે પાવરધા –હોશિયાર બાણાવળી

ગુજરાતમાં આવ્યા પછી ગુર્જરો ખેતીકાર થયા. ગુજરાતની રસાળ ભૂમિમાં સોનું પકવી શકાય છે એમ કહે છે. પછી ગુર્જરો મોટા વહેપારીઓ થયા. સાગરની સફર કરતા ને દેશદેશનો વહેપાર ખેડતા ગુજરાતના ખારવાઓને હિંદી મહાસાગર તે સરોવર હતુ.

ગુજરાતની પૂર્વ પાખ વનભરી લીલી છે, ને ગુજરાતની પશ્ચિમ પાખ જળભરી નીલી છે; કારણ કે લગભગ બધી મોટી નદીઓ પશ્ચિમના અરબી સમુદ્રમાં પોતાના જળ ઠાલવે છે. નર્મદા કાંઠાના આદિવાસીઓ સાહસિક સાગર ખેડનારા હતા. કારણ કે સમુદ્રની સાગરપટ્ટી ગુજરાતના કાંઠાને જેટલી સાપડી છે તેટલી, બંગાળ સિવાય, બીજા કોઇ પ્રાંતને સાપડી નથી.

ગુજરાતની ભૂગોળ, એટલે ગુજરાતના પહાડ પર્વત, વન ઉપવન, નદી કોતર, સમુદ્ર અને કિનારા, સપાટ મેદાનો.—એ બધુ, સપાટી ઉપરનુ કૃષિજીવન રચી રહી છે. આ ભૂગોળ એક દિવસમાં રચાઈ નથી. ગુજરાતની ઉત્તરે આવેલા સાગરને ઉલેચતા કુદરતે કેટલા યે યુગો લીધા હશે. સૌરાષ્ટ્ર, દ્વીપ મટી, દ્વીપકલ્પ બન્યો–ગુજરાત સાથે જોડાઈ ગયો–એના સ્મરણ પણ માનવ જાતને રહ્યા નથી. આબુ, વિંધ્ય, પાવાગઢ કે ગિરનારને ઊભા થતા કઈક કલ્પ વીતી ગયા હશે. નર્મદા, મહી અને તાપીના પ્રાગટ્ય અને તેમના જળમાર્ગોની ફેરફારીની યુગજૂની યાદ આપણને રહી નથી ગુજરાતને ભૂગોળે ઘડ્યું છે, નિ:સંશય, પરંતુ એ ભૂગોળના ઘડતરનો પૂરો ઈતિહાસ આપણી પાસે નથી. ભૂગોળે સાહિત્ય ઉપર અસર કરી છે ખરી; પરંતુ ત્યા આપણા ધર્મસંસ્કાર કવિતાને વધારે આકર્યો છે. જૈન સાધુઓના પર્યટનો, અને હિંદુઓની પરકમ્માઓ તથા સંસ્કૃત કે ગુજરાતીમા રચાયેલા 'નદી–મહિમાઓ'મા ભૂગોળ રચાયેલી છે ખરુ, પરંતુ તે પ્રજાની પ્રેરણાદાયી પ્રકૃતિરૂપે બહુ ઓછા પ્રમાણમા : આપણી ભૂગોળને આપણી

ધર્મભાવનાએ હાળી દીધી કે આગમુર ચડવો ખરો, પણ તે અમાછના દર્શન માટે નમ઼દા ઉભાનગ પાવની'—એમાં સ્નાન ડગું ખરું, પરંતુ તે પાપ કરે છે માટે મૌં દર્ષ—દર્શન કેવળ આકસ્મિક!"
(શ્રી રમણલાલ દેસાઈ 'ગુજરાતનું વતર' પૃ ૨૨–૨૫)

ગુજરાતની મોટામાં મોટી અને પવિત્રમાં પવિત્ર નદી નર્મદા છે આવે આવે અમરકંટકના પહાડમાંથી નિકળીને તે ખંભાતના અખાતને મળે છે મધ્ય પ્રદેશમાંથી વહેતી વહેતી આ નદી ગુજરાતમાં આવે છે એના વિશાળપટ અને ઊંચી ભેખડોથી શોભતો નર્મદા તટ ગુજરાતને રળિયામણો પ્રદેશ પૂરો પાડે છે

ભરુચ, શુક્લતીર્થ, મરમાન, ચાંદોદ— રનાળી અને સુરપાણ નર્મદાને તીરે તીરે મોટા તીર્થો છે આગસના વાટમાં ચઢીને એ વહે છે નર્મદા નદી વચ્ચે વ્યાસક્ષેત્ર અને કબીરવડના બે સુંદર બેટ છે સુરપાણના મહાદેવ મોખડીનો ધોધ, હરણફાળ, વ્યાસનો ટાંકુ, કબીરવડનો મેળ— એ સૌ નર્મદાનદીની શોભાઓ છે દેવીની રેહે, સાધુ લોકો સ્વાહની પ્રદક્ષિણા કરે છે એને પરકમ્મા' કહે છે

'મિરાતે એહમદી (ખતીમા)' પ્રમાણે "ઝારખંડના ડુંગરમાથી એક વડના ઝાડની બાજુમાંથી નિકળી માળવાની ભૂમિ ઓળંગી ગુજરાતમાં આવીને નર્મદા દરિયાને મળે છે આ નદી ઉનાળામાં પણ કદી સૂકાતી નથી, અને ગુજરાતમાં આવ્યા પછી એ નદી ઉનાળામાં એક બે ઠેકાણા સિવાય, હોડી વગર પાર થઈ શકતી નથી અને ત્યારે પણ નદીનું પાણી માણસની છાતીપૂર કે ગરદનપૂર હોય છે, એવી એક જગા (જ્યાંથી હોડી વગર નદી પાર થઈ શકે છે તે)નું નામ 'બાબા પ્યારાનો ઘાટ'" છે, જ્યાં આગળ શત્રુઓને આવતા રોકવા માટે ફોજ થાણું રાખવામાં આવેલું છે આ નદીનું પાણી મીઠું, હલકું અને ભારે છે એ તીર્થ પણ છે

કવિ નર્મદના 'ગુજરાત સર્વસંગ્રહ'માં નોંધ્યા પ્રમાણે નર્મદા

'મધ્ય પ્રાંતો'માં બિલાસપુરના જિલ્લામાં અમરકંટકની ડુંગરીમાંથી નિકળી, ૬૬૦ મૈલનો માર્ગ લીધા પછી, ગુજરાતમાં દાખલ થાય છે, અને અહીં ૧૦૦ માઇલ વહેતી થઈને ખંભાતના અખાતને મળે છે દરિયાની સપાટીથી ૩૫૦૦ ફૂટ ઉંચી ડુંગરીઓમાંથી નીચે ઉતર્યાં પછી, ૫૦૦ મૈલ લગી તેનો માર્ગ જમણી તરફ વિંધ્યાચળ અને ડાબી તરફ સહ્યાદ્રિ-એ બેની વચમાં છે તે ખીણ ૧૮ થી તે ૨૬ મૈલ પહોળી છે મૂળથી તે હરણફાળ લગી—એટલે જ્યાં તે માળવાની ઉંચી સપાટ ધરતી ઉપરથી ગુજરાતની ધરતી ઉપર ઉતરે છે ત્યાં સુધીમાં, તેની લંબાઇ ૫૮૦ મૈલ, પછી ૮૦ મૈલ મકરાઇ લગી, ને પછી ૧૦૦ માઇલ ગુજરાતમાં—મળીને વાંકા સાથે ૭૦૦ થી ૮૦૦ મૈલ છે

"તેની પહોળાઈ, ભરુચ જિલ્લામાં દાખલ થાય છે તે ઠેકાણે, ા॥ મૈલ, ભરુચ શહેર આગળ એક મૈલ છે, પછી તે વધારે પહોળી થઇ ખાડી થાય છે, ને તેના કાંઠા આગળથી, ખંભાતનો અખાત શરૂ થાય છે ત્યાં ૧૩ થી વધારે માઇલ તેના કાંઠા એક બીજાથી છેટે છે ગુજરાતમાં આવ્યા પછી, ભરુચ જિલ્લામાં ત્રણ નદી નર્મદાને મળે છે કાવેરી રાજપીપળાની ડુંગરીમાંથી નિકળી, શુકલતીર્થની સામા, અમરાવતી તે રાજપીપળા અને અંકલેશ્વર પ્રગણું એ બેની હદ કરે છે, અને ત્રીજી ભૂખી, તે ભરુચની પશ્ચિમે ૫૬૨ મૈલ ઉપર મેલગામ આગળ મળે છે

"ભરતીના પાણીને લીધે અને ભરતીની હદ પછી કાંઠાની જમીન બહુ ઉંચી હોવાથી, નર્મદાનું પાણી ખેતર પાવાના કામમાં લેઈ શકાતું નથી નદીનો માર્ગ જેટલો ગુજરાતની હદમાં આવેલો છે તેટલો વહાણ કે હોડીથી ખેડાય તેવો છે. ચાણોદથી મકરાઇ સુધી નાની હોડી જઇ શકે છે તિલકવાડાથી તે ભરુચ સુધી ૭૦ થી તે ૧૨૨ મણીના વહાણ ફરી શકે છે '

વ્યાપાર, પ્રજાના મિલન અને આર્ય તથા પરદેશથી આવેલી પ્રજાના અવરજવરનો મહામાર્ગ ગુજરાતમાં જ વધારે અનુકૂળ હતો. માળવાની

'આશ્રમ વિદ્યાપીઠો' માટે ખૂબ અનુકૂલ છે. ભરવસ્તીમાં અને ચલચિત્રોથી વિક્ષિપ્ત એવા અભ્યાસ-વાતાવરણને દૂષિત કરનારાં શહેરોમાં જામતાં જતાં નવાં વિદ્યાપીઠોને નર્મદા-કાંઠે લઈ જનારા કોઈ કુલપતિ જન્મે તો, પ્રાચીન વિદ્યાપીઠોના આદર્શને ફરીથી જીવતો બનાવવાની અમૂલ્ય તક અવરથા નહિ જાય.

આપણા દેશમાં લખાણોમાં જેટલો ઇતિહાસ સંગ્રહેલો નથી તેટલો આપણા જીવનમાં છે. તેથી યાત્રાપર્યટનમાં ઇતિહાસ-પ્રદર્શન પણ થાય જ છે.દેશનો આત્મા અને દેશનું વિરાટ સ્વરૂપ, બંનેનું એકી સાથે દર્શન કરવા માટે યાત્રા એ જ એક અમોઘ સાધના છે.

પ્રવાસનો સહુ ફાયદાથી લાભ તે કુદરતની લીલાનું દર્શન છે. ઊંચાઊંચા પહાડ અને ઊંડીઊંડી ખીણો, પહોળી નદીઓ અને એથીયે પહોળા પુલિનો, સર્વત્ર ઊગેલાં વૃક્ષો અને એની ઉપર-નીચે આશ્રય લેતાં પશુપક્ષીઓ,—એ બધુ મોટું કાવ્ય છે.

નદીનું કાવ્ય એક જાતનું છે, તો તેની ઉપરના પુલનું કાવ્ય જુદીજ જાતનું હોય છે. યાત્રાનિમિત્તે રખડતો રખડતો માણસ કુદરતની વિવિધ રંગની લીલા જેમ જોઈ શકે છે, તેમ એને વિવિધ લોકદર્શન પણ થાય છે. દરેક ઠેકાણેની ભાષા જુદી, રિવાજો જુદા, મકાનોની બાંધણી જુદી, પહેરવેશ જુદા, ખાનપાન જુદાં—આ ભેદ પાછળ કઈ સગવડો રહેલી છે, કયા આદર્શો કેળવાયા છે—એ બધું વિચારવામાં આવે તો તેનાથી મૂલ્યવાન કેળવણી મળ્યા વગર નહિ રહે: વિવિધતાના મૂળમાં એક સાર્વભૌમ એકતા પણ તેને જણાઈ આવે છે.

તેથી નર્મદાની યાત્રાએ ઉપડ્યા હોઈએ તો તીર્થક્ષેત્રનું માહાત્મ્ય જેવું મળે તેવું માણસે વાંચેલું હોવું જોઈએ નહિ તો યાત્રાનું અર્ધું કાવ્ય મારુંમ આર્ઇ બેસે છે.

~

## ૮

# નર્મદાનું ભૂસ્તર

પ્રાકૃતિક ભૂગોળ અને ભૂસ્તરશાસ્ત્રની દૃષ્ટિએ નર્મદા અદ્વિતીય માહાત્મ્ય ધરાવે છે લાખો વર્ષ પૂર્વે રાજપૂતાનાની દક્ષિણે આવેલુ હિંદ જ્યારે 'ગૉન્ડવાના લૅન્ડ' નામના ભૂખંડનો એક ભાગ હતો અને તેની ઉત્તરે ટૅથિસ મહાસાગર ઘૂઘવતો હતો તે વખતે, નર્મદા નદી અસ્તિત્વ ધરાવતી હતી એમ તેની ખીણમાંથી મળી આવતા ખડકો અને ફૉસિલો-પરથી સિદ્ધ થયુ છે. 'ગૉન્ડવાના લૅન્ડ'ના યુગના અંતે ભૂપૃષ્ઠમા ફાટો પડી જતા, ભૂગર્ભનો લાવા રસ બહાર નિકળી, લગભગ આખા હિંદ પર ફેલાઇ રહ્યો, ને તેમ થતા નર્મદાની ઉપત્યકા (ખીણ પ્રદેશ) પણ એના ગર્ભમા સમાઈ ગઈ આ લાવા-પ્રસરણ-કાળના અંતપછી જ્યા અગાઉ નર્મદાની ખીણ હતી ત્યા ભૂગર્ભમા દબાણ થતા ખડકમા તૂટ ઉત્પન્ન થઈ ને તેના પરિણામે ફરી નર્મદાનો પ્રવાહ વહેતો થવા લાગ્યો ત્યારથી માંડી આજ લગી, નર્મદા અસ્ખલિત વહે જાય છે આ રીતે લાવા પ્રસરણકાળ-પૂર્વની હિંદની બધી નદીઓ નાશ પામી પણ નર્મદા તો ફરી વહેવા લાગી આમ નર્મદા હિંદમા જૂનામા જૂની નદી લેખાય છે *

गङ्गाद्यास्सरितस्सर्वास्समुद्राश्च सरांसि च ।
कल्पान्ते संक्षयं यान्ति न मृतैका च नर्मदा ॥

(ગંગા ઇત્યાદિ સઘળી નદીઓ, સમુદ્રો અને સરોવરો વગેરે તો, કલ્પનો અંત આવતા નાશ પામશે પરંતુ નર્મદા કદી નાશ પામવાની નથી)

---

* ભૂસ્તરશાસ્ત્રની દૃષ્ટિએ કરેલુ નર્મદાનુ દર્શન, પ્રસિદ્ધ પુરાતત્ત્વવિદ્ શ્રી અમૃત વસંત પંડ્યાના 'નદી-વરેણ્યા નર્મદા' નામના 'કુમાર'-ફેબ્રુઆરી ૧૯૪૬ ના અંકમાથી સાભાર ઉતાર્યું છે

નદીઓ ગુજરાતમાં વહી આવતી અને સમુદ્ર તરફ જતાં જતાં નાની મોટી નદીઓના સંગમને પરિણામે વધારે અને વધારે વિશાળતા ગુજરાતમાં ધારણ કરતી.

આર્થિક દૃષ્ટિએ જોતાં, નર્મદાના જળથી ગુજરાત ખૂબ સમૃદ્ધ બનેલ છે. હિંદમાં ભરૂચનો કપાસ સૌથી ઊંચો લેખાય છે. કારણ કે નર્મદાની ધરતીમાં જ તે નીપજે છે અને બીજી કોઈ નદીના પટમાં નહિ. નર્મદા ઉનાળામાં પણ સુકાતી નથી. તેથી બારે માસ તેમાં મોટી મોટી હોડીઓ ચાલ્યા કરે છે, જે ઉતારુઓને અને માલને રેલવે કરતાં સસ્તા જ ઓછા ભાવે પહોંચાડે છે. વિદ્યુત્ બળ મેળવવા માટે ગુજરાતમાં એ માન આદર્શ સ્થાન ધરાવતી નદી હોય તો તે નર્મદા જ. નર્મદાના જળને બંધ બાંધી રોકવામાં આવે તો અનર્ગળ જળ મિથ્યા

ગંગા, જમના, સિંધુ, ગોદાવરી સાથે સરખાવતાં આપણા દેશમાં એક નર્મદા જ એવી નદી છે જેમાંથી એક પણ નહેર કાઢવામાં આવેલી નથી. એટલું ખરું કે એક રીતે નર્મદાનાં જળ નિર્મળ રહ્યાં છે તેનું કારણ એ છે કે તેમાં કોઈ શહેરનું મેલું પાણી ભળતું નથી. વળી તેમાંથી નહેરો કાઢવામાં આવી નથી: એટલે તેમાં પાણીનો જથ્થો બારે માસ પૂરતો રહે એ તો દેખીતું છે. વળી બીજી એક વાત ધ્યાનમાં લેવા જેવી છે. ખરું પૂછો તો નર્મદાને કાંઠે કોઈ મોટું શહેર જ નથી ને! હુસંગાબાદ અને ભરુચ સિવાય–જેને શહેર કહિયે એવું–કોઈ શહેર નર્મદાના તીર-પર નથી. જબલપુર મોટું શહેર છે; પરંતુ નર્મદા કાંઠાથી તે ૬ માઈલ જેટલું દૂર છે.

નર્મદા નદીના બન્ને કિનારા પર કેટલા બધા ઘાટ છે! કેટલાં બધાં મંદિરો છે! કેટલી બધી ધર્મશાળાઓ છે! ખરેખર ભાવિક લોકોએ મૂળથી મુખ સુધીના દરેક સ્થળને તીર્થનું રૂપ આપી દીધું છે. પણ આ નદીથી આર્થિક લાભ શો! દિદભરનાં શિવાલયો માટે બાણ–લિંગ પૂરાં પાડવાં, તીર્થગોરોને આજીવિકાનું સાધન પૂરું પાડવું, અને થોડાક માછીઓને હોડી ચલાવવાનુ તથા બીજી મજૂરીનું સાધન મેળવી આપવુ: બસ, આ પવિત્ર નદીનો આર્થિક લાભ હોય તો તે આટલો જ છે. નર્મદામાથી નેહેરો કાઢી જલસીચાઈની યોજનાનો વિચાર તાજેતરમાં વહેતો થયો છે એટલુ સુચિહ્ન આર્થિક દૃષ્ટિએ ગણાવવા જેવું છે.

પરંતુ સાંસ્કૃતિક ઇતિહાસની દૃષ્ટિએ નિહાળતાં નર્મદાનું સ્થાન અનોખું છે: નર્મદાની ઉત્તરે ઉત્તરાપથની સંસ્કૃતિ, કળા, વેશભૂષા, ભાષા, રીતરિવાજ—વગેરે કંઈક જુદાં છે; અને તેની દક્ષિણે તે તેથી પણ જુદાં પડે છે. આજે પણ એ ભેદ જોવો ને તેવો નર્મદા કાંઠે વરતાય છે. આવા સાસ્કૃતિક ઇતિહાસની સીમારેખા તરીકે નર્મદાનું સ્થાન અજોડ છે. નર્મદાનો શાંત અને પુનિત તટપ્રદેશ તપોવનસમાં

સામાન્યત: નદીઓ ત્રણ વિભાગમાં વહેંચાયેલી હોય છે: (૧) ઉપલો પ્રવાહ–જેમાં નદી પર્વતીય પ્રદેશને કાપતી, તેના ઉદ્ગમ સ્થાનથી નીચે ઉતરે છે, (૨) વચલો પ્રવાહ–જેમાં નદી, તેણે અગાઉ એના કાંપ–પ્રદેશને કાપતી ખીણમાં વહે છે, અને (૩) નીચલો પ્રવાહ–જેમાં નદી, પોતે આણેલા કાંપને ઠાલવે છે. આ ત્રીજો પ્રદેશ 'ડેલ્ટા' (Delta) નામથી ઓળખાય છે. આ દૃષ્ટિએ પણ નર્મદાને લગતી નવાઈ નોંધપાત્ર છે. નર્મદાનો નીચલો પ્રવાહ 'ડેલ્ટા' છે જ નહિ, અને વચલા પ્રવાહમાંથી તે બીજી નદીઓની જેમ, એકને બદલે ત્રણ વાર પસાર થાય છે. તેમ થતાં, બીજી નદીઓને જ્યાં એકએક જ કાંપ-પ્રદેશ હોય છે ત્યાં નર્મદા ત્રણત્રણ કાંપ-પ્રદેશો બનાવે છે. એ બધા કાંપપ્રદેશો વિંધ્ય અને સાતપુડા–એ બે પર્વતની વચ્ચે આવેલા છે.

વિન્ધ્યાચલની પેલીમેરનો ઉચ્ચ પ્રદેશ ' માળવા ' કહેવાય છે. નિમાડની લંબાઈ ૧૦૦ માઇલ જેટલી છે. ઓમકાર–માંધાતાથી હરણફાળ ( શૂલપાણ )ના ધોધસુધી તે લંબાયેલો છે. હાલ તે મધ્યપ્રાંતનો નિમાડ જિલ્લો અને મધ્યહિંદનાં રાજ્યો ઈંદોર, ધાર, બડવાની અને ગ્વાલિયર વચ્ચે વહેંચાયેલો છે. પ્રાચીન કાળમા નિમાડ ' અનૂપ દેશ ' કહેવાતો; અને તેની રાજધાની માહિષ્મતી નગરી હતી. હાલ માહિષ્મતીના સ્થળે, ( કેટલાકને મતે ) મહેશ્વર આવેલુ છે, જે આ પ્રદેશના કેન્દ્રસમું લેખાય છે.

હરણફાળના ધોધ પછી વિન્ધ્યપર્વત, નર્મદા ખીણનો સંગાથ મૂકી, ઉત્તર–પશ્ચિમે પંચમહાલ જિલ્લા તરફ વળી જાય છે; અને સાતપુડાની તળેટીએ તળેટીએ વહેવાને બદલે, નર્મદા તેના હાર્દને ચીરીને પોતા માટે માર્ગ કરતી આગળ વહે છે. પ્રાકૃતિક ભૂગોળની દૃષ્ટિએ આ બાબત અસાધારણ છે. જો નર્મદા એ પ્રમાણે સાતપુડાની મધ્યમાંથી વહેવાને બદલે સાતપુડાની તળેટીએ તળેટીએ ચાલી હોત, તો આજે એનું સ્થાન ઓરસગ નદીને ઠેકાણે હોત.

આ પૌર્વાત્ય પ્રદેશમા નર્મદાની ઉત્તરે મહવાડ, અને છોટાઉદેપુર રાજપીપળાનાં રાજ્યો આવેલા છે; અને દક્ષિણે ખાનદેશનો અકરાણી પેટામહાલ, કાઠી નામનુ મોટું ભીલ રાજ્ય અને રાજપીપળાનું રાજ્ય આવેલું છે આ પ્રદેશમાં મહવાડ અને છોટાઉદેપુર રાજ્યોની સરહદપર, નદીના તટે આવેલા હાપેશ્વરતીર્થથી, નર્મદા ગુજરાતની રાજકીય સીમામાં પ્રવેશ કરે છે.

પણ વધુ ગોળાકાર કે લંબગોળાકાર બન્યા છે. નર્મદાનો આ ત્રીજો કાંપ-પ્રદેશ હાંફેશ્વરથી માંડી ખંભાતના અખાતમાં તેના મુખ સુધી, અત્યંત નાના વિસ્તારપર વહે છે.

ગુજરાતના આ કાંપ-પ્રદેશમાં નર્મદાની ઉત્તરે એકે પર્વતમાળા નથી, પણ દક્ષિણે સાતપુડાની પર્વતમાળા તેની જોડાજોડ ચાલી ગઈ છે. આ પર્વતમાળા, ખાનદેશના અક્રાણી નામના પેટા મહાલમાં આવેલા સાતપુડાના સૌથી ઊંચા શિખર (૪૦૦૦ ફૂટ) તોરણમાળથી, બે શાખામાં ફંટાય છે. એક શાખા ઉત્તરમાં અને બીજી દક્ષિણમાં આવેલી છે.

ઉત્તરની શાખા, 'રાજપીપળાનો ડુંગર' અને દક્ષિણની શાખા, 'સાગબારાનો ડુંગર' કહેવાય છે. સાગબારા એ તાપી-ખીણમાં રાજપીપળા રાજ્યને તાબે લાખેકની ઉપજવાળું મોટું ગામ છે. આ બે નામો આધુનિક ભૂગોળ-શાસ્ત્રીઓએ અને ભૂસ્તરવિદોએ પાડેલા છે. લોકમાન્યતા પ્રમાણે ઉત્તર શાખા તે 'વિંધ્યાચળ' અને દક્ષિણ શાખા તે 'સાતપુડા' કહેવાય છે. સ્થાનિક ભીલ લોકો—જેઓ આ પર્વતપર વસે છે તેઓ—ઉત્તર શાખાને 'વીંઝીઓ' (વિન્ધ્ય) અને દક્ષિણને 'સાતપુડીઓ' કહે છે. પ્રાચીન ઉત્કીર્ણ લેખોમાં પણ રાજપીપળાના ડુંગરનું નામ 'વિન્ધ્યાચળ' તરીકે મળી આવે છે. રાજપીપળાનો ડુંગર (સાતપુડા પર્વતમાળાનો પશ્ચિમ ભાગ) ભરૂચની પૂર્વે ૧૫ માઈલ દૂર, નર્મદા અને કીમ નદીઓની વચ્ચેના પ્રદેશમાં વિરામ પામે છે.

ગર્ભમા દબાઈને, અરબી-સમુદ્રના તળિયાની સપાટી પર ઊભેલી, છેક આફ્રિકા નજીક ચાલી ગયેલી હોવાનું જાણવામા આવ્યુ છે.

નર્મદાના મુખ આગળનો પ્રદેશ પ્રાગૈતિહાસિક કાળમા, ખભાતના અખાતમા છેક દૂર સુધી લંબાયેલો હતો; અને નર્મદા, હાલ સાગરને મળે છે તેનાથી સો સવાસો માઈલ પશ્ચિમે, તેને મળતી હતી. આ બધો ભાગ તે નર્મદાનો ' ડેલ્ટા '-પ્રદેશ હતો. પણ તે, માનવજાતની હયાતીમા જ સાગરમાં ડૂબી ગયો છે આ પ્રમાણે નર્મદાને ડેલ્ટા નથી. પ્રદેશ ડૂબવાની આ કુદરતની ક્રિયા, ઠેઠ બુદ્ધના કાળ લગી ચાલ્યા કરી છે.

નર્મદા, આજે જેમ નદીના રૂપે અસ્તિત્વ ધરાવે છે તેમ, દૂરના ભૂતકાળમા હતુ નહિ. ભૂસ્તરવિદોનુ માનવું છે કે હિમયુગમા મધ્ય પ્રાતની નર્મદા એક સ્વતંત્ર નદી હતી, અને ગુજરાતની નર્મદા વળી બીજી હતી. મધ્ય પ્રાતવાળી નર્મદા હોશગાબાદથી ૪૦ માઈલ પશ્ચિમ સુધી, તેના હાલના માર્ગપર વહેતી હતી, અને હન્ડિયા-નેમાવર નજીકથી હરદા અને મકરાઈના માર્ગે દક્ષિણ-પશ્ચિમમા વળી, બરહાનપુરથી થોડેક પૂર્વમા, તાપીને જઈ મળતી હતી આ વેળા નર્મદાના તટપ્રદેશે, પુરાપાષાણકાલીન ( Paleolithic age ) સસ્કૃતિ ધરાવતો માનવસમાજ વસતો હતો.

ગુજરાતની હાલની નર્મદા નિમાડના પર્વતોમા ઉદ્ગમ ધરાવતી હતી, અને સ્વતત્રપણે સાગરને મળતી હતી કાળાન્તરે ભૂગર્ભના કેટલાક ઉત્પાતોને લીધે, હન્ડિયાની દક્ષિણ-પશ્ચિમ તરફનો નર્મદા-પ્રદેશ ઊંચો ઊપસી આવતા, એ નદીનો પ્રવાહ પશ્ચિમ તરફ વહેતો થઈ, ગુજરાતની નર્મદા સાથે ભળી ગયો આ ઉત્પાતને લઈને, નર્મદાના માર્ગની સપાટી ઊંચીનીચી થતા, ઠેક ઠેકાણે ધોધ અસ્તિત્વમાં આવ્યા આ બધી બીના નર્મદા-પ્રદેશના આસપાસના પુરાવાના પ્રકાશમા જાણવામા આવી છે.

'નર્મદા' નામ શા માટે? તેનું સમાધાન એક આખ્યાયિકા (અધ્યાય ૪) દ્વારા કર્યું છે. પૂર્વે શિવ ઉમાની સાથે ઋક્ષશૈલ ઉપર તપ તપતા હતા. તપને લઈને શરીરમાંથી સ્વેદ ઉદ્ભવ્યો; અને તે ગિરિને જળબંબોળ કરવા લાગ્યો; તેમાંથી નદી બની. તેણે સ્ત્રીરૂપ ધારણ કરીને સત્યયુગમાં શિવનું આરાધન કર્યું. સ્ત્રીરૂપ પૃથ્વીના, ઊંચા પહાડમાંનો જ્વાલામુખી–બળતો લાવારસ–રસરૂપ થઈ પ્રવાહી બન્યો: તેને 'તપ તપતાં ઉપજેલો સ્વેદ' કહ્યો છે. 'રુદ્ર'–(ઉગ્ર ભયંકર, રડાવનાર એવો) ઋક્ષ (લુખ્ખા, વનસ્પતિ–વગરના) પર્વતપર તપ તપતા હોય અને તેમને તાપને લીધે સ્વેદ થતો હોય–અને આખા પર્વતને જળબંબોળ કરતો હોય–એ ઉપરથી જ્વાલામુખીની પ્રક્રિયાનું સ્પષ્ટ સૂચન મળે છે. કાળે કરીને જ્યારે એ જ્વાલામુખી ઠંડો પડ્યો; ત્યારે એ ગિરિમાથી તે પ્રવાહી લાવા ઠરી જતાં, તેમાંથી ઝરણા ઉત્પન્ન થતાં, નદી બની. એ નદીએ સ્ત્રીરૂપ ધારણ કરીને સત્યયુગમા રુદ્રનું આરાધન કર્યું. શિવે પ્રસન્ન થઈને વર માગવા કહ્યું. તેણે પોતાને 'અક્ષયા' અને 'પુણ્યા' બનાવવાનું માગ્યું. અર્થાત્ મહા પ્રલયમાં સૌ સ્થાવર જંગમનો નાશ થાય ત્યારે પણ પોતે અક્ષય રહે, અને ઉત્તરમાં જેવી ગંગા છે તેવી અહીં પોતે 'દક્ષિણગંગા' બનીને, મહાપાતકનાશિની નિવડે–એમ બે વસ્તુ માગી. તેથી નર્મદા 'રુદ્રદેહ સમુદ્ભૂતા' અને 'અયોનિજા' ગણાય છે. અક્ષયા અને અ–મૃતા પણ ગણાય છે.

આ જ્વાલામુખીના સંબંધથી કાળી થઈ ગયેલી પૃથ્વીનો જળમળ–કાંપ ખેંચાતો ખેંચાતો જ્યારે ગુજરાતની સપાટ ભૂમિપર આવીને ફેલાયો અને જામ્યો ત્યારે તેમાથી 'કાન્હમ'ની રસાળ 'કૃષ્ણભૂમિ' બની. નર્મદાનાં પંદર નામમાથી એક નામ 'વાલુવાહિની' પણ મળી આવે છે.

★

૫

# નર્મદાનું પુરાતત્ત્વ

સાંસ્કૃતિક દૃષ્ટિબિન્દુથી જોતાં ગુજરાતની અત્યારની ભૂગોળ પણ આપણને કૃષ્ણ, વેદવ્યાસ, કપિલ, દધિચી, અગસ્ત્ય, વિશ્વામિત્ર અને પરશુરામના સ્મરણો કરાવે તેમ છે 'નર્મદાની ખીણે' વિશિષ્ટ આર્ય સંસ્કૃતિ ખીલવી હતી એમ શ્રી. કરંદીકરની ઘોષણાએ સૌને વિચાર કરતા બનાવ્યા છે. આર્યોનાં પ્રાચીન અને પ્રાથમિક થાણા સમુદ્રમાર્ગે ગુજરાતને કિનારે સ્થપાયા હતાં.

મોહન–જો–ડેરો અને હરપ્પાના ભૂસ્તરની શોધે એક જબરજસ્ત કોયડો પુરાતત્ત્વવિદો સમક્ષ ઊભો કર્યો છે. એ દ્રવીડ સંસ્કૃતિ હતી? છેક ઍસિરિયાથી માંડી સિંધુ નદીની ખીણ સુધી એ સસ્કૃતિ પ્રસરેલી હતી. તો હિંદમાં પણ એજ પ્રકારની સંસ્કૃતિ કોઈ સમયે વ્યાપક હતી? એ સંસ્કૃતિની લિપિ હજી પૂરી ઉકલી નથી હરપ્પા સિવાય બીજે આવી વિસ્તૃત શોધ થઈ નથી, છતા અમરેલીના ગોહિલવાડ ટીંબામાથી મળેલી વસ્તુઓ તેમજ નવસારી–નિદાન નર્મદાતટ પાસેથી મળેલા અવશેષો ગુજરાતને મોહન–જો–ડેરોની સંસ્કૃતિ સાથે સાંકળી દે એવો સંભવ લાગે છે. લીંબડી રાજ્યમા રાણપુરની પશ્ચિમે લગભગ આઠ માઈલ દૂર સુકભાદરને કાંઠે રંગપુર આવેલુ છે ત્યાના ખોદકામમાથી ઈ. સ. પૂર્વે ૩૨૦૦ થી ૨૭૦૦ના સમયના, ચિત્રિત માટીના વાસણોના અવશેષો, પ્રાપ્ત થયા છે જે તેને સિંધુ સસ્કૃતિ સાથે સાકળી લે છે–એને સૌરાષ્ટ્રની પ્રાગૈતિહાસિક સંસ્કૃતિ ઉપરની તળપદી અસર પણી શકાય. ધોળકા આગળ લોથલમાથી હરપ્પા–સંસ્કૃતિના અવશેષો ૧૯૫૫મા બહાર આવ્યા

છે. નદી, લિંગ, નટરાજ, લિંગપૂજન—એ સર્વના અવશેષો ભારતનાં એ ખંડેરોની સંસ્કૃતિ માટે સુમેરિયન, દ્રાવિડ કે 'આર્ય-પૂર્વ મિશ્રિત સંસ્કૃતિ' જેવાં નામો વડે, સંશોધકો ભલે રાચે : ભિન્નભિન્ન પ્રજા વચ્ચે ઘર્ષણ અને તે પછી સમન્વય એ પ્રજાઓના મિલનની સ્વાભાવિક ક્રિયા છે. એટલે સંપર્કમાંથી એક નવીન સંસ્કૃતિ ઉત્પન્ન થઈ એટલું તો ચોક્કસ.

વિજયી આર્યપ્રજાએ દ્રાવિડ સંસ્કારો, દ્રાવિડ ભાવનાઓ અને દ્રાવિડ દેવોનું શુદ્ધીકરણ કરી, દ્રાવિડોને પણ મોટે ભાગે આર્ય બનાવ્યા; અને ચાતુર્વર્ણ્યની પ્રથા તથા વૈદિક ધર્મ-ક્રિયાઓદ્વારા હિંદને એકતા આપવા પ્રયત્ન કર્યો. દેશના મધ્ય વિભાગમાં અને પશ્ચિમ કિનારે આવેલા ગુજરાતમાં પણ એ જ ક્રમ ચાલી રહ્યો હતો; આર્યોનાં અતિપ્રાચીન થાણાં ગુજરાતમાં સ્થપાયાં હતાં; પરંતુ દરિયાનું સામિપ્ય તેના અંગની વ્યાપાર તથા મુસાફરીની સગવડ, અન્ય પ્રજાઓ-દેશી તથા પરદેશી-સાથેના મિલનની સરળતા,—એ સૌએ ગુજરાતને પ્રાચીન કાળથી ઉદાર, વિશ્વનાગરિકવૃત્તિવાળું, ધર્મઝનૂનરહિત, સમાધાનપ્રિય અને ગણતરીપ્રેમી પહેલેથી જ બનાવ્યું હોય એ સંભવિત છે

ગુજરાતને દરિયામાર્ગે ગ્રીસ, રોમ, ઍસિરિયા, આફ્રિકા, અરબસ્તાન, ઈરાન અને મકરાણ-બલુચીસ્તાન, નાફ્રસ્થાન સાથે લાંબા કાળનો સંબંધ હતો. એ દેશની પ્રજાઓના મિલન ગુજરાતને જન્મસિદ્ધ કરતાં હતાં એટલું જ નહિ; એ દેશો સાથેના રાજકીય સંબંધો પણ વચ્ચે વચ્ચે બંધાતા. આર્યોની માફક એ અર્ધ-આર્ય કે અનાર્ય પરદેશીઓ, આર્યાવર્તમાં વસતા આર્ય બની જતા, દ્રાવિડોની માફક પરદેશીઓને આકર્ષી, તેમને આર્ય-સંગઠનમાં ગૂંથી દેવાની કલા આર્યસંસ્કૃતિની વિશિષ્ટતા ગણાય છે. એ કલા ગુજરાતના ભૌગોલિક સ્થાનને અવલંબી, ગુજરાતે વધારે પ્રમાણમાં ખીલવી હોય એવો પૂર્ણ સંભવ છે.

સાથે સાથે પરદેશીઓના તથા દ્રાવિડોના સંસર્ગે ગુજરાતની આર્યતામાં

કર્મકાંડ-રૌચિત્ય લાવી મૂક્યું એ ભૂલવા જેવું નથી પરિણામે ગુજરાત એ આર્યોનો મહત્ત્વનો પ્રદેશ હોવા છતાં, અને ઉત્તર-પૂર્વનાં આર્ય સંસ્કૃતિ-કેન્દ્રો સાથેનો ગુજરાતનો જીવંત સંબંધ ચાલુ હોવા છતાં, ગુજરાતને આચાર-જડતામાંથી કંઈક અંશે મુક્તિ મળી. ધર્મના આગ્રહીઓની દૃષ્ટિએ ગુજરાતમાં ધર્મભ્રષ્ટતા દેખાવા લાગી. પરિણામે એવી પણ ઉક્તિઓ મળી આવે છે જેમાં ગુજરાતને પર્યટન માટે નિષિદ્ધ, અને પ્રાયશ્ચિત્તને યોગ્ય, માનવામાં આવ્યું છે *

અલબત્ત આર્યોનાં બ્રાહ્મણ-ક્ષત્રિય વૃંદ ગુજરાતમાં આવ્યે જતાં હતા. પ્રભાસ, વૃદ્ધનગર, ચાંદોદ, કરનાળી, ભિન્નમાલ વગેરે ગુજરાતનાં વિદ્યાસ્થાનો જાણીતાં હતા-જ્યાંથી દક્ષિણમાં તેમજ સાગરપારના દેશોમાં આ ગુજરાત-દ્વારા આર્યસંસ્કૃતિનો વિસ્તાર થઈ રહેલો હતો. આર્ય સંસ્કૃતિ ગુજરાતપર આવી તે વૈદિક આર્ય-પૂર્વજોએ આપેલી 'ગાયત્રી' સાથે જ. 'ગાયત્રી'ના ઘડનાર વિશ્વામિત્ર અને વિંધ્યાચલને નમાવનાર અગસ્ત્યને અવલંબીને તે આવી, એમ કહિયે તો ચાલે. પાવાગઢ વિશ્વામિત્રી અને વિંધ્યાચલમાં હજી એ આગમનના ભણકારા સચવાઈ રહ્યા છે. અને વૈદિકકાળના અંતમાં કે બ્રાહ્મણકાળની શરૂઆતમાં આર્યતાએ ગુજરાતમાં પ્રવેશ કર્યો એમ આજની વિદ્વત્તા કહે છે તેને તેથી ટેકો મળે છે

રાજપીપળા ગન્યદ્વારા રાજ્યના તથા એની આસપાસના પ્રદેશોના પુરાતત્ત્વ-સંશોધનનું કાર્ય શ્રી. અમૃત પંડયાએ હાથ ધર્યું હતુ. એમની શોધખોળના કાર્યપ્રદેશ તે નર્મદા-ખીણ, સાતપુડા પર્વતમાળા, નર્મદા અને તાપી નદીઓના મેદાનો તથા તાપી ખીણના ગુજરાતની સીમામાં આવેલા ભાગો, હમણાં જ પ્રસિદ્ધિમાં આવેલું તાપી-કાંઠાનું 'પ્રકાશા'નું સ્થળ અથવા પ્રાચીન કાળનો ઉત્તર લાટનો પ્રદેશ-એ હતા આ એક જ કાર્યથી

* જુવો બૌધાયન ધર્મસૂત્ર (૧, ૧૨-૬) :

सौराष्ट्रं सिन्धुसौवीरमवन्तीं दक्षिणापथम् ।
एतानि ब्राह्मणो गत्वा पुनः संस्कारमर्हति ॥

હિંદના પુરાતત્ત્વાન્વેષણમા બે મહત્ત્વપૂર્ણ નવાં ક્ષેત્ર ઊઘડ્યાં છે: પહેલું નર્મદા–ખીણનુ અને બીજું દક્ષિણ–ગુજરાતનું: પ્રાગૈતિહાસિક કાળથી માંડી છેક છેલ્લા સૈકા સુધીના અવશેષોની શોધનો તેમાં સમાવેશ થાય છે.

આર્યોની પ્રથમ વસાહતો એટલે સિન્ધુથી દક્ષિણે સરસ્વતીના તટપ્રદેશ સુધીનો ભાગ: ઋગ્વેદમા સાત નદીઓનો ઉલ્લેખ ઘણીવાર આવે છે: એ નામોની યાદી સિન્ધુથી શરૂ કરી દક્ષિણે સરસ્વતી નદી સુધી આવી અટકે છે. પણ તેમાં ગંગાનુ નામ પાછળનાં 'મંત્રો'માં આવે છે ઋગ્વેદમા જે 'સાત મહાનદીઓ'નાં નામ આપવામાં આવ્યાં છે તે સાતે નદી સમુદ્રને મળતી હતી. આ સાતમાંથી સરસ્વતીના પ્રવાહ પૂરતો વિચાર ગુજરાત માટે ઉપયોગી છે.

વૈદિક કાળ પછી લુપ્ત થયેલી સરસ્વતી નદીનો પ્રવાહ કયા પ્રદેશમાં થઈને સમુદ્રમાં ભળવા વહેતો હતો એ આજે બારે ચર્ચાસ્પદ વિષય છે. પ્રાચીન ભારતના નકશામાં સરસ્વતીના પ્રવાહને હિમાલયમાંથી નીકળતો અને મરુસ્થલીના પ્રદેશમાં પ્રવેશતો બતાવવામાં આવે છે. એટલે કે વેદકાલીન સરસ્વતીનો પ્રવાહ હિમાલયમાંથી નિકળી, હાલની મારવાડની ભૂમિમાં થઈ, આબુના પહાડો આગળ ગુજરાતમાં પ્રવેશ કરી, ગુજરાત અને કાઠિયાવાડના પ્રદેશને જુદા પાડી, ખંભાતના અખાત આગળ સમુદ્રમાં ભળતો હતો, અને તે પણ ઘણા મુખે ભળતો હતો. તે નદી એટલી તો ઊંડી હતી કે પંજાબના પ્રદેશ સુધી તેમા વહાણો ચાલતા. એના ફ્લદ્રૂપ પ્રદેશમાં આજથી પાંચ હજાર વર્ષ પૂર્વે વિશાળ અને ભવ્ય નગરો ખડા થયાં હતા; અને તેના તટ–દુર્ગો પ્રબળ જાતિઓના કબજામા હતા.

જેટલો પ્રાચીન સરસ્વતીનો કિનારો છે તેટલો પ્રાચીન અને ભવ્ય ઇતિહાસવાળો, નર્મદાનો કિનારો પણ છે; પરંતુ તે વખતના આર્યોને, સરસ્વતીના કાંઠા પર રહેલી પ્રબળ જાતિઓનો સામનો કરીને આગળ વધવાનુ હતુ: એટલે નર્મદાના તટ સુધી પ્રસરતાં ઘણો કાળ વીત્યો;

અને ત્યાર પછીના તેમને પૂર્વ તરફ અંતરવેદી અને નૈમિષારણ્યના પ્રદેશો હાથ કરવા પડયા, પણ ફરીથી દક્ષિણપથ્થે તે વળી શકયા. એટલે નર્મદાનો ઉલ્લેખ વેદમાં મળતો નથી. તેમ છતાં યજુર્વેદમાં ભળતું નામ આવે છે. વળી 'વિષ્ણુપુરાણ'મા નર્મદાને 'નાગોની માતા' કહેવામા આવી છે (અંશ ૪, અ ૬) તેમ તેની નદી તરીકે સ્તુતિ પણ કરવામા આવી છે. 'વાયુપુરાણ'મા નર્મદા પાસેના પ્રદેશનુ નામ 'ભાનુકચ્છ' (અ ૪૬, ૧૩૧) આપવામા આવ્યુ છે. તેથી 'પાતાળનો પ્રદેશ' એ નર્મદાના દક્ષિણ કાંઠેથી શરૂ થતો અને તાપી તથા પૂર્ણા નદીઓની ખીણોથી ઘેરાયેલો ભાગ દક્ષિણ-ગુજરાતના જંગલોમા રહેતી ભીલજાતિઓમા નર્મદાના દક્ષિણ કાંઠાના પ્રદેશને માટે 'રેવાપાર' શબ્દ હજી પણ વપરાય છે.

પુરાતન કાળમા વિશાળ નદીઓના કિનારાઓ અને તેની આસુ-બાજુના પ્રદેશમા વસાહતો સ્થપાઈ હતી, અને આજે પણ તેની ઠીકરી એંધાણીઓ મળી આવે છે. સાહસિક ગુર્જરોએ ઇતિહાસના ઘણા કાળ પછી પશ્ચિમના પ્રદેશોમાથી આવી, આ ભૂમિને અપનાવી, અને પોતાના જાતીય નામ સાથે આ ભૂમિનુ નામ જોડ્યુ ત્યાર પહેલા, ગુજરાત સૌરાષ્ટ્રનો પ્રદેશ જૂના જૂના નામોથી ઓળખાતો હતો. આનર્ત, સૌરાષ્ટ્ર, શ્વભ્ર, અનૂપ, અપરાન્ત અને લાટ-એટના પશ્ચિમ કિનારાના પ્રદેશના નામ હતા. તેમાથી મહી અને નર્મદા નદીઓના વચ્ચેના પ્રદેશને 'અનૂપ' દેશ કહેવામા આવતો, અને નર્મદાના દક્ષિણ તરફથી માંડીને કોંકણ સુધીનો પ્રદેશ 'અપરાન્ત' કહેવાતો. 'લાટ' એ અપરાન્તનો જ એક ભાગ હતો. નર્મદા અને તાપી આસપાસનો પ્રદેશ 'લાટ' ગણાતો, પણ લાટના સામન્તોની રાજસત્તા વધતા, પાછળથી મહી નદી સુધીનો પ્રદેશ પણ 'લાટ'મા ગણાવા લાગ્યો.

અનૂપદેશ, ભૃગુકચ્છ, પ્રભાસ, સુરાષ્ટ્ર, આનર્ત વગેરે નામો ઘણા પ્રાચીન છે, છતા બૌદ્ધો વગેરેના પ્રાચીન સાહિત્યમા ગુજરાતના કિનારાના

થોડા ઉલ્લેખ સિવાય ગુજરાત પ્રાંતનું નામનિશાન જડતું નથી. આ નામ પશ્ચિમ હિંદના કિનારાને લગતા કે એ બાજુ, પરંતુ તેટલા ઉપરથી અહંનો ભાગ વેરાન હતો કે અરણ્યો હતો એમ માની શકાય નહિ. એટલું ખરું કે કોઈ દૈવી યોગથી જ્યારે સિંધુથી મગધ સુધીનો પ્રદેશ, આપણી ધાર્મિક પ્રવૃત્તિના અને સંસ્કૃતિના કેન્દ્રરૂપ થઈ પડ્યો અને વેપાળ પછી પણ બાનું રહ્યો, ત્યારે તેને પરિણામે આપણો પશ્ચિમ હિંદનો પ્રદેશ અને કિનારા તે વખતે તેમ્વોજ પ્રસિદ્ધ થયો હતો.

પરંતુ વેપાર જેવા, તે વખતે હલકા ગણાતા, અસુરોના કાર્યક્ષેત્ર તરીકે એ મનાતા હોવાને લીધે, તેની પવિત્રતા કમી ગણાતી હતી. આપણા હિંદુ શાસ્ત્રકારોએ અને સ્મૃતિકારોએ, બૌધાયન ગૃહ્યસૂત્રના આ સૂત્ર પ્રાંત તરફ જનારને પણ પ્રાયશ્ચિત્ત આપી, 'ફરી સંસ્કાર' આપવાનું ફરમાવેલું છે, કારણ કે વ્યાપાર કરનારી અનેક પરદેશી પ્રજાઓના સતત સંપર્કને લીધે, સ્થાનિક લોકોના આચારવિચારમાં શિથિલતા પ્રવેશી હોય એ સ્વાભાવિક હતું. પરદેશીઓનો સંપર્ક મુખ્યત્વે પશ્ચિમ કિનારાના બંદરો સાથે જ હોવાને લીધે, તેમણે કેવળ કિનારાનો જ ઉલ્લેખ તેમની નોંધમાં કર્યો મળી આવે છે. તેમને તો માત્ર જે બારામાંથી માલની આયાત-નિકાસ થતી હોય તેનું જ સ્મરણ રહે છે. આપણા જમાનામાં પણ કાલિકટ બંદરથી નિકાસ થતા કાપડનું નામ 'કેલિકો' એવી જ રીતે પ્રસિદ્ધ થયું છે. મોરિશિયસના ટાપુપરથી હિંદમાં આયાત થતી ખાંડને હજી 'મોરસ' નામથી પણ ઓળખાવે છે.

જેમ જેમ કિનારાના સ્થળોમાં દેશીઓ અને પરદેશીઓ વધતા ગયા તેમ તેમ 'તીર્થમાહાત્મ્યો' અને 'બ્રાહ્મણગ્રંથો' ગૌણ થતા ગયા, હિંદુ સંસ્કૃતિ ધાર્મિક બાબતોમાં સંકુચિત થતી ગઈ, અને તેના કેન્દ્ર ઉત્તરમાં જતા ગયા. સરસ્વતી નદી—જે મોટામાં મોટા ઋષિઓનું પ્રાચીન રહેઠાણ હતી તે, આખી યે નષ્ટ થઈ ગઈ. એના પ્રવાહનો નીચેનો ભાગ જે

ગર્જનામાં ધસીને સમુદ્રમાં પડતો હતો, તેની ઉપરનાં સર્વ પવિત્ર સ્થળો છિન્નભિન્ન થઈ, લુપ્ત થયાં. ગુજરાતનો કિનારો ધાર્મિક આર્યો માટે પાપરૂપ મનાવા લાગ્યો.

આર્યોના વિજય પહેલા અથર્વ વેદની સસ્કૃતિ—જેને છેક એસિરિયા સુધી સંબંધ હતો—તે સસ્કૃતિના કેન્દ્ર સિંધુ અને સરસ્વતીના નીચના તટપ્રદેશ તથા મુખપ્રદેશ કંપે હતા સિંધુ હાલ છે ત્યા નહિ, પણ કચ્છના રણની જગાએ મળતી, અને સરસ્વતી તેની પૂર્વે થઈ, દક્ષિણ–પશ્ચિમ સમુદ્રને મળતી આ કેન્દ્ર,—આપણા ગુજરાત પ્રાતનુ ગમે તે નામ હોય—તે પણ તેની જે હાલમા હદ ગણાય છે—તેમા હતુ એમ વિદ્વાનો માને છે.

આમ આજથી પાચ હજાર વર્ષ પૂર્વે, જ્યારે પચ–નદ પ્રદેશમા વૈદિક હોમાગ્નિઓ નહોતા પ્રગટયા, જ્યારે 'હિરણ્યગર્ભથી ઉષા'ના સુમધુર ગાનના ગુજનો બ્રહ્માવર્તના પુણ્યક્ષેત્રમા નહોતા થતા, અને નૈમિષારણ્યના તપોવનમા તત્ત્વ–ચિતનના અનુષ્ઠાનો નહોતા મડાતા—તેના ઘણા કાળ પહેલા, ગુજરાતી ભૂમિપર ગગા અને ભૂમધ્ય સાગરને કાંઠેથી, પોતપોતાની સસ્કૃતિના સસ્કાર લઈ, નાગ ખેડતી સાહસિક અને પરાક્રમી જાતિઓએ આવી પોતાના નિવાસ કર્યા, પોતાની સસ્કૃતિના ધ્વજ રોપ્યા, ભૂમિને સમૃદ્ધ કરી, સમૃદ્ધ થયા, અને મહાકાલના ધક્કાઓનો સામનો કરતા કરતા, આખરે પરાજિત થઇ, આર્યજાતિઓ સાથે ભેળવાઈ ગયા

અને જાતિઓના ભ્રમણો થયાં: એ બધામા સિંધુ અને સરસ્વતીના કિનારા અને મુખ-પ્રદેશોએ-એટલે કે વર્તમાન ગુજરાત અને કચ્છના કિનારાઓએ અગત્યનો ભાગ ભજવ્યો છે.

'નૈષ્યેગી-છેલ્લા લકુલીન કાયાવરોહણમા થશે'-એમ સ્કંદપુરાણના કૌમારિકાખંડ, અધ્યાય ૪૦ માં કહ્યું છે. કાયાવરોહણ નર્મદાથી બહુ દૂર નથી. ત્યા લિંગપૂજાના ખાસ પ્રચારને લીધે 'નર્મદાના કંકર એટલા શંકર' ગણાય છે. * સ્કંદપુરાણમા નર્મદાના કંકર શંકરતુલ્ય છે એમ કહ્યુ છે, અને બધા લિંગોમા, નર્મદામાથી મળી આવતા 'બાણલિંગ' ઉત્તમ ગણાય છે



*, સ્કંદપુરાણ રેવાખંડ, અ. ૩૧, શ્લો ૧૦૩

૬

# નર્મદાના આદિવાસીઓ

પુરાણો પ્રમાણે, નર્મદાની ખીણમાં વસતી પ્રજાના સંપર્કો દરિયાપારના દેશોની સાથે ઘણા હતા : મહાપ્રલયકાળની પહેલાં, તેમ જ પછીથી પણ પુરાણોમાં આવતા 'પાતાલ' અથવા વરુણના સ્થાનને 'સુમેરિયન પ્રજાના દેશ' તરીકે ઓળખાવી શકાય એમ લાગે છે. §

કેપ્ટન એફ. ડેન્જરફિલ્ડે મધ્ય હિંદના ઇતિહાસને અંગે 'માલવાના ભૂસ્તર' સંબંધી અહેવાલમાં જણાવ્યું છે કે મહેશ્વર જેવી જગાઓની નજીકમાં પ્રાચીન કાળનાં માટીના વાસણ તથા ઈંટો, ત્રીસથી ચાળીસ ફુટની ઊંડાનઓથી મળી આવ્યા હતાં : જેના આધારે એમણે એવું અનુમાન દોર્યું છે કે આ ખીણમાં વસતો માનવસમાજ સુવ્યવસ્થિત અને સંસ્કૃત દશામાં હોવો જોઇએ. મધ્ય પ્રાન્તમાંથી ઇ. સ. પૂર્વે ૨૦૦૦ વર્ષ પહેલાંની બેબિલોનિયન મુદ્રા (સીલ) મળી આવી છે, જે હાલ નાગપુર મ્યુઝિયમમાં છે. આવી મુદ્રા તાપી તથા નર્મદા ઉપરના જલમાર્ગો દ્વારા મધ્ય હિંદમા આવી હોવાનો સંભવ છે. આ મુદ્રાથી પણ ઉપરના અનુમાનને પુષ્ટિ મળે છે. પ્રાચીન કાળમા હિંદ સાથેના પરદેશીય સંબંધો, નર્મદાના મુખ આગળથી શરૂ થતા જળમાર્ગો દ્વારા વિસ્તરતા હતા, એમ માનવામા બાધ નથી.

પૃથુ વૈન્યે નર્મદા અથવા રેવાને તીરે 'બ્રહ્મપુર' નામનુ નગર વસાવ્યુ હતુ; અને આખી નર્મદાની ખીણ ઉપર આ નગરમા રહીને પૃથુ શાસન

---

§ જુવો, શ્રી. વિષ્ણુ હર દીકરનો લેખ : 'નર્મદા ખીણની સંસ્કૃતિ' ('Narmada Valley Civilization') ૧૯૩૩ મા વડોદરામા મળેલી સાતમી પ્રાચ્યવિદ્યા-પરિષદનો અહેવાલ (પૃ. ૨૬૩–૨૭૮)

ચલાવતો હતો. આ પૃથુએ જ, પુરાણોમાં નોંધ્યા પ્રમાણે, પૃથ્વીને પહેલી વાર દોહી હતી : અર્થાત્ પૃથ્વીના ખાડા–ખૈયાને સરખા કરી, હળની અણી વડે પૃથ્વીને સપાટ બનાવી, તેને ખેતીને લાયક બનાવી હતી. કૃષિ સાથે જોડાયેલું વાણિજ્ય પણ એણે જ નર્મદાના જળમાર્ગ દ્વારા વિકસાવ્યું હતું. એ રીતે મોટાં નગરો નિર્માણ કરવામાં પણ આ પૃથુના શાસનનો નાનો સૂનો હિસ્સો નહોતો.

આ પૃથુના નામની સાથે સુમેર પ્રજાના ઓએનિસ ( Oannes : જે વૈન્ય–વેનનો પુત્ર–તેની સાથે ઉચ્ચારસામ્ય ધરાવે છે ) નામના દેવનો ઇતિહાસ પણ મળતો આવે છે તે ધ્યાનમાં લેવા જેવું છે. આ ઓએનિસે સુમેરિયનોને પૃથ્વીમાં રોપવાનાં બીજ ઓળખતાં તથા ફળ ફૂલને વીણીને સાચવી રાખવાનું શીખવ્યું હતું : પુરાણકથા પ્રમાણે વૈન્ય પૃથુના વંશજો 'પ્રજાપતિ' બનવાને માટે એટલે કે નવાં નવાં સંસ્થાનો પરદેશમાં વસાવવા માટે, પશ્ચિમ તરફ જઇ, બહાર નિકળી પડયા હતા. 'પ્રજાપતિ'નો અર્થ 'વસાહતો કરનાર અગ્રણી'–એવો કરવા માટે એ વંશના ઇતિહાસમાંથી પણ પુષ્ટિ મળી રહે છે. પ્રાચીનબર્હિ રાજા પશ્ચિમમાં ગયો; અને એક સામુદ્રી અથવા સમુદ્રગામિની કન્યા સાથે પરણ્યો. આ રીતે એ 'પ્રજાપતિ' અથવા તો સાંસ્થાનિકોનો સંઘપતિ બન્યો હતો. એનો પુત્ર પ્રચેતસ પશ્ચિમમાં તપશ્ચર્યા કરવા માટે ચાલ્યો ગયો એમ કહ્યું છે. આ ઉપરથી આપણને હિંદુસ્થાનની બહાર જઈ વસાહતો સ્થાપનાર વૈન્ય પૃથુના વંશજોનો ભગેસાપાય ઇતિહાસ મળી રહે છે.

સુમેરિયન ઇતિહાસમાં જણાવ્યા પ્રમાણે, ઓએનિસ દેવ 'ઇરિથ્રિયન સમુદ્ર' ( Erythrean Sea ) – જે હિંદના પશ્ચિમ સમુદ્ર માટેનો શબ્દ છે – માંથી સુમેરમાં આવ્યા હતા. નર્મદાની ખીણમાં વસતી સરકારી પ્રજા, પશ્ચિમ કાંઠાની નજીકમાં વસનારી પ્રજા હતી. તેથી તે પ્રજામાંથી જ સુમેર તરફ સંસ્થાનો જમાવવા જનાર લોકો હશે એવું અનુમાન સહેજે નિકળી શકશે.

પ્રલયકાળના ઉલ્લેખો પુરાણોમાં કરેલા છે. તે પ્રમાણે પૃથુવૈન્યનું વસાવેલું નગર નર્મદા-તટપર હતું. દૈત્યોનાં 'ત્રિપુર' એટલે ત્રણ નગર પણ નર્મદાને કાંઠે હોવાનું માનવામાં આવે છે. આ ત્રિપુરનો નાશ શંકરે કર્યો હતો. આજનું 'ત્રિપુરી' તેની યાદ આવે છે.

ઋગ્વેદમાં સરસ્વતી નદીનો બહુ મોટો મહિમા છે. એના બન્ને તટ આર્યસંસ્કૃતિનાં કેન્દ્ર હતાં. આર્યો માટે એ બહુ પવિત્ર નદી હતી; કારણ કે એના જ તટ ઉપર આર્યસંસ્કૃતિનો ઉચ્ચ વિકાસ થયો હતો. એના પ્રવાહથી જ આર્યાવર્ત 'પ્રાચ્ય' તથા 'ઉદીચ્ય' એમ બે ભાગો વચ્ચે વહેંચાયેલો હતો. એ સરસ્વતી આજે નથી. તે ક્યાં હતી અને ક્યાંથી ક્યાં સુધી વહેતી હતી તે વિશે કોઈને સાચી માહિતી નથી

'અમરકોષ'માં સરસ્વતીને 'પશ્ચિમાબ્ધિ-ગામિની' કહ્યા છે; તેથી જણાય છે કે તે પશ્ચિમના સમુદ્ર એટલે આધુનિક અરબ્બી સમુદ્રમાં મળતી હતી. મહાભારતના 'શલ્યપર્વ'માં કૃષ્ણના મોટા ભાઈ બલદેવની સરસ્વતીની 'પ્રતિસ્રોતયાત્રા' નદીના વહેણની સામે મૂળ તરફ કરેલી યાત્રા-ની વીગત આપી છે. એઓ પોતાની યાત્રા સૌરાષ્ટ્રમાં પ્રભાસ પાસે સિંધુ-સરસ્વતી-સંગમથી શરૂ કરીને કચ્છ, સિંધુપ્રદેશ, ઉત્તર-પશ્ચિમ રાજપૂતાના, અને દક્ષિણ પંજાબના પ્રદેશોમાં થઈ કુરુક્ષેત્ર પહોચ્યા હતા. ત્યાંથી તેઓ હિમાલયમાં સરસ્વતીના ઉદ્દગમ સુધી ગયા હતા.

અનુમાન નિકળે છે કે પ્રલયની ઘટના પૂર્વે આર્યોનું એક મોટું ટોળું પોતાની એ સરસ્વતીસંસ્કૃતિને લઈ, વસવાટ માટે મેસોપોટેમિયા ગયું હતુ સરસ્વતીના તટથી માંડી સિંધ, બલુચીસ્તાન, સીસ્તાન, ઇરાન અને મેસોપોટેમિયા સુધી એ સંસ્કૃતિનાં ચિહ્નો મળ્યાં છે. તાંબાનાં હથિયાર, માટીનાં વાસણોનો ઘાટ, રંગ, તેના ઉપરની ચિત્રિત આકૃતિઓ વગેરે બધી વસ્તુઓ પરસ્પર ખૂબ મળતી આવે છે. 'સુસા' નામના પ્રાચીન નગરના ખોદકામમાંથી તળિયેથી એ બધું મળ્યું હતુ. કાળાંતરે યુફ્રેટીસ નદીમાં મોટાં અને પ્રલયકારી પૂર આવવાથી, ત્યાં આવીને વસેલા લોકો એ દેશ છોડી પાછા પોતાની માતૃભૂમિ હિંદમાં આવી ગયા. એ લોકો હિંદ પાછા આવ્યા તે વેળાએ અહીં 'બ્રાહ્મણગ્રંથો' રચાતા હતા. પ્રલયની ઘટના હિંદની ઘટના જ નહોતી. તેથી આ ઘટનાની વીગતને 'શતપથ બ્રાહ્મણ'માં સ્થાન આપવામાં આવ્યું. તે વેળાએ આર્યાવર્તનો રાજા વૈવસ્વત મનુ હતો.

નર્મદાકાંઠામાંથી ત્યાં પ્રલય પહેલાંની કોઈ સંસ્કૃતિ હતી એવાં પ્રમાણોરૂપ પ્રાચીન વસ્તુઓ હજી સુધી મળી નથી. નર્મદાના તટ ઉપર મહેશ્વર નામના સ્થાનમાં સપાટીથી ૩૦–૪૦ ફૂટની ઊંડાઈમાં પ્રાચીન કાળની પાકી ઈંટો તથા માટીનાં વાસણ મળી આવ્યાં છે. છતા તેને પ્રલયપૂર્વેના કહી શકાય તેમ નથી. પરિણામે, સરસ્વતીસંસ્કૃતિ અને તેની પુત્રી જેવી સિંધુસંસ્કૃતિના અવશેષો નર્મદા તટમાંથી મળી આવે છે તે બતાવે છે કે નર્મદાસંસ્કૃતિ તેનાથી આધુનિક છે.

સિન્ધુ નદીની ખીણના પ્રદેશમા પ્રાચીન સંસ્કૃતિના અવશેષો હાથ લાગ્યા પછી, આર્યો પંજાબની ભૂમિમાં આવીને વસ્યા તે કાળે, હાલ જે પ્રદેશને આપણે 'ગુજરાત'ને નામે ઓળખીએ છીએ એ ભૂમિમા, કાઈ સંસ્કૃતિ હતી કે કેમ એ જાણવાની ખાસ વૃત્તિ થાય છે.

આર્યપ્રજાના સઘળાં જ જૂથો, એક જ સમયે આવીને પંજાબની

ભૂમિપર વસાહતો સ્થાપી સ્થિર થઇ ગયા એમ નથી. એ ક્રમ ઘણા જમાનાઓ સુધી ચાલ્યો, અને તેની સાથે દેશના જુદા જુદા ભાગોમા પ્રસરણનુ કાર્ય પણ ચાલ્યુ આર્યોએ આવીને સપ્તસિન્ધુના પ્રદેશમાં પોતાની વસાહતો સ્થાપી તેના ઘણા કાળ પહેલા, જુદે જુદે માર્ગેથી ભિન્ન ભિન્ન જાતિઓએ આવી, પોતાની બળવાન વસાહતો ગુજરાતમા સ્થાપી હતી; અને ગુજરાતમાંથી વિપુલ નદીઓ મારફતે ઉત્તર હિંદ અને પંજાબના પ્રદેશ સુધી પોતાની પ્રતિભા અને જોમ ફેલાવ્યાં હતા.

પહાડી ઘાટીઓ ઓળગીને નવીન વસાહતો સ્થાપવા આવેલા આર્યોને આ જાતિઓનો સામનો કરવો પડ્યો; અને તેમને મહાત કરવા માટે ઘણા લાબા કાળ સુધી ભીષણ સગ્રામો ખેલવા પડયા આર્યો આખરે વિજયી થયા, જૂની જાતિઓ પરાસ્ત થઈ, સંસ્કૃતિના વિનિમય થયા, નવીન વસાહતીઓ તથા ઇતર જાતિઓ વચ્ચેની ભેદ-રેખાઓ ભૂસાઈ ગઈ: અને આમ સઘળાએ મળી, 'એક ભારતીય પ્રજા' ખડી કરી

'મોહન જો ડેરો' માથી નિકળેલી અદ્ભુત સસ્કૃતિનુ ક્ષેત્ર, નર્મદા કિનારાથી સિંધુ-મુખની પશ્ચિમ સુધી હતું એમ પુરાતત્ત્વવિદો માને છે અને તેના પુરાવારૂપ માટીના અવશેષો પ્રાપ્ત પણ થયા છે એટલે પ્રાચીન કાળમા આ કિનારો સુધરેલો હતો, અને શૂર્પારક, ભરુકચ્છ આદિને લીધે, વર્તમાન ગુજરાતનો કિનારો વસવાટવાળો હતો. એટલુ નક્કી થાય છે

આર્યોના જીવનનો પ્રાતઃકાળ હતો આર્યોની મુખ્ય જાતિઓ પજાબમા વસી હતી. કેટલીક જાતિઓ આગળ વધી, ગંગા અને યમુનાને તીરે તેમણે રાજ્ય સ્થાપ્યા હતા, બીજીઓ મથુરાનો પ્રદેશ છોડી, છેક નર્મદાના તીર પર આવી વસી હતી ધીમે ધીમે આ દેશના અસલ વતનીઓ -નાગલોકો, દસ્યૂઓ, દૈત્યો-પાછા હઠતા હતા આમ છેક વારાણસીના તટથી તે નર્મદાના તટ સુધી પ્રસરી રહેલી બીજી આર્ય જાતિઓ વિગ્રહો કરતી, રાજ્ય સ્થાપતી, આગળ વધતી હતી, છતા પ્રેરણા માટે, ઉત્તેજન

માટે તેમજ કષ્ટની શાંતિ માટે તેઓ આમ આર્યાવર્ત તરફ જ વળતી હતી.

નર્મદાના સંગમ આગળ પરશુરામ ક્ષેત્ર છે. ભૃગુઓનું સ્થળ પૌરાણિક પરંપરા પ્રમાણે નર્મદાના મુખ આગળ, એમના નામથી પ્રસિદ્ધ એવા ભૃગુકચ્છમાં હતું. એમના મુખ્ય પુરુષ ચ્યવન ભૃગુને આનર્તના શર્યાતિ સાથે વહેવારનો સંબંધ હતો. 'કથાસરિત્સાગર'માં ઉલ્લેખ છે કે વાસુકિનું મોટું તીર્થ લાટ દેશમાં છે, અને ત્યાં ઘણા લોકો ભેગા થાય છે.

આર્યોનું મૂળ કૉકેસસ પર્વત પાસે હોય, સ્કેન્ડિનેવિયામાં હોય, પામિરમાં હોય, કે ઉત્તરધ્રુવ તરફ હોય, પણ તેમનું હિંદ-આગમન લાંબા કાળ સુધી ચાલ્યું હોય અને તેમનો વિસ્તાર એથી પણ વધારે લાંબા કાળ પર વેરાયો હોય એ સંભવિત છે. એક ધસારે આર્યો હિંદમાં આવ્યા દેખાતા નથી. વળી આર્યોના ટોળાંઓમાં અંદર અંદર પણ સ્પર્ધા અને વિખવાદ નહિ થયા હોય એમ કહી શકાય નહિ. તેમણે એવે પ્રસંગે સ્થાનિક પ્રજાની સહાય લીધી હોય એ જ સ્વાભાવિક છે. એ સહાયમાંથી લગ્નસંબંધો બંધાય એ સત્ય છે. એ સંગમમાંથી નવી પ્રજા જન્મે અને આર્યતાની વિશુદ્ધિ-અશુદ્ધિના પણ વાદ રચાય એ સહજ છે. ગોત્રનામોમાં જળવાઈ રહેલા પ્રજાપતિઓમાં, સુદાસ અને દિવોદાસ, નચિકેતા તથા ઉદ્દાલક કે સત્યકામ જેવા વેદોપનિષદમાં જળવાઈ રહેલા અગ્રણીઓ અને યોદ્ધાઓમાં, ચંદ્રવંશ અને સૂર્યવંશમાં વીંટળાયેલા સાહસિકોમાં, 'પણિ' સરખા ફિનિશિયન સંસ્કૃતિના આદ્ય આર્યપૂર્વજોમાં, દાસીપુત્ર સત્યકામ જાબાલ—જેનો પિતા કોણ તે સંદિગ્ધ હતું—તેને મળતા બ્રાહ્મણત્વમાં એ સર્વમાંથી આર્યોના અવર-જવર, સ્થિરતા તથા વિસ્તારનો ઝાંખો ઇતિહાસ જડી આવે એમ છે.

શુક્રાચાર્યે સ્વીકારેલું અસુરોનું ગુરુપદ, કચ-દેવયાનીની અને શર્મિષ્ઠા યયાતિની પ્રેમગાથા, શિવ અને ભિલડીનો પ્રસંગ, રામ સુગ્રીવ અને

હનુમાનની મૈત્રી, અર્જુન-ઉલૂપીના લગ્ન, હેડિમ્બાએ જીતેલો ભીમનો પ્રેમ-એ સર્વ કથાનકોમા આર્ય-અનાર્ય સગંનના ભણકારા સભ્ય વાઈ રહેવા લાગે છે આર્યસ્મૃતિને વ્યવસ્થિત કરનાર મહર્ષિ દ્વૈપાયન વ્યાસનો જન્મ પણ આ સમન્વયનો જ સૂચક છે પાડવ-કૌરવના યુદ્ધ, કૃષ્ણ-જરાસંધના વૈર, ઉઠેલ અનેના ક્ષત્રીયવીર સહસ્રાર્જુનના હાથે એકવીસ વાર નક્ષત્રીય પૃથ્વી કરનાર પરશુરામના પરાક્રમ-એ સર્વના આપણે આર્યોના પરસ્પર વિરોધોનો પણ આછો ખ્યાલ મેળવી શકિયે છિયે સાથે સાથે કૃષ્ણ અને દ્વૈપાયનની કથામા આર્યોના હિન્ સાગના સબંધની સાકળ પણ જોડી શકાય તેમ છે

ગુજરાતે આર્ય-દ્રવીડ સગંનમા ભાગ નથી ભજવ્યો એમ કેમ કહી શકાશે નહિ. આર્યોનો દક્ષિણ માર્ગ રૂંધનાર વિંધ્યાચળને અગસ્ત્યે નીચા નમાવ્યો. અશ્વત્થામા પોતાના મસ્તકનો મણિ ગુમાવ્યા પછી વિંધ્યાચળના ખીણોમા ફરે છે એવી દંતકથા હજી નર્મદા-કાંઠે ખૂબ પ્રચલિત છે. કૃષ્ણ અને જાંબુવતીનો સબંધ આર્ય-અનાર્ય-સબંધનો જ સૂચક છે કાર્તિકેય અને તારકાસુરના યુદ્ધ પણ આર્ય અને અનાર્યોના ઝઘડાનો નિર્દેશ કરે છે મહિષાસુર, ચડ-મુડ મધુ કૈટભ વગેરેની સાથે સફળ યુદ્ધ કરનાર વિંધ્યવાસિની કે હિમાચળનિવાસિની દેવીના પરાક્રમોમા આવા સઘર્ષના જ ઈશારા મળી આવે છે આખી સમુદ્રમથનની આખ્યાયિકા દેવાસુર-સગ્રામના ગજગ્રાહની જ સાખી પૂરે છે પુરાણ કથાઓમા પૂરાયેલા આ પ્રજા-વર્ણ અને પ્રજા-સમન્વયના દૃષ્ટાંતો નદીકાંઠાની મિશ્ર-મેળમેળાપ-સસ્કૃતિનો યથાર્થ ખ્યાલ આપે છે

ગુજરાતમા કેટલેક સ્થળે 'પ્રસ્તર યુગ'મા વસ્તી હોવાનો સભવ છે સાબરમતીની ખીણમાથી પ્રસ્તર યુગના માનવની સખ્યાબધ નિશાનીઓ શોધવામા આવી છે તે ઉપરાન્ત અશ્માદિના નાના હથિયારો ઉપરાત, લાંઘણજમાથી સાત અશ્મીભૂત હાડપિંજરો અને હાડકાના

હથિયારો પણ મળ્યાં છે. આવા અસ્મીભૂત માનવ અવશેષોના નમૂના હિંદમાં બીજે કયાંયથી મળેલા નથી. આ અવશેષો એવી કોઈ પ્રજાના લાગે છે કે જે નાનાં તળાવો પાસેના ટીંબા ઉપર રહેતી, મુખ્યત્વે પ્રાણીના શિકાર ઉપર નિર્વાહ કરતી અને નાના પથ્થરનાં અને હાડકાંનાં હથિયારો વાપરતી; એ પ્રજાને માટીનાં વાસણો બનાવવાનું જ્ઞાન ન હતું.

આ પ્રાચીનતર પ્રસ્તર યુગ પછી, 'નવપ્રસ્તર યુગ'નાં માટીનાં વાસણો બનાવી જાણતાં માનવીઓ પણ ગુજરાતના એ જ પ્રદેશમાં વસતાં હતાં એમ જણાયુ છે. આ આદિ માનવીઓનું લોહી ગુજરાતની હાલની વસ્તીમાં કયાક મિશ્રિત કે કયાય અમિશ્રિત સ્વરૂપમાં હશે; અને કદાચ હાલના કુંભારોની કળામાં કાંઈક વારસો તે યુગમાંથી ઉતરી આવ્યો હશે; પછી સિન્ધુ-સંસ્કૃતિ કચ્છ કાઠિયાવાડ સુધી પ્રસરી હોય એ બનવા જોગ છે. રંગપુરમાંથી તથા લોથલમાંથી પ્રાપ્ત થયેલા ચિત્રિત માટીકામના અવશેષો તેની નિશાનીરૂપ છે.

આર્યોનાં બે ટોળામાંથી એક સાત સિંધુના પ્રદેશમાં સ્થાયી રહ્યું હોય અને બીજું-જેમા હૈહયો, શાર્યાતો, ભૃગુઓ વગેરે હતા-તેઓ એટલા જૂના કાળમાં ગુજરાતના કેટલાક ભાગોમા વસ્યા હોય એવો શ્રી. મુનશીનો મત છે. આ મતને મુખ્ય આધાર પુરાણોનો છે.

ગુજરાતમાં બીજાં આર્ય ટોળાએ પ્રવેશ કર્યો ત્યારે ત્યાં અનાર્યો, દસ્યુઓ અને નાગો રહેતા હતા; અને તેઓ સાથે બહારથી આવનાર આર્યોએ લગ્ન-વ્યવહાર જોડયો હોય તેથી, વૈદિક આર્યોના તિરસ્કારને પાત્ર થવાને લીધે, તેમનો ઉલ્લેખ વૈદિક સાહિત્યમાં મળતો નથી તે સ્વાભાવિક છે. શર્યાતિના પુત્ર આનર્તનો પુત્ર રેવત, પોતાના પિતાના નામથી ઓળખાતા 'આનર્ત' દેશનો રાજા હતો; અને રાજધાની કુશસ્થલીમાં રહેતો હતો. બીજી તરફથી ભૃગુઓ અને હૈહયો નર્મદા કાંઠે રહેતા હોવાનુ પુરાણો કહે છે. પણ ભરૂચનુ મૂળનામ "ભરુ કચ્છ" છે; અને

આ નામ સંસ્કૃત–મૂળનું નથી પણ ઑસ્ટ્રો–એશિયાઈ છે: એટલે કે પરદેશી છે. વળી 'આનર્ત' શબ્દનુ મૂળ 'અનૃત'માંથી આચાર્ય આનદશંકર ધ્રુવ તરફથી સૂચવવામા આવ્યુ; અને 'ઋત' એટલે બ્રાહ્મણોનો યજ્ઞધર્મ: અને તેને ન પાળનારા દસ્યુઓ–અનાર્યો જ્યાં વસે તે 'આનર્ત'–એમ તેઓ કહે છે. એટલે આ બધુ જોતાં, ગુજરાત–પ્રદેશમા પ્રાચીનતર કાળમા આદિનાગીઓ રહેતા હોવાનો સંભવ છે.

ગુજરાતનાં જે બે પ્રાચીનતમ નગરો–તેમાંથી "ભરુ કચ્છ" નામનું મૂળ ઑસ્ટ્રો–એશિયાઈ હોવાની વાત, અને દ્વારકા આગળ યાદવોની સ્ત્રીઓને લૂંટી લેવા જેટલું દસ્યુઓનું જોર–એમ બતાવે છે કે ગુજરાતમા, મૂળ મહાભારત રચાયું ત્યા સુધી, મોટે ભાગે અનાર્યોની વસ્તી હતી. આર્યો નવા નવા આવતા હતા. પરંતુ ઓછી સંખ્યામા આવવાથી તે અનાર્યો કરતાં નબળા પડતા હતા. વળી ધર્મશાસ્ત્રોમાં કહ્યું છે કે 'અંગ, વંગ, કલિંગ અને સૌરાષ્ટ્રમા જનાર આર્ય ફરી સસ્કારને યોગ્ય છે' એ હકીકત પણ આ તરફ અનાર્યોનું જોર હોવાની સૂચક છે.

ગુજરાતમાં પ્રાચીન કાળમા જે અનાર્યો–દસ્યુઓ વસતા હતા તે કઈ જાતિના હતા તે જાણવા પ્રયત્ન કરીએ. દસ્યુઓ અને અસુરો પેઠે જ ગુજરાત સાથે નાગ લોકોનો સબધ જોડી શકાય એવા અનેક ઉલ્લેખો મળે છે. કેટલાકને મતે નાગલોકો અસુરોની પેટાજાતિ હતી મહાજલપ્રલય પહેલાં સિંધુ, મારવાડ અને ગુજરાતનો ભાગ અસુરો તથા અસુરોની પેટાજાતિ જેવા પણિઓ તથા નાગથી વસેલો હતો. જળનરના મહાભાગી એમને તાબે હતા આર્યો આ પ્રદેશમા આવ્યા પછી તેઓએ અસુરોને જીતી, પોતાની સસ્કૃતિ એ લોકો ઉપર નાખી. હાલની મિશ્ર હિંદુ જાતિમા અસુરને શોધવો એ અશક્ય જેવુ છે. એ

* "सिन्धुसौवीरसौराष्ट्रान् तथाप्रत्यन्तवासिनः ।
अगवंगकलिंगांश्च गत्वा सस्कारमर्हति ॥ "—बोधायन स्मृतिः ।

લોકમા રાહેરો બાધવાની વૃત્તિ, વાણિજ્ય વૃત્તિ અને અભ્યાસની વૃત્તિ બળવાન હતી અને મારવાડ ગુજરાતની હાલની વસ્તીમા એ વૃત્તિઓનુ જે પ્રાધાન્ય છે તે, આ અસુર-નાગ-પણિ લોકમાથી ઊતરી આવ્યુ છે

યાદવો અને ભૃગુઓ વગેરે ગુજરાતમા આવ્યા ત્યાર આ ભાગમા આદિ વતનીઓની અને કદાચ દ્રાવિડોની વસ્તી ઠીક પ્રમાણમા હતી ભાર્ગવ શુક્રાચાર્યને 'અસુરોના ગુરુ' કહે છે અને અસુરની કન્યાઓને યયાતિ પરણેલા-વગેરે પૌરાણિક કથાઓને, આર્ય જાતિના અસુર જાતિ સાથેના મિશ્રણ માટેનો આધાર ગણવામા આવે છે

પછીના ઐતિહાસિક કાળમા પણ ગુજરાતના, મહાન્થી માન્ત્રિયાના યવનો (ગ્રીકો), મિનેન્ડર અને એપોલોડોટસની સરદારી નીચે, કાઠિયાવાડમા આવ્યા હતા તે પછી શકો, ક્ષત્રપો, હૂણો, યવનો, આન્ધ્રો કર્ણાટકીઓ વગેરે પ્રજાઓના લોહીનુ મિશ્રણ આ દેશની આદિજનની અને આર્ય પ્રજામા હોવાનો જરૂર સભવ છે

અનાવિલ જાતિની ઉત્પત્તિ સબધી એક દતકથા એવી છે કે "રામચદ્રજીએ ઊનાઈ આગળ યજ્ઞ કરી, કેટલીક અસુરી જાતની કોમોને શુદ્ધ કરી બ્રાહ્મણ બનાવી ત્યારે તેમણે આ અનાવિલ સમાજને કાઈ માગવાનુ જણાવ્યુ એટલે નવદીક્ષિત બ્રાહ્મણોએ એક જ નાગ-કુળની કન્યા તેઓને પરણાવી આપવાની માગણી કરી જે ઉપરથી નાગોના એક જ કુળની બાર હજાર કન્યા આ બ્રાહ્મણોને પરણાવી, અને બાકીનાને એકજ કુળની કન્યા ન મળવાથી, છ હજાર કુવારા રહ્યા " રામાયણના 'અરણ્યકાણ્ડ'મા કદ્રુના અસખ્ય નાગપુત્રોનો ઉલ્લેખ આવે છે

આ દતકથા ઉપરથી બે વાત તરી આવે છે એક તો આ પ્રદેશમા નાગોની જ વસતી હતી, અને તેમની સખ્યા વધી મોટી હતી

આવા આંતર-સંબંધોને લઈને કેટલાક નાગને અસુરની પેટાજાતિ તરીકે માનવામાં આવ્યા છે. સ્તમ્ભતીર્થ પાસે નારદીયસર-નારેસર ઉપર, નાગલોકોએ પહેલાં તપ કરેલું, એવો સ્કંદપુરાણમાં ઉલ્લેખ છે. કદ્રુના શાપનો છુટકારો થવાના હેતુથી આ તપ કરવામાં આવ્યું હતું; અને ત્યાં 'નાગેશ્વર લિંગ' તળાવને ઉત્તર કિનારે સ્થાપ્યું હતું એમ આપ્યું છે.

મહાભારત કાળમા આર્ય અને નાગજાતિ વચ્ચે યુદ્ધો થતાં. આ નાગજાતિનો તક્ષક નામે રાજા હતો. એણે પરીક્ષિત રાજા ઉપર વેર વાળવા એની નગરીમાં ઘૂસી, એનો વધ કર્યો. પછી તો એ બે કોમ વચ્ચે છવલેણ યુદ્ધ ચાલ્યુ, જે આખરે એક આસ્તિક ઋષિએ મટાડ્યું. એ આસ્તિકનો પિતા આર્ય હતો અને માતા નાગકન્યા હતી. આવા આંતરજાતીય વિવાહ વગર એ કોમી ઝઘડો મટે એમ હતું નહિ. આ નાગ લોકો મોટા શૂર, કળારસિક, નગરરચના-કુશળ અને પુરોહિતનું કામ કરી શકે એટલા વિદ્વાન હતા. આર્યો અને નાગો વચ્ચે આંતરજાતીય વિવાહ થાય એટલે સુધી તેઓ એક બીજાના સહવાસમા રહ્યા હતા; અંતે નાગજાતિ આર્યોમાં ભળી ગઈ અને તેમના સંતોષને અર્થે 'નાગપચમી નો દિવસ આર્યોના તહેવારોમા નાગપૂજા માટે અંકાઈ ગયો. આર્યોએ પોતાની કુનેહથી એક આતરજાતીય વિગ્રહ દૂર કર્યો એની નિશાની તરીકે, આ પર્વ નિર્માણ કર્યું સંભવે છે.

પ્રાચીન સમયમા જુદી જુદી જાતિ ઉપરથી તેમના વસવાટના પ્રદેશો ઓળખાતા પાછળથી કેટલી જાતિઓનુ વર્ચસ્વ ઓછું થતા, અને મજબૂત રાજ્યો સ્થપાતા, ખાસ કરીને સામ્રાજ્ય ભાવના દૃઢ થયા પછી– કેટલાક જાતિનામો કેવલ જાતિના જ નામ તરીકે રહ્યા જણાય છે. અને જેમની ચઢતી કળા હશે તેમના જાતિનામોમાથી કેટલાક પ્રદેશ-નામો તરીકે થોડો ઘણો સમય ટકી રહ્યા હશે એમ માનવા કારણ મળે છે.

જેમ કે મહાભારતમાં 'ખેટક' જાતિનો ઉલ્લેખ મળે છે; તે ઉપરથી 'ખેટકમંડલ' એટલે ખેટકોની નિવાસભૂમિ તરીકે વર્તમાન ખેડાનો પરિચય સ્થાપી શકાય છે. 'ખેટક' નામ વલભીનાં દાનપત્રોમાં, આજથી બારસો વર્ષ પહેલાં પ્રચારમાં હતો. તે જ પ્રમાણે 'કર્પટવાણિજ્ય'—(વર્તમાન કપડવંજ) નામનો સંબંધ પ્રાચીન કોઈ 'કર્પટ' જાતિ સાથે સ્થપાયાનું મળી આવે તો નવાઈ નહીં લાગે.

નર્મદાના મુખની આસપાસનો પ્રદેશ ગ્રીક લોકોમાં 'ઍબિરિયા' નામથી જાણીતો હતો. એ 'એબિરિયા' શબ્દને 'આભીર' સાથે સંબંધ હશે ? 'આભીર' શબ્દ આગળ જતાં, દેશનામ તરીકે રહ્યો નથી; પણ 'આહીર' જાતિમાં ટકી રહ્યો છે.

શ્રી કરંદીકરના જણાવ્યા પ્રમાણે, 'નાગજાતિનું સ્થાન નર્મદાથી સહ્યાદ્રિના સમુદ્ર તરફ લાગેલા પ્રદેશ સુધી હોવાનું જણાય છે. નાગ લોકો સાહસિક સમુદ્ર ખેડનારા હતા.' નવસારિકાની આજુ બાજુનો ભાગ 'નાગમંડલવિષય' એ નામથી જૂના લેખોમાં મળી આવે છે.

નાગજાતિનાં થાણાંઓ નર્મદાને દક્ષિણ કાંઠે હતાં; અને નાગો પાતાળમાં રહેતા હતા. આ 'પાતાળ' કયું ? રાજપીપળાનો પુરાતન ગૂર્જરવંશ શેષનાગના કુળમાંથી ઊતરી આવેલાનું મનાય છે. નાગોનું મુખ્ય મથક નર્મદાનો દક્ષિણ કાંઠો, અને ખાસ કરીને, તાપીનો પ્રદેશ હતો. સુરત જિલ્લાના ચોર્યાસી તાલુકાના બોરા ગામ નજીક 'નાગ-જરત્કારેશ્વર'નું સ્થાનક છે. નાગોએ, નર્મદાના મહાપ્રવાહને અનુસરીને, મોટા સમુદ્રમાં પ્રવેશ કર્યો. નર્મદાના તટ-સમુદ્રમાંથી પછીથી તેમને બહાર કાઢવામાં આવ્યા હતા. માહિષ્મતી નગરીમાં અસુરોની પહેલા, કર્કોટક નાગજાતિનું પ્રભુત્વ હતું. કાર્તવીર્યે નાગોની સભા જીતી; અને ત્યારથી અસુરોનો પગદંડો ત્યાં થયો એવી હકીકત પુરાણોમાંથી મળે છે.

નાગજાતિ, મૂળ રાતા સમુદ્રને કિનારેથી આવેલી; અને નર્મદા તથા

તાપીના મુખ આગળના પ્રદેશમા વની હતી, તેઓ વૈદિક 'ઋભુ'ઓનુ નાગનુ પ્રતીક અને પ્રજિપ્તની તેની કલ્પના સાથે લેતા આવ્યા. તેમણે પોતાના દરેક ચરદારમા નાગને મુખ્ય સ્થાન આપ્યુ

'પાતાળ'મા નાગોની એકડો જાતિઓ વસતી હતી ગાળી ભૂમિનો એ પ્રદેશ હતો આ જાતિઓએ ખડા કરેલા વિશાળ અને મનોરમ નગરો ત્યા હતા નાગ અને અસુરો વૈવાહિક સબધથી જોડાતા અને પાતાળ તો સ્વર્ગથી યે અધિક સુન્દર છે એવી ઘણી વધી વાતો પુરાણોમાથી જાણવા મળે છે

જળ ઉપર આધિપત્ય ભોગવનાર વાસુકિની જેમ, ભૂમિપર અધિકાર ભોગવનાર નાગોનો છેલ્લો મહાપુરુષ તક્ષક જણાય છે ચડતી પડતીના કાળચક્રમા ભૂમિપર આધિપત્ય ભોગવનાર નાગો હારી ગયા અને જન્મેજયે આરભેના 'સર્પ-સત્ર'મા એ જાતિનો ઘોર વિનાશ થયો આર્યજાતિના વિમલ ઇતિહાસમા માનવસહારની આવી ઘોર નીતિનુ એ કલકિત પાનુ, આ નિમિત્તે ઉમેરાયુ છે આ સર્પસત્ર દક્ષિણમા જ મડાયેલો એમ કેટલાક માને છે

પણ માનવ સ્વભાવ હમેશા વીરપૂજાનો પક્ષપાતી રહ્યો છે નાગ જાતિના વિનાશમાથી અનત, વાસુકિ, તક્ષક અને બીજાની પૂજાઓ માનવ જાતિએ પોતાના હૃદયમા અકિત કરી તેમની પ્રતિમાઓ સ્થાપી 'નાગસ્તોત્ર'મા અનત વાસુકિ, શેષ, પદ્મનાભ, કબલ, શખપાલ, ધાર્તરાષ્ટ્ર, તક્ષક અને કાલિય એમ નાગની નવ જાતો ગણાવવામા આવી છે

રાતા કે ભૂમધ્ય સાગરને તીરેથી સૂર્ય, આકાશ અને પૃથ્વીના દ્યોતક તરીકે એ પ્રતીકને લઈ, ગુજરાતને ઓવારે ઊતરેલી નાગજાતિનુ પ્રભુત્વ નષ્ટ થયુ પણ તેને બદલે નાગજાતિની પ્રતિભાના પ્રતીક, માનવ સ્મૃતિએ નાગમદિરો ચણાવી ખડા કર્યાં યમુનાતીરે મથુરામા

૭

# પુરાણમાં નર્મદા

હિંદુ ધર્મશાસ્ત્રો પ્રમાણે ભારતમા ગગા, યમુના, ગોદાવરી, સરસ્વતી, નર્મદા, સિંધુ અને કાવેરી—એ સાત નદીઓ ખૂબ પવિત્ર મનાઈ છે એમાથી હવે કલિયુગમા સરસ્વતી નદીનો તો લોપ થઈ ગયો છે

હરદ્વારની પાસે ગગાજીનો પ્રવાહ નહેરો દ્વારા એવી રીતે વાળી લેવામા આવ્યો છે કે મૂળ પ્રવાહ ક્ષીણ થઈ ગયો છે, અને ઉનાળામા તો ગગાજીની ધારા, હરદ્વારથી આગળ, બહુ નાની અને છીછરી બની જાય છે

આગળ જતા ગગાજીને કિનારે કાનપુર, કાશી, પાટણા, કલકત્તા જેવા મોટા મોટા શહેરો આવી રહ્યા છે આ બધા શહેરોના ગદા પાણી ગગાજીમા ડોળવામા આવે છે, અને કાનપુરમા તો વળી ચામડાના કારખાનાના દુર્ગન્ધવાળા પાણી પણ ગગામા વાળવામા આવ્યા છે !

એટલે હાલના અર્થપ્રધાન યુગમા, ચોમાસાના ચાર મહિના સિવાય ગગાજીનુ જળ હરદ્વારથી આગળ, મૂળની પવિત્રતા સાચવી શક્તુ નથી

સ્કદ પુરાણના રેવાખડના અધ્યાય ૧૩૦ નો ૧૭ મો શ્લોક આ હકીકતનુ સમર્થન કરે છે —

"गगा कनखल पुण्या कुरुक्षेत्रे सरस्वती ।
ग्राम वा यदि वाऽरण्य पुण्या सर्वत्र नर्मदा ॥"

કનખલ હરદ્વાર આગળ ગગા પવિત્ર છે અને સરસ્વતી કુરુક્ષેત્રમા પણ નર્મદા તો ગામો અને વનોમા ગમે તે સ્થળે, સર્વત્ર પાવન છે

કલિયુગમાં પાંચ હજાર વર્ષ વીત્યા પછી, ગંગાજીનું માહાત્મ્ય ઓછું થવાની વાત સાચી પડતી જાય છે. ગંગાજીની આવી સ્થિતિ હરદ્વારથી આગળ દક્ષિણે થવા પામી છે. બાકી ગંગાજીના ઉદ્‌ભવસ્થાન ગંગોત્રીથી છેક હરદ્વાર સુધીમા ગંગાજળની પવિત્રતા બિલકુલ ઘટી નથી, તેમજ તેનો પ્રવાહ પણ કોઈ બાગી શક્યુ નથી.

વર્તમાન યુગમા યમુનાજીના જળનુ પણ લગભગ ગંગાજી જેવું થયું છે. જમુનામાથી નહેરો કાઢવાને લીધે આગરાથી જ જમુનાજીનો પ્રવાહ ધીમો થવા માડ્યો છે; અને ઉનાળાના દિવસોમાં તો કોઈ પણ ઘાટ ઉપર સ્નાન કરવાને માટે કમ્મર-પુર પાણીથી વધારે ઊંડાં પાણી રહેતાં નથી. વળી દિલ્હી, આગરા, ઈટાવા વગેરે જમુના કિનારે આવેલાં મોટાં મોટા શહેરોના ગંદા પાણી જમુનાજીમાં વાળવામા આવ્યાં છે. આમ થવાથી જમુનાજલની પવિત્રતામા પણ કંઈક ઘટાડો થવા પામ્યો છે.

ગોદાવરી નદીનુ મૂળ ત્ર્યબક ક્ષેત્રની પાસે છે. આ સ્થળ નાસિકથી લગભગ ૧૪ માઈલ પશ્ચિમમા છે. નાસિકમા ગોદાવરીનો પ્રવાહ બહુ સાંકડો છે. અને નાસિક શહેરનુ ગદું પાણી, એ પ્રવાહમા આવીને ભળે છે. આ પ્રમાણે ગોદાવરી નદીને તો તેના મૂળથી થોડાક જ માઈલ દૂર, અપવિત્ર કરી નાખવામા આવી છે!

કાવેરી નદીના પ્રવાહને રોકી, તેમાથી નવી વીજળી ઉત્પન્ન કરવામાં આવી છે.

અને સિંધુ નદીમાથી અસંખ્ય નહેરો કાઢી, નદીના જળને અનેક બધોથી બાધી લેવામાં આવ્યુ છે.

આમ આ પુરાણપ્રસિદ્ધ પ્રાચીન પાવનકારી નદીઓનુ ધાર્મિક માહાત્મ્ય કલિયુગમા ઘણે અંશે ઘટતુ ગયુ છે.

માત્ર હિંદુસ્તાનમાં નર્મદા નદી જ એવી રહી છે જેમાથી નથી કોઈ નહેર કાઢી શકાઈ, કે નથી તેને કાઠે આવેલા મોટા શહેરના ગદા પાણી

કે વાગણુગી ગંગાને ઘાટે વાસુકિનાં મંદિરો બન્યાં. તેમને નારાયણના સાથમાં ઘટાવ્યા; અને કચ્છની ભૂમિમાં જાડેજા (યાદવજાયા) એ નાગમંદિર ખડું કરી, તેની રથયાત્રા કાઢવા માંડી. નાગજાતિનું પ્રભુત્વ નષ્ટ થયું; પણ પાંચ હજાર વર્ષ પૂર્વેની નાગ–પૂજાની ભાવના દેશવ્યાપી બની ગઈ.

નાગ જાતિ સાહસિક સાગર ખેડનારી હતી. તેઓ કુશળ વહાણવટીઓ હતા. મહાસાગર તો તેમને મન સરોવર જેવો હતો. તેમના હાથમાં નદીઓનાં સાગર–મુખોનો કાબુ હતો. સાગર–દરવાજાના તે રખોપિયા હતા. આ જાતિએ સિંધુ કે સરસ્વતીના જળમાર્ગોએ થઈને, એમના જાતીય શૉખ મુજબ, પ્રકૃતિના ઉદ્યાન સરખા કાશ્મીરના પ્રદેશમાં સૌથી પ્રથમ વસાહતો કરી. પણ તેમનું એ સાગરમુખે આવવાનું બારુ એ બંગાળનો ઉપસાગર નહિ, પણ ગુજરાત અને કાઠિયાવાડને વીંટળાઈ વળેલો હાવનો અરબી ('યુરેશિયન') સમુદ્ર હતો; અને પશ્ચિમ એશિયાનાં વેપારી કેન્દ્રોની સંપત્તિનુ વહન, ગુજરાતનાં પુરાતન સાગર–થાણાઓમાં થઈને થતું.

અસુરોની પેઠે આવી સાહસિક નાગજાતિને પરાસ્ત કર્યા સિવાય, આર્યો જયના સ્વામી થઇ શકે તેમ હતું જ નહિ. પુરાણોમાં આવતા દેવ અને અસુરોના 'સમુદ્રમંથન'ના આખ્યાનમાં, દરિયાઈ સરસાઈ અને વડપણ માટેના આર્યોના પ્રયાસો સિવાય બીજું કઈ જણાતુ નથી 'હરિવંશ'મા આવે છે કે વાસુકિને નેતરું બનાવી જે સમુદ્રમંથન કરવામાં આવ્યું તે સેંકડો વર્ષ ચાલ્યું: એનો અર્થ એટલોજ છે કે સેંકડો વર્ષના એકધારા પ્રયાસો બાદ, આર્યો સમુદ્રનું કે જળમાર્ગોનું આધિપત્ય મેળવી શકયા હતા.

અને નાગ–અસુરના ઉપાસ્ય દેવ શિવને, એ જાતીય શક્તિના હ્રાસનો કડવો ઘુંટડો ગળવો પડ્યો હતો. બીજાં રત્નો માત્ર દેવોને મળે છે તે પણ સૂચક છે. સાગરનું બારું–એ ગુજરાતનો કિનારો હોવો જોઇએ; અને દેવાસુર

તેમાં વાળવામાં આવ્યાં. નર્મદાને કિનારે દિલ્હી, આગરા, પ્રયાગ, બનારસ, પાટણ, કલકત્તા કે નાસિક જેવાં મોટાં શહેરો આવેલાં નથી; અને એ શહેરોની સાથે જ ઉત્પન્ન થવા પામતાં ગામનાં ગંદાં પાણી આ અર્થ-પ્રધાન યુગમાં પણ નર્મદાજીનાં પાણીની પવિત્રતાને ઓછી કરી શક્યાં નથી.

બે તરફ પહાડની ઊંચી કરાડોને લીધે, આજ સુધી પણ નર્મદામાંથી નહેર કરી શકાઈ નથી, તેમ ભવિષ્યમાં પણ કોઈ નહેર કાઢવામાં આવે એવો સંભવ જણાતો નથી; હમણાં 'પંચવર્ષીય યોજના'માં નર્મદાની નહેરો દ્વારા જળસીંચાઈ સાધવાની વાતો થઈ રહી છે ખરી. આ કારણને લીધે જ ઉનાળામાં પણ, બીજી મોટી નદીઓની માફક એનો પ્રવાહ જરા પણ ઘટતો નથી. અસંખ્ય વર્ષો પહેલાં જેવાં રેવાજીનાં નીર વહેતાં હતાં તેવાં જ આજે પણ વહી રહ્યાં છે.

પુરાણોમાં તો કહ્યું છે કે નર્મદાજી સાત કલ્પ સુધી આ ભૂતલ પર વહ્યા કરશે, પ્રલયકાળમાં પણ તેમાં પરિવર્તન થશે નહિ. પુરાણોમાં નર્મદાજીનું માહાત્મ્ય બહુ સારી રીતે વર્ણવેલું છે. ગંગાજીમાં 'સ્નાન' કરવાથી જે ફળ મળે છે તે રેવાના ફક્ત 'દર્શનમાત્ર'થી મળી શકે છે એમ એક સ્થળે લખ્યું છે —

स्मरणाज्जन्मजं पापं दर्शनेन त्रिजन्मजम् ।
स्नानाज्जन्मसहस्रख्यं हन्ति रेवा कलौ युगे ॥

સ્મરણથી જન્માન્તરનું પાપ, દર્શનથી ત્રણ જન્મ પહેલાંનું, અને સ્નાનથી હજાર જન્મ પહેલાંનું પાપ કળિયુગને વિષે રેવા માતા નાશ પમાડે છે.

ભારતની પ્રસિદ્ધ નદીઓની પાવનકારી શક્તિઓની તુલના કરતાં વળી કહેવાયું છે કે, સરસ્વતી નદીનું જળ સેવન કરવાથી ત્રણ રાત્રિમાં, યમુનાના જળથી સાત રાત્રિમાં, અને ગંગાજીના જળથી તો તત્કાળ

મનુષ્ય પવિત્ર બને છે પરંતુ નર્મદાજળનું તો સેવન કરવાની પણ જરૂર રહેતી નથી. કારણ કે તેનું દર્શનમાત્ર 'સદ્ય પાવનકારી' છે.—

त्रिभिस्सारस्वत तोय सप्ताहेन यामुन ।
सद्य. पुनाति गागेय दर्शनादेव नार्मदम् ॥

પુરાણોમાં ઉપલબ્ધ થતી સામગ્રીમાં સૌથી વધુ નિશ્ચિત અને મહત્ત્વની સામગ્રી તે ભૌગોલિક છે ઇતિહાસ એ વિશ્વચૈતન્યની સ્થળ કાળમાં સ્ફુરતી લીલાનું આલોચન છે પુરાણોના રચનારાઓ, યાત્રિકો હોવા ઉપરાંત લોક-કવિઓ પણ હોવા જોઈએ, કારણ કે તે તે સ્થળો તેમણે માત્ર સાંભળેલાં કે આજની જેમ નકશામાં જોયેલાં અથવા તો ગાડીમાં ઝડપભેર વટાવેલાં નથી, પણ ઘણાં સ્થળો તો તેમણે પોતે જ પગપાળા ચાલીને જોયેલાં—ત્યાં બધાં ચાતુર્માસ ગાળીને સેવેલાં—હોવાનો પૂરો સંભવ છે

'સ્કન્દપુરાણ' ગુજરાત અંગે સૌથી મહત્ત્વનું પુરાણ છે કદાચ તેમાંના ગુજરાત અંગેના વિવિધ 'ખંડો'ની રચના, તે તે ક્ષેત્રથી પૂરી રીતે પરિચિત એવા માણસોએ—કદાચ ત્યાં જ પલાંઠી લગાવીને—કરી હોવાનો સંભવ છે 'પદ્મપુરાણ'ના કેટલાક ભાગોનું પણ એવું જ લાગે છે સ્કંદ પુરાણના ગુજરાતને લગતા અંશો સોલંકીઓના પાટણના અને અસ્તકાળના સમયમાં લખાયા હોય તો અસંભવિત નથી

વેદોમાં નર્મદાનો ક્યાંયે ઉલ્લેખ નથી, પણ ઉત્તર વૈદિક સાહિત્યમાં તેને લગતી આડકતરી નોંધો મળી આવે છે ઉદાહરણ તરીકે શતપથ બ્રાહ્મણ'માં 'રેવોત્તર' નામ અનેકવાર આવે છે વૈદિક લોકો નર્મદા સુધી પહોંચી ન શક્યા, પણ તેમની યે પહેલાંથી પૌરાણિક લોકો નર્મદા-પ્રદેશમાં વસવાટ કરી રહ્યા હતા એમ પુરાણોમાંથી જાણવા મળે છે. મૂળ 'પુરાણ' ઈ સ. પૂર્વે ૮મા સૈકામાં રચાયેલું હોવાનું પાર્જિટર નામે વિદ્વાન માને છે આ મૂળ પુરાણમાંથી ક્રમે કરીને ધીમે ધીમે

જુદા જુદા પ્રદેશોમાં જુદાં જુદાં પુરાણો રચાયાં. આ ક્રમમા નર્મદાતટના બ્રાહ્મણોએ 'મત્સ્યપુરાણ'ની રચના કરી જણાય છે. લગભગ બધા પુરાણ, નર્મદાના ધાર્મિક અગર તો ઐતિહાસિક મહત્ત્વ વિષે, કંઈક ને કંઈક નોંધ આપે છે; પરંતુ 'વાયુપુરાણ', 'પદ્મપુરાણ', 'નારદપુરાણ' અને 'સ્કંદ-પુરાણ'મા તો સેંકડો અધ્યાયો ધરાવતા ખાસ 'રેવાખંડો' કંઈ કંઈ ફેરફાર સાથે નર્મદા સંબંધી આપેલા છે. આ ખંડો નર્મદા–પ્રદેશના પ્રાચીન ઇતિહાસ પર અને ભૂગોળપર પુષ્કળ પ્રકાશ પાથરે છે. નર્મદાના ઉદ્‌ગમ સ્થાનથી માંડી, તેમના મુખ સુધીના બધા સ્થળો, નદીઓ, પર્વતો અને તેમની સાથે સંકળાયેલા ધાર્મિક તેમજ ઐતિહાસિક પ્રસંગો કેટલાક પુરાણોમાં તો સવિસ્તર આપેલા છે.

નર્મદાને તટે જેટલા તીર્થસ્થાનો હાલ છે તેટલા ગંગા કે હિંદની બીજી કોઈ નદીને કાંઠે આવેલા નથી એક માત્ર ગુજરાતની સીમામા નર્મદા તટે ૧૩૦ તીર્થસ્થાનો આવેલા છે, અને તેમાં હાંફેશ્વર, શૂલપાણ, ચાણોદ–કરનાળી, શુકદેવ–વ્યાસ, શુકલતીર્થ અને ભરૂચ (દશાશ્વમેધતીર્થ–ભૃગુતીર્થ) પ્રમુખ છે.

કોઈપણ સ્થાનની રમણીયતા હિંદવાસીને આકર્ષે કે તરત એણે એનું ધાર્મિક રૂપાંતર કર્યું જ હોય છે. તેથી જ આપણા લોકોના મંદિરો એટલે જન્મભૂમિના કાવ્યમય સ્થાનો. અમુક શિખર ઉત્તુંગ છે? ત્યાં કોઈ ઋષિ ધ્યાન ધરવા જઈ બેઠા જ છે, અને ભક્તોએ ત્યાં એક મંદિર બાંધ્યું જ છે પછી એ આબુ ઉપરનું દેલવાડા હોય, ગિરનાર ઉપરનું ગુરુદત્તાલય હોય કે ચંપાનગરીનું પાવાગઢ હોય કે શત્રુંજયની કોક ટૂંક હોય. વળી દક્ષિણ તરફ દોડનારી નદી અમુક ઠેકાણે 'ઉત્તર-વાહિની' થઈ? કે પૂર્વ તરફ વહેનારી નદી 'પશ્ચિમ–વાહિની' થઈ? કે તરત ત્યાં કોઈ તીર્થ ગોઠવાયું જ છે. કરોડો લોકો આવે અને પાવન થઈ જાય. મોટી મોટી અથવા મોટી અને નાની બે નદીઓ એક બીજાને મળે છે એમ જણાયું કે સંતોએ ત્રીજી ગુપ્ત સરસ્વતીને

વહેતડાતી જ છે! રેવા અને 'ઉરિ' અથવા ઓર નદીનો 'રેવોરિંગમ' એવો જ એક પુણ્યકારી સગમ છે.

આપણા સંત કવિઓએ તીર્થસ્થળો ક્યા ક્યાં કલ્પ્યાં છે તે શોધવા જઈએ તો હિંદુસ્તાનની આખી ભૂગોળ પૂરી કરવી પડે. મુસલમાન સતોએ તથા રોમન કેથોલિક પાદરીઓએ પણ આપણા જેવા એવી જ રીતે અદ્ભુત કાવ્યમય સ્થાનો પસદ કર્યાં છે. જૈનોએ ખાસ કરીને નદીકાંઠાના સ્થળોને પસંદ કરવાને બદલે, ગિરિશિખરોની ઉત્તુંગ જગાઓ પસંદ કરી છે, જ્યાંથી મંદિરની ધ્વજાઓ દૂર દૂર સુધી ભાવિકોના મનને આમંત્ર્યા કરે, અને આક્રમણની દૃષ્ટિએ જોતા પણ એ જરા વધારે સુરક્ષિત રહી શકે.

વેદમાં નહોતી એવી તીર્થભાવના ઉપનિષદ્ પછીના કાળમા ઉત્પન્ન થઈ છે બૌદ્ધોએ એ ભાવનાને ખૂબ પોષી છે આ તીર્થભાવનાના વિકાસને પરિણામે જે જે તીર્થસ્થાનોની કલ્પના થઈ એ તીર્થ–સ્થાનોના માહાત્મ્યોના સગ્રહની પણ જરૂર પડી મહાભારતમા તીર્થવર્ણનોનુ સ્થાન મોટું છે; પણ મહાભારતમા એ ભાગ પાછળથી ઉમેરાયેલ છે, પણ પુરાણોમા તીર્થવર્ણનની પરંપરા જૂના કાળથી ચાલુ હોવાનો સંભવ છે.

હાલના પુરાણોમા મુખ્યત્વે તીર્થ–વર્ણનમય હોય એવા એક કરતા વધારે પુરાણો મળે છે 'બ્રહ્મપુરાણ'-જેને વિષ્ણુપુરાણોક્ત 'પુરાણાનુક્રમણિકા'મા 'આદિપુરાણ' કહ્યુ છે–તેમા સર્ગ, પ્રતિસર્ગ, વંશો વગેરે પુરાણના મૂળભૂત વિષયો ટુકાણમા છે, અને આખુ પુરાણ તીર્થ–માહાત્મ્યોથી જ ભર્યું છે. તીર્થોની જેમ વ્રતોની ભાવનાનો પ્રથમ સંગ્રહ પણ પુરાણોમા જ થયો છે તેથી જ ઘણીવાર દાન જેવા વિષયો વ્રત કે તીર્થ સાથે ચર્ચાયા જણાય છે.

તીર્થો સબધી જૂનામા જૂનું પુરાણ ઘણું કરીને 'બ્રહ્મપુરાણ' છે. અલબત્ત, એમાં પાછળથી ઉમેરા થયા છે. પછી વૈષ્ણવપુરાણોમા

વૈષ્ણવતીર્થો અને શૈવપુરાણોમાં શૈવતીર્થોની નોંધ કાલક્રમમાં વધતી જાય છે. 'વાયુ'માં, 'મત્સ્ય'માં, 'વિષ્ણુ'માં, 'માર્કંડેય'માં, અને 'ભાગવત'માં આ તીર્થમાહાત્મ્યનાં ખાસ પ્રકરણો નથી એમ કહિયે તો ચાલે. પણ 'બ્રહ્મ'માં, 'કૂર્મ'માં, 'લિંગ'માં અને 'પદ્મપુરાણ'માં તીર્થમાહાત્મ્યો પુષ્કળ છે. અને 'સ્કન્દપુરાણ' તો લગભગ તીર્થ–માહાત્મ્યરૂપ જ છે. હાલમાં આ દેશમાં મનાતાં તીર્થોમાંથી કોઇક જ એવું હશે જેનું માહાત્મ્ય સ્કંદપુરાણમાં ન હોય. અલબત્ત છપાયેલ ગ્રંથમાં અત્યારનાં કેટલાંક તીર્થો નોંધાયા વગરનાં હશે; પણ તે તે સ્થાનના કોઈક બ્રાહ્મણના ઘરમાં 'स्कन्दपुराणान्तर्गत...खंडान्तर्गत' તે તીર્થનાં માહાત્મ્યના લખેલાં પાનાં જરૂર મળવાનાં † ટૂંકામાં, 'સ્કંદ પુરાણ' અને 'પદ્મપુરાણ' તો અનેક પુરાણો સાથે જાણે બાંધ્યા હોય એવાં છે. પુરાણોમાં તીર્થના પ્રકરણો ઇસ્વી સનના પાંચમા–છઠ્ઠા શતકમાં ઉમેરાયાં છે.

વાયુપુરાણનું 'રેવા–માહાત્મ્ય' એ મૂળ પુરાણ જેટલું જૂનું નથી. 'રેવામાહાત્મ્ય'વાળો ભાગ દસમા–અગિયારમા શતકથી પ્રાચીન જણાતો નથી. મહાભારતના 'વનપર્વ'ના તીર્થપ્રકરણ સાથે 'પદ્મપુરાણ'ને વિશેષ સબંધ જણાય છે. અને તેના ૭૦મા અધ્યાયથી ૧૭૫મા સુધીના અધ્યાયો 'તીર્થ–માહાત્મ્ય'ના છે; આ તીર્થવર્ણનને 'સ્કંદ' વગેરેના તીર્થવર્ણન સાથે સરખાવતાં, 'પદ્મપુરાણ'નું તીર્થવર્ણન પ્રાચીનતર જણાય છે. આ તીર્થવર્ણનનો ઉમેરો બારમા–તેરમા શતકનો છે, જો કે તેનો મોટો ભાગ તો ઈ. સ. ના પાંચમા શતક જેટલો જૂનો છે. 'વરાહ પુરાણ'માંથી પણ કેટલાંક તીર્થમાહાત્મ્યો મળે છે

'પદ્મપુરાણ' અને 'સ્કંદપુરાણ' એ બે પુરાણો નથી, પણ પુરાણ–સંગ્રહો છે. કોઈકે કહ્યું છે તેમ, 'સ્કંદપુરાણ એ વિશાલોદર પુરાણ છે.' સ્કંદ-

† જંબૂસરના જંબૂ બ્રાહ્મણોની ઉત્પત્તિ, ગોત્ર વગેરે બતાવનારું એક ટૂંકું પંદર અધ્યાયનું 'जम्बूसर माहात्म्य' હમણાં જ પોથીરૂપમાં મારા જોવામાં આવ્યું છે.

પુરાણમા અનેક સંહિતાઓ, અનેક ખંડો અને સખ્યાબંધ નાના-મોટા માહાત્મ્યો સાંકળી લેવામા આવ્યા છે સપ્તખંડાત્મક સ્કંદપુરાણમા પાચમો ‘અવન્તી ખંડ’ કે-જેમાનો પેટાવિભાગ ‘રેવાખંડ’ છે. તે જ પ્રમાણે ‘નાગરખંડ’.

એમ કહેવાય છે કે શૈવ-ધર્મો અને શૈવ-ચરિતોના સંગ્રહ માટે સ્કંદપુરાણની રચના થઈ જણાય છે. તે પછી તેમા શૈવ-તીર્થોના માહાત્મ્યો ઉમેરાવા લાગ્યા

ઉપર કહ્યુ તેમ, તીર્થયાત્રાના મહિમાનો પહેલો પ્રચાર બૌદ્ધ ધર્મે કર્યો જણાય છે તીર્થયાત્રાનો પહેલો ઐતિહાસિક ઉલ્લેખ અશોકે કરેલી બુદ્ધના જન્મસ્થાનની યાત્રાનો મળે છે પછી તો બૌદ્ધ, જૈન અને બ્રાહ્મણ-વૈદિક ધર્મના તીર્થસ્થાનો દિવસે દિવસે વધતા ગયા સ્થળે સ્થળે મંદિરો બંધાતા ગયા. નવા નવા તીર્થસ્થળોના માહાત્મ્યો લખાતા ગયા અને બ્રાહ્મણ-તીર્થોના માહાત્મ્યો જેટલા દાખલ થઈ શક્યા એટલા તો જૂના પુરાણોમા દાખલ થઈ ગયા બાકીના છૂટા સ્વરૂપે પ્રચલિત થયા આ માહાત્મ્યોની કથાઓનુ ધોરણ જ એવુ હોય છે કે તીર્થ ભલે મધ્યકાલીનુ કે આધુનિક હોય, પણ એના માહાત્મ્યોમા પ્રાચીન ઋષિઓની કથાઓ જ હોય

તીર્થયાત્રા પહેલા તો સંસ્કાર-પ્રચારનુ સરસ સાધન હતુ ભિન્ન ભિન્ન તીર્થસ્થાનો, જુદે જુદે કાળે, વિદ્યાના ધામો હતા સુંદર સ્થળોના દર્શનથી, પવિત્ર સાધુઓના સત્સંગથી અને વિદ્વાનોના સહવાસથી હૃદય અને બુદ્ધિ સંસ્કારી થતા, અને ગમ્મતની ગરજ ન હોય એવા લોકો પણ દેશાટનથી ચાતુર્ય મેળવી શકતા વેપારીઓને વેપાર વધારવાની તક મળતી સામાન્ય માણસો પણ જુદા જુદા દેશના વિવિધ પ્રકૃતિના માણસોને મળીને કાંઈક જરૂર શીખતા હશે. પણ કાળક્રમે તીર્થસ્થાના ગોરોને તથા બીજાઓને પણ સ્વાર્થ સાધવાનુ સાધન થઈ પડવાથી, તીર્થોમા ભ્રષ્ટાચાર વધી ગયો, અને કોઈ જેવા અપવાદ સિવાય,

તીર્થોમાંથી વિદ્યા લોપ થઈ ગઈ ! કેવલ યજમાન–વૃત્તિપર જીવતા ગોર બ્રાહ્મણોએ સ્થળે સ્થળે યાત્રાળુ પાસેથી પૈસા મુકાવવા માટે ઘાટઘૂટ વગરના પથરાના દેવો બેસાડી દીધા; અને પ્રાકૃતિક સૌંદર્ય શોભ્યું ન જરે એવી તીર્થસ્થાનોની સ્થિતિ કરી મૂકી. એક કાળે જે વિદ્યાનાં અને ધર્મનાં ધામ હતાં તે કાળક્રમે અવિદ્યા, અસ્વચ્છતા અને અધર્મનાં કેન્દ્રસ્થાન થઈ પડ્યાં !

કાશી, નાશિક અને નાદિયા (નવદ્વીપ) જેવાં તીર્થસ્થાનો ઉપરાંત રાજધાનીનાં નગરો–જેવાં કે પાટલીપુત્ર, કનોજ, મિથિલા, ઉજ્જયિની, પૈઠણ, કલ્યાણી: અને ગુજરાતમાં વલભી, આનર્તપુર (આનંદપુર) અને તે પછી સોલંકી સમયમાં અણહિલપુર પાટણ પણ, મોટાં વિદ્યાસ્થાનો હતાં. ચીની પ્રવાસી ઈત્સિંગ તો નાલન્દા સાથે જ વલભીને પણ ગણાવે છે. સ્થિરમતિ અને ગુણમતિ નામના બૌદ્ધ વિદ્વાનો વલભીના બૌદ્ધ વિહારમાં રહેતા હતા. 'કથા સરિત્સાગર'માં અન્તર્વેદીનો બ્રાહ્મણ વલભીમાં ભણવા ગયો હોવાની કથા વલભીના વિદ્યાપીઠની ખ્યાતિ સૂચવે છે. વળી બૌદ્ધ મઠો જેવાં બ્રાહ્મણ મંદિરો અને જૈન ઉપાશ્રયો તથા મંદિરો પણ વિદ્યાનાં સ્થાનો જૂના કાળથી જ હશે. દક્ષિણ હિંદના પ્રમાણમાં ગણીએ તો ઓછાં, છતાં ગુજરાતમાં સોલંકીયુગમાં સરસ્વતી–મંદિરો સ્થપાયાં હોવાના કે ચાલુ હોવાના પુરાવા મળ્યા છે. નાદોદના ચૌલુક્યવંશી રાજા વત્સરાજે શુક્લતીર્થમાં એક પાઠશાળા સ્થાપી હતી–જેને તેના પૌત્ર ત્રિલોચનપાલે ઈ. સ. ૧૦૪૭મા શુક્લતીર્થને સામે કાંઠે, જયપિયા નજીકના હરિપુરા નામના ગામનું દાન આપ્યું હતું. * તેમ જ ૧૩ મા શતકના નાગર કવિ નાનાકે સોમેશ્વર (સોમનાથ)પાટણમાં 'સરસ્વતીગૃહ' બંધાવ્યાનો ઉલ્લેખ છે. §

ઉપર જોયું તેમ, હિંદુ સંસ્કૃતિનો જન્મ નદીના કાંઠા પર અને

§ જુવો 'A new Chapter in Gujarat History' by Shri Amrit V. Pandya. (1951)

પટાની ખાણો અને ગુફાઓ વચ્ચે થયો છે માનવ જીવન અને ઈશ્વર એ નબધી યાદ રાખીને જ એના મૂળતત્ત્વો રચાયા છે હિંદુઓએ જ્યા જ્યા નિસર્ગનુ સમ્રાટ દર્શન જોયુ ત્યા ત્યા ધાર્મિક રચનો બાધ્યા, અંગ્રેજોએ જ્યા જ્યા કુદરત જોઈ ત્યા ત્યા યથેચ્છ ભોગવિલાસ ને રમત ગમતના ડેરાતંબુ નાખ્યા ને મુસલમાનો કુદરત વચ્ચેથી પસાર થઈ, ચુપચુપ ચાલ્યા ગયા આ ત્રણે સસ્કૃતિ વચ્ચે રહેલી ભેદ ભાવના હજી પણ તે તે પ્રજાને દોરી રહી છે

વાયુપુરાણાન્તર્ગત 'નર્મદા માહાત્મ્ય મા આખી રેવાતટના તીર્થોની તીથાવલી આપવામા આવી છે ઓમકારથી આરભી સાગરસગમ સુધીના તીર્થોની નદી-સગમની શિવાલયોની વિષ્ણુમદિરોની આશ્રમોની, કુંડોની-ધરોની વીગતવાર નોધ આપવામા આવી છે-જે માર્કડેય જેવા ઋષિએ પોતે જાતે નર્મદાના બન્ને કાઠાની પરકમ્મા કર્યા પછી જ ગ્રથસ્થ કરી હોવી જોઈએ એમ તે તે સ્થળનો પરિચય તપાસતા જણાઈ આવે છે

રેવાનદીના બીજી નદી સાથે પાનીસ સગમ થાય છે અગિયાર દક્ષિણ કાઠે અને ચાદીસ ઉત્તર કિનારે પાનીસમો તે શ્રેષ્ઠ રેવા સાગરસગમ રેવાતીરે સગમો સુદ્ધા ૪૦૦ તીર્થ પ્રસિદ્ધ છે તેમા ૩૩૩ શિવતીર્થ છે (પછી તેમા પણ પેટા વર્ગો પાડીને ગણાવ્યા છે જેમા ૨૧૪ના 'સ્તભેશ્વર-ગુચ્છ' પડી શકે છે, જ્યારે ૧૧૯ છૂટક તીર્થો છે) ૨૮ વૈષ્ણવ તીર્થ છે અને તીર્થ ગુપ્ત તીર્થો પણ છે તથા અવાતર તીર્થો પણ ઘણા છે

સ્કન્દ'ના રેવાખડમા નોધાયા નથી તેવા બીજા પણ તીર્થો કૂર્મ અને મત્સ્ય' પુરાણમા આપવામા આવ્યા છે

પુરાણોમા ઘણીવાર શબ્દોની વ્યુત્પત્તિ સૂચવવાનો પ્રયત્ન થાય છે અમરકટ રેવા, નર્મદા વગેરે માટે સ્કદપુરાણે જે અર્થ સૂચવ્યા છે તે જોઈએ —

अमराणां कटे तुङ्गे नृत्यन्ति हसितानना ।
अमरा देवताः प्रोक्ताः शरीरं कटमुच्यते ॥
तैः कटैरावृतो यस्मात्पर्वतोऽयं नृपोत्तम ।
'अमरकट' इत्ययं तेन प्रोक्तो मनीषिभिः ॥ स्कंद०, २–१५–१६

... ... ...

अमरकण्टके चक्षुः प्राप्ते कालविपर्यये ।
अपश्यं नर्मदां तत्र मातरं विश्ववन्दिताम् ॥
नानातरङ्गां सावर्तां सुवेलार्णवसन्निभाम् ।
महाद्युरः सरित्प्रवरैरद्य्रया दर्परूपिणीम् ॥

અમરોના (દેવોના) કટ (શરીર) ઉપર હસતે મોઢે નર્મદા નાચી, ને પછી—અમરોના કટથી વીંટાયેલ તે પર્વત, "અમરકંટક" કહેવાયો.

'નર્મદા' નામ શા માટે? પૂર્વ કલ્પમાં શિવ–ઉમા, સાથે ક્રીડા કરતા હતા ત્યારે, શંભુના ઉરસ્થળ ઉપર ઉમાકુચ–નિર્મદનને કારણે સ્વેદમાંથી કન્યા ઉત્પન્ન થઈ રુદ્રદેહમાંથી નદીનો આ બીજો ઉદ્ભવ ગણાવવામાં આવ્યો છે. પહેલા ઉદ્ભવનો પ્રસંગ, શિવ ઉમા સહિત ઋક્ષ પર્વતપર તપ તપતા હતા, ત્યારે તપને લઈને તેમના શરીરમાંથી સ્વેદ ઉદ્ભવ્યો અને તે સ્વેદમાંથી નદી બની—એવો ઉદ્ભવ પુરાણમાં આપ્યો છે

ત્રિલોકને પોતાના રૂપ વડે ઉન્મત્ત કરતી, તે પરિભ્રમણ કરવા માંડી. મોહિત થયેલા દેવદૈત્યો તેનો પીછો પકડવા લાગ્યા. 'બળ અને તેજ જેનામાં વધુ હશે તે તેને પામશે' એમ શિવે કહ્યું. દેવાસુરો કન્યાની સમીપ દોડ્યા. તેમની નજર આગળ તે અંતર્ધાન થઈ ગઈ.

ફરી તેમણે તેને દૂર જોઈ. ત્રણ, ચાર, દસ કે સો યોજન દૂર જ્યાં જ્યાં તે નજરે પડી ત્યાં તેઓ દોડી પહોંચતા. શત યોજન, સહસ્ર યોજન, શત સહસ્ર યોજન દૂર તે દેખાતી આગળ પાછળ, દિશાઓમાં, વિદિશાઓમાં એકરૂપે, અનેક રૂપે દેવદાનવો તેને જોતા. પરંતુ કોઈ તે કન્યાને પામી શક્યું નહિ.

ઉમાની સાથે શિવ ફરી ફરી મોટેથી હસી રહ્યા. શિવના ગણો તાલમાં નૃત્ય કરી રહ્યા. ત્યાં તો અકસ્માત તે કન્યા શંકરની સમીપ દેખાઈ. વિસ્મય પામેલા દેવો મોં ફેરવીને પાછા વળ્યા. પિનાકપાણિએ આ ઉપરથી તેમને નર્મ (વિનોદ) આપ્યો; તેથી તેનું નામ 'નર્મ–દા' પાડ્યું.

नर्म चैभ्यो ददे यस्मात्तत्कृतैश्चेष्टितैः पृथक् ।
**नर्मदा** तेन चोक्तेयं सुशीतलजला शिवा ॥

સ્વરૂપમાં ઠરેલા એવા શિવ, ભૂમિ ઉપર હાસ્ય પામ્યા તેથી તે 'નર્મદા' કહેવાઈ સાતે કલ્પોના લય પ્રસંગે તે મરી નહિ (ન 'મૃતા') તેથી પણ તે 'નર્મદા' ગણાઈ.

હવે 'રેવાની' વ્યુત્પત્તિ જોઈએ:—

विचित्रोत्पलपर्वातैर्न्द्रक्षुद्रीपसमाकुला ।
भित्त्वा शैलं च विपुलं प्रयात्येवं महार्णवम् ॥
भ्रामयति दिशः सर्वा रवेण महता पुरा । ३७. (अ. ६)
प्लावयति विराजंति तेन **रेवा** इति स्मृता ।

ઋક્ષ પર્વતના સાતસાતના પાષાણોમાં પૂરાઈ રહેલી, અને તેથી એ પથ્થરના ખડકોને ભેદીને ઠેઠ મહાર્ણવ સુધી પહોંચી જનારી, તથા પથ્થરને ભેદીને જેનો પ્રવાહ આગળ વધ્યો હોવાથી, ચારે દિશાઓને મોટા અવાજથી ભરી દેતી, ઘડીમાં કૂદકા મારતી, તો ઘડીમાં સ્વસ્થ અને ગંભીર સ્વરૂપે વહેવાને લીધે, નદીનું નામ 'રેવા' પડેલું સમજાય છે; આમ 'રેવા' નામ શા માટે? તેનું સમાધાન એમ કરવામાં આવ્યું છે છે કે ખાડુ રવ કરતી વહે છે માટે 'રેવા'. (स्कंद, आवन्त्यखंड, रेवाखंडः अ. ६. શ્લો. ૩૭-૩૮)

આ પ્રમાણે નર્મદાનો પરિચય પુરાણોદ્વારા આપણને પ્રાપ્ત થાય છે.



## ૯

# નર્મદાની આત્મકથા

'ભુવનપાવની' નર્મદા, પોતાના જન્મથી આરંભી આત્મકથા કહે તો, આમ કંઈક કહે.—

"ભારતવર્ષના કટિ–ભાગમા અમરકંટક નામનો એક ઊંચો પ્રદેશ છે તેમાં 'મેકલની ટેકરી' એ મારું પિયર. અમે ત્રણ બહેનો છીએ તેમા હું સર્વથી મોટી છુ. મહા અને શોણભદ્ર એ મારી નાની બહેનો છે. અમે ત્રણે "મેકલ–સુતા"ને નામે ઓળખાઇએ છીએ.

"મેકલના ડુંગરનાં અમરકંટક નામનો એક કુંડ છે. તેનો ઘેરાવો ૩૦૦ ફૂટ જેટલો હશે. તેનો આકાર કાંઈક વિચિત્ર છે. તેને ચાર, છ કે આઠ નહિ, પણ અગિયાર બાજુઓ છે. [ મારા પિતાનાં 'એકાદશ રુદ્ર'ના સ્વરૂપને સૂચવવા તો અગિયાર ખૂણા નહિ કર્યા હોય ? ]

"એ કુંડના તળને ફોડીને હું ધરતીમાતાના ઉદરમાથી જન્મી છું. મને વળી 'રુદ્રદેહા' પણ કહે છે; કારણ કે હું મહાદેવજીના શરીરમાથી પ્રગટું છુ. અને લોકોએ તેથી કુંડની અંદર 'નર્મદેશ્વર'નું શિવાલય બાંધ્યું છે. મને 'શાંકરી' એવુ બીજું ઉપનામ પણ આપ્યું છે, અને મારા 'કંકર મા તેને શંકર' ગણ્યા છે.

"મારી વચેટ બહેન મહા જગ ઝોટાળી છે. તેની ચાલ પણ સીધી નથી. લોકોએ એનું નામ 'અાંટરડૂ' પાડ્યું છે તે કાંઈ ખોટું નથી. તે વારંવાર તોફાન મચાવી, ઉત્કલવાસીઓને ખૂબજ ત્રાસ આપે છે! પિતાજીએ એને શિખામણ આપવામા કંઈ બાકી રાખી નથી. પન સ્વભાવનું કંઈ ઓસડ છે ?

"સૌથી નાની બ્હેન જરા લાડકી તેથી 'શોણભદ્ર' એવું નરજાતિ-વાચક નામ આપ્યું છે. ('વોહ'ના અર્થમાં નરજાતિ જ થાય ને ?)

"ત્રણે બહેનોમાં એ શરીરે વધારે પુષ્ટ છે. મહાના જેવો એનો પ્રવાહ ('વોહ') તોફાની નથી; પણ એ રાંડિયો ભારે છે હમેશાં બૂમ બરાડા પાડયા જ કરતો હોય મારા જન્મસ્થાનથી અગ્નિકોણમા દોઢેક માઈલના અંતરે એક નાનો સરખો કુંડ છે તેમાથી તે જન્મે છે.

"પિતાનું આગણું છોડીને અમે ત્રણે બહેનો જુદી જુદી ત્રણ દિશામાં અમારી જીવનયાત્રા શરૂ કરીએ છીએ હું પશ્ચિમ માર્ગે પ્રયાણ કરું છું, ઊછળતી મહા અગ્નિખૂણા તરફ, અને રાંડિયો શોણભદ્ર ઈશાન તરફ ઉપડે છે તેને ઈશાન તરફ જતો જોઈ, પિતાજીને ચિંતા પેઠી હતી કે કોઈને પૂછ્યા ગાછ્યા વગર, ઈશાન તરફ જાય છે ખરો, પણ છેલ્લે જશે કયા ? એ બાજુએ રત્નાકર નથી ત્યા તો ઊંચો હિમગિરિ છે સારૂ થયુ કે પતિતપાવની ગગાજી રસ્તામા તેને મળી ગયા; અને એ દિશા ભૂલેલાને સાથે લેતા ગયા

"હવે મારી જીવનયાત્રા માંડીને કહું પિતાજીના આગણાની શોભા ખરેખર અનુપમ છે. જ્યા નજર નાખું ત્યા વનરાઈઓ ઊભી છે, કંઈક અધૂરું હતું તે માણસોએ પુરૂં કર્યું છે માનવીએ ત્યા મંદિરોનું ઝુંડ ખડું કર્યું છે. જ્યા અપ્સરાઓને પણ જલક્રીડા કરવાનું મન થાય એવા અમરકંટકના કુંડને છોડી બહાર જવાનુ મન જ થતું ન હતુ. પણ શું કરું ? દીકરીથી કંઈ જીવનભર પિયરમા રહેવાય છે ?

"કુંડના 'ગોમુખ'માથી બહાર નિકળી, પશ્ચિમ તરફ ધીમી ધીમી પગલીઓ પાડવા માંડી. પડતી જાઉં આખડતી જાઉ, અને આગળ ચાલુ. થોડુંક ચાલી, ત્યા જ્વાલા નામની નદી મળી. અમે બન્ને ખૂબ ભેટયા અને આગળ ચાલ્યા. ચારે તરફની વનરાઈઓ જોતાં જોતા વાતો કરતાં કરતા અને રમતો રમતા રમતા, ધીમે ધીમે ચાલ્યા જતા હતા.

"વાતોમા કઈ ભાન રહ્યુ નહિ ખબર જાણે કેશ વાગી કે ખાડો આવ્યો, પણ ધુમાડ દેતી ૧૦ ફૂટ નીચે ગબડી પડી! પામેતી પર્ણ કુટીમાથી કપિલમુનિ દોડી આવ્યા તેમણે પકડીને કહ્યુ 'રોગ, બેઠી થઈ જા બાળક તો એમ હાનતા ચાલતા પડે જ ખરા!' મારા એ પડકાર (પ્રપાત-પ્રપાત)ને લોકોએ 'પિનધારા' એવુ નામ આપ્યુ! યોગીજનો અને રસિકજનોનુ એ પ્રિય સ્થાન થઈ પડ્યુ છે

'ચૂગડા ખખેરીને બેઠી થઈ ત્યા નીરનના મળતા આવી તેનો સત્કાર કરી સાથે લીધી એકાદ માઈલ ચાલી ટેકરી ત્યા ફરીને પાછી એક ઊંડા ખાડામા પડકાઈ! આ પ્રપાત પણ પહેલાના જેવડો જ હતો, લોકોએ એનુ 'દુધધારા' એવુ નામ પાડ્યુ છે મને સમજાતુ નહિ કે એવુ નામ ના માટે પાડ્યુ ઊચેથી પછડાતી વખતે મારા દેહનો દેખાવ દૂધ જેવો સફેદ લાગતો હોય તો કોણ જાણે!

ત્યાર પછી કાર્તિકનો માર્ગ કાપ્યો હશે, ત્યા એક અઘોર વન આવ્યુ તે સાવ નવુ, અને રીછ જેવા ભયકર પશુઓથી ભરચક હતુ તેની અદર જે લોકો રહેતા હતા તેઓ વાની પશુઓ સરખા જ હતા તેઓ 'ગોડ, ભિલ', 'કિરાત' એવે નામે ઓળખાતા હતા હાથમા તીર કામઠા લઈને આખો દિવસ જગલમા ફરવુ હાથ પડે તેટલા પશુઓનો શિકાર કરવો અને માર્ગ-ભૂલ્યો કોઈ માણસ ભેટી જાય, તો તેને લૂટી લેવો એજ એમનો ધધો હતો

"આવા વિકટ પથે પ્રયાણ કરતા કરતા મારા મનમા કઈ કઈ વિચારો આવતા હતા 'ઉત્તર-પથની પસદગી કરવામા મે કઈક ભૂલ કરી હોય એમ લાગે છે આ રસ્તે જગલો અને ડુગરા સિવાય બીજુ કઈ જ આવતુ નથી માર્ગ પણ પથરાળ છે સામા ઊભેલી પાસે ઊચા ઊચા પહાડ આવે છે સારુ છે કે થોડે થોડે અતરે નદી નદી બહેનપણીઓ આવીને મળે છે, અને મારો સાથ કરે છે એ ા જવાનું

હોત તો બોગ જ મળત ને ? પણ, શું મારી આખી જીવનયાત્રા આવા વિકટ માર્ગમાં જ વીતશે ? મેદાનોમાં ફરવાનું અને બેતરોને ઉપયોગી થઈ પડવાનું મારા ભાગ્યમાં નિર્માયું જ નહિ હોય ? પ્રયાણ-કાળે પિતાજીને પૂછ્યું હોત તો તેઓ સારો પંથ બતાવત ઠીક, હવે તો બન્યું તે ખરું ! હવે કાંઈ પૂછવા પાછું થોડું જ જવાય છે ? જેવાં વિધિનાં નિર્માણ !'

"આવા વિકટ પ્રદેશમાં ધીમે ધીમે કરતાં સવાસો માઇલ જેટલો માર્ગ કાપ્યો. ત્યાં રસ્તાની આડે એક પહાડને ઊભેલો દીઠો એટલે મારે માર્ગદિશા બદલવી પડી. પશ્ચિમ દિશાને પડતી મૂકી, દક્ષિણ દિશા પકડી. સાઠેક માઇલ આગળ ચાલી હોઈશ એટલે 'મંડલા' ગામ આવ્યું. તે ગામ મને બહુ ગમ્યું. ત્રણ બાજૂએ ફરીને તેને પૂરે-પૂરું જોયું. કિનારે બેઠેલા પંડાઓ વાતો કરતા હતા, તે પરથી જાણ્યું કે 'સરસ્વતી અને મંડનમિશ્ર જે ગામમાં રહેતા હતા તે જ આ ગામ'. જૂના સમયમાં તેનું નામ 'માહિષ્મતી' હતું; અને આજે તેને 'મંડલા' કહે છે.

"મંડલાના લોકોએ મારા દેહ પર હોડીઓ વહેતી મૂકી, અને તેમાં બેસી, તેઓ આમનેમ ફરવા લાગ્યા. એ જોઈને હું બહુ રાજી થઈ. કેવળ પહાડી પ્રદેશમાં ભટકવું, અને આસપાસના દૃશ્યો જોવા એમાં જીવનની સાર્થકતા શી ? કોઈ પણ પ્રકારે જનસેવા થાય તો જન્મ્યું અને જીવ્યું સફળ થાય. અત્યારસુધી તો હું કંઇ કરી શકી નથી. પણ હવે કંઇક કરી છૂટીશ.

"મંડલાની રજા લઇ મેં આગળ પ્રયાણ કર્યું. તેની સાથે માર્ગની દિશા પણ બદલી. દક્ષિણ દિશાને પડતી મૂકી, ઉત્તર દિશા પકડી. ત્રણેક માઇલ ચાલી હોઈશ ત્યાં માર્ગમાં એટલા બધા ખડકો આવ્યા કે તેની અંદર હું ગૂંચવાઇ ગઈ. મને પાછળથી ખબર પડી કે 'સહસ્ત્રબાહુ'

અર્જુન' નામના રાજાએ અહીં મને પૂરી રાખવાની તજવીજ કરી છે. એટલે મેં મારા દેહનાં નાનાં નાનાં સેંકડો રૂપ બનાવ્યાં; અને ત્યાંથી છલંગ મારી, નાઠી. માનવોએ આ સ્થળનું નામ 'સહસ્રધારા'' પાડયું છે.

"ત્યાંથી વીસેક માઈલ ઉત્તર દિશામાં જ હું ચાલી; પણ માર્ગ તો એવો ને એવો જ પથરાળ હતો. એટલે પાછી પશ્ચિમ દિશા મેં ઝાલી. હવે હું વિંધ્યના પ્રદેશથી લગભગ ૨૦૦ માઈલ દૂર પહોંચી હતી. મારું શરીર પણ ઠીકઠીક થઈ રહ્યું હતું. આગળ જતાં માગ માર્ગની બન્ને તરફ આરસના ચકચકના ખડકોનો દેખાવ એટલો તો સરસ હતો કે તે જોવામાં હું લીન થઈ ગઈ; અને માર્ગનું ભાન ન્હુ નહિ. તેથી ૪૦ ફૂટના ઊંડા ખાડામા પટકાઈ પડી; શરીરના ચૂરેચૂરા થઈ ગયા : એટલુ જ નહિ એ ચૂરાના ઝીણા ઝીણા કણોએ ચોતરફ ઊઠળીને મારા શરીરને વાદળા જેવું રૂપ ધારણ કરાવ્યું : શું આ મારું વિચિત્ર રૂપ !

"લોકોએ આ રૂપનું નામ પાડયુ 'ધુવાધાર'. આ નામ ખરેખરું છે ! અહીં મારી ધારા, સાચે જ, ધુમાડાના જેવી દેખાય છે. કાળા કાળા ખડક ઉપરથી પડઠાનો અને રૂપેરી વાદળા સરખો દેખાવ મારો દેહ અતિશય સુંદર લાગે છે અહીં મારુ જલરૂપ મોજે કળાએ ખીલી ઊઠે છે.

' આ મનોહર સ્થાનનુ વાતાવરણ જોઇને મને મનમાં એમ થઈ ગયું કે આગળ ન જતા, અહીં જ રહી જઉં : પણ યાત્રાએ નિકળેલ માણુસ એમ અધવચ કાંઈ રોકાઈ નકે ખરો ? 'ધુવાધાર' રૂપે શીર્ણવિશીર્ણ થયેલી મારી દેહલતાને સરખી કરી, હું થોડેક આગળ ચાલી. તો માર્ગમા એક મઝાનો સંગેમરમરનો હોજ આવ્યો.

"બન્ને બાજુએ સો સો ફૂટ ઊંચા અને બે માઇલ જેટલા લાંબા સફેદ આરસપહાણના ખડકો ઊભા હતા—જાણે બે મોટી આરસની દીવાલો જ હોય નહિ ! બન્નેની વચ્ચે જગા બહુ જ થોડી હતી કોઈ જગાએ ૨૦ ફૂટ તો કોઈ જગાએ ૧૫ ફૂટ—જાણે બે માઇલની લાંબી જ્યાં સાંકડી

એવી સંગેમરમરની ખીણ! કુદરત પણ કેવી મહાન શિલ્પી છે તેનો સાચો ખ્યાલ અહીં આવે છે. માનવનું શિલ્પ કયાં અને વેંતિયા માણસનું સર્જ-શક્તિરૂપે વ્યાપેલી કુદરતનું શિલ્પ કયાં? જગતની બીજી કોઈ નદીના માર્ગમાં આવી સુંદર ખીણ હશે કે કેમ એ એક શંકા છે. આવું મનોહર સ્થાન કોઈને પણ છોડવાનું મન થાય ખરું?

"પણ શું કરું? પતિદેવને મળવા તલપાપડ હતી; એટલે વણપાલવને એ સ્વર્ગીય સ્થાનને છોડી મારે આગળ પ્રયાણ કરવું પડ્યું. ધુંવાધાર અને સંગેમરમરની સાંકડી ખીણ પૂર્ણિમાની અજવાળી રાતે જોતાં સંદેહ થાય છે કે આ સ્થળ પાર્થિવ છે કે સ્વર્ગીય? ચાંદની રાતે હોડીમાં બેસી એ સાંકડી સફેદ ખીણમાં ફરવું એટલે જાણે વાસ્તવ જગતને ભૂલી જવું!

"એમને એમ જીવનયાત્રાનો અપૂર્વ પંથ કપાયો. ત્યારે એક શહેરના દર્શન થયાં. તેનું નામ 'હોશંગાબાદ'. તેને જોઈ આગળ વધી. રસ્તામાં કોઈકોઈ સ્થાનો એવાં હતાં જ્યાં મારે મારા જલ-દેહના બે ભાગ પાડી નાખવા પડતા. એક ભાગને એક રસ્તેથી અને બીજા ભાગને બીજે રસ્તેથી ચાલવું પડતું. માઈલ બે માઈલ એ પ્રમાણે ભિન્નભિન્ન માર્ગે ચાલ્યા પછી, બન્ને ભાગો પાછા ભેગા થઈ જતા. વચ્ચે જે જળથી વીંટાયલો ભાગ રહેતો તે 'ટાપુ' બનતો. મારા પ્રવાહમાં એવા કેટલાયે ટાપુઓ છે. ભાવિક માનવોએ કોઈ કોઈ ટાપુપર નાની નાની 'ધર્મપુરીઓ' વસાવી છે.

"હોશંગાબાદથી આગળ વધ્યા પછી કલિંગ દેશને છોડી, માલવ-દેશમાં પ્રવેશ કર્યો. વળી પાછી ગાઢ ઝાડી આવી. તેમાં થોડુંક ચાલી હોઈશ, ત્યાં માર્ગની બરાબર વચ્ચે જ એક ડુંગર આવ્યો. હવે શું કરવું? થોડીવાર વિચાર કરીને દેહના ફરીથી બે ભાગ કર્યાં. એક ભાગ ડુંગરાની ઉત્તર તરફથી અને બીજો દક્ષિણ તરફથી આગળ ચાલ્યો. કેટેક માઈલ એ પ્રમાણે ચાલી, ત્યાં ડુંગર પૂરો થઈ ગયો: એટલે બન્ને ભાગને પાછા ભેગા કરી નાખ્યા.

"આ પ્રમાણે મારા દેહની મધ્યમાં જે ટાપુ—જે ડુંગર—આવી ગયો છે તે 'માંધાતા' કે 'ઓંકારેશ્વર'ને નામે ઓળખાય છે. પ્રાચીન કાળમાં માંધાતા નામે એક મોટા મહીપતિ થઈ ગયા. તે આ બેટપર બેસીને તપ કરતા હતા : ત્યારથી આ ટાપુનું નામ 'માંધાતા' પડ્યું છે. ભાવિકો મારા તટપ્રદેશ પાસે કોઈ ડુંગર કે ટેકરો આવેલો હોય તો તેને મંદિર વિનાનો ભાગ્યે જ રહેવા દે છે : ત્યારે આ ડુંગર તો મારા દેહની મધ્યમાં જ આવેલો છે; તેને મંદિરો વિનાનો ઉજ્જડ અને સૂનો રહેવા દે ખરા?

"તેમણે માધાતાના ડુંગરપર એક બે નહિ, પાંચદશ નહિ, પણ મંદિરોનું એક મોટું ગામ ઊભું કરી તેને 'શિવપુરી' એવું નામ આપેલું છે. તેમાં મુખ્ય મંદિર 'ઓંકારેશ્વર'નું છે. હિંદનાં બાર મોટાં જ્યોતિર્લિંગોમાંનું આ એક ગણાય છે. શ્રદ્ધાળુ શૈવો ત્યાં યાત્રાએ આવે છે : તેમાંના કોઈ વળી, સહેલાઈથી મુક્તિ મેળવી લેવા માટે, ડુંગરાના પશ્ચિમ તરફની ઊંચી દિવાલ જેવી ભેખડ ઉપરથી પડતું નાખે છે!

"માંધાતાના પહાડ ઉપર જેમ લોકોએ 'શિવપુરી' ખડી કરી છે તેમ, મારા દક્ષિણ કિનારા પર 'વિષ્ણુપુરી' અને 'બ્રહ્મપુરી' ખડી કરી છે : એ બન્ને 'પુરી' એટલે મંદિરોનાં ઝુંડ જ! હોડીમાં બેસી મારા પ્રવાહમાં વિહરવાથી આ ત્રણે મુક્તિપુરીઓનો દેખાવ ખૂબ આકર્ષક લાગે છે. ભાવિક લોકોએ મારા તટ પરના પ્રત્યેક ઘાટને, પ્રત્યેક કુંડને, પ્રત્યેક સંગમને અને પ્રત્યેક મંદિરને 'તીર્થક્ષેત્ર' બનાવ્યું છે : તેમાં યે આ માધાતા અને ઓંકારેશ્વરના વૈભવથી તો આડો આંક વળ્યો છે!

"માંધાતાનો ટાપુ મૂકી આઠેક માઇલ આગળ હું ગઈ એટલે મોડીઘાટ નામનું સ્થાન આવ્યું. ત્યાં મારા દેહને ઓળગવા માટે એક પુલ બાંધવામાં આવ્યો છે. તેને બે માળ છે. ઉપલા માળ પર રેલ્વે છે અને નીચલા માળ પર માણસો તથા વાહનો ચાલે છે.

"ખેડીઘાટથી આગળ જતાં 'મહેશ્વરનગર' આવ્યું. મહારાણી અહલ્યાબાઈ હોલકરનું એ પાટનગર હતું. જે ધર્મિષ્ઠ રાણીએ હિંદની પ્રત્યેક પવિત્ર નદીના તટપર ઘાટો, મંદિરો, અને ધર્મશાળા બંધાવ્યાં છે તે, પોતાના પાટનગરના પાદરમાં થઈને વહી જતી મને કંઈ બાકી મૂકે ખરી? તેણે મારા આખા તટ પર પારવિનાના ઘાટો અને મંદિરો બંધાવ્યાં છે. દેવ સરખી એ રાણીની સમાધિપર પાવનકારી જળ છાંટી હું ત્યાંથી આગળ વધું છું. કેટલેક દૂર ગયા પછી મારી બે ધારાઓથી વીંટળાઈને એક 'ધર્મપુરી' નામે ટાપુ બન્યો છે. પરોપકારી દધીચિનું એ નિવાસસ્થાન હતું.

"ત્યાંથી આગળ ચાલતાં માળવાના મુસલમાન સુલતાનોનું પાટનગર 'માંડવગઢ' આવ્યું. એ 'મંડપદુર્ગ'ની ચડતી-પડતીના રંગો આ આંખે જોયા છે. અત્યારે તો એ ખંડેર સમું લાગે છે! તેને છોડી થોડુંક આગળ ચાલી એટલે ઘોર અરણ્ય આવ્યુ. તેમાંથી થોડો માર્ગ કાપ્યો ત્યાં માલવ દેશ પૂરો થયો; અને ગુજરાતમાં મેં પગ મૂક્યો. છતાં હજી પ્રદેશ તો પહાડો અને જંગલોવાળો જ હતો. પહાડોને અને જંગલોને જોઈને હું હવે છેક જ કંટાળી ગઈ હતી. મારી જીવન-યાત્રાનો પોણો ભાગ પૂરો થવા આવ્યો હતો; છતા મારા ભાગ્યમાં તો એના એ ડુંગરા અને એના એ વનો હતા!

"ડુંગરા અને વનોમાંથી ચાલી ચાલી જતી હતી તેવામા, નાના બાળકો માટે લપસણાં પાટિયા હોય છે ને, તેને મળતો એક ખડક મારા માર્ગમાં આવ્યો. તેને જોઈને મને પણ લપસવાનુ મન થયું. એ ખડક પરથી દડદડ કરતી ઝપાટાબંધ લપસી તો ખરી; પણ છેલ્લે ત્રણેક ફૂટના ઊંડા ખાડામા ગબડી પડી! લોકોએ મારા આ લપસણા પાટિયાનુ નામ 'સરપાણ' પાડ્યુ છે. ગુજરાતના મારા યાત્રાળુઓ અહીં સુધી દોડ્યા આવે છે.

"ત્યાંથી આગળ ચાલી તો માર્ગ ભારે વિકટ આવ્યો. માર્ગમાં સર્વત્ર ખડક જ આવ્યા. એક સ્થળે તો વળી એવું આવ્યું કે એ ખડકની સાંકડી ખીણમાં મારે બંધાઈ રહેવું પડ્યું. ત્યા મારા દેહને મારે એટલો બધો સંકોચવો પડ્યો કે છલંગ મારીને હરણો પણ મને ટપી જવા લાગ્યાં. એ જોઈને લોકોએ તેને 'હરણ ફાળ' નામ આપ્યું. હરણફાળ મૂક્યા પછી કેટલેક અંતરે 'જોરા ઘાટ' આવ્યો. હવે હું ઝાડી અને પહાડોમાંથી છૂટી. અને ગુજરાતનું સુંદર મેદાન આવ્યું.

"મારો દેહ આ વૈભવને લીધે ખૂબ પુષ્ટ બન્યો. તેથી મનમાં વિચાર આવ્યો કે કલિંગના ખેતરોને પાણી આપી તૃપ્ત કરી શકી નથી; માળવાનાં ખેતરોની તરસ સામે પણ મેં જોયું નથી તો હવે ગુજરાતનાં ખેતરોને તર કરું : પણ એ મનોરથ મનનાં જ રહ્યો—આચારમાં મૂકી શકાયો નહિ.

"ક્યાંથી મૂકી શકાય? હું ગુજરાતના મેદાન પરથી ચાલી જતી હતી; પણ મારા બન્ને તટ—પ્રદેશો સો સો ફૂટ જેટલા ઊંચા હતા. એટલી ઊંચાઈ ચઢીને ખેતરોને કેવી રીતે પાણી પહોંચાડું? પ્રભુએ મને નિમ્નગામી—નીચાણ તરફ જનારી બનાવી છે. એટલે લાચાર બની નિસાસો મૂક્યો: અને મનમાં ખૂબ અકળાઈ: 'અરે પ્રભુ! તેં મને આટલી બધી સમૃદ્ધ બનાવી; છતા મારી સમૃદ્ધિ કોઈના યે કામમાં આવગે નહિ?'

'પણ હવે માગ દેહપર હોડીઓનો અવરજવર વધવા લાગ્યો હતો. તે દ્વારા માણસો અને માલ–બન્ને–ની આવજા થવા લાગી હતી. લોકો આટલો યે મારો ઉપયોગ કરે છે તે જોઈને હુ રાજી થઈ.

'પતિદેવ સાગરરાજને મળવાની આતુરતા વધી હતી ખરી: છતાં મારી ચાલ હવે પહેલાંના જેવી ઊતાવળી રહી નહોતી. સ્વભાવમાં કંઈક ઠરેલપણું આવી ગયું હતું. એ અસર ગુજરાતની સમતલ ભૂમિની હતી.

ધીમી ચાલે ચાલતી ચાલતી હું ચાણોદ-કરનાળી આવી. ઘાટો ઉપર બ્રાહ્મણો અને યાત્રીઓ કોલાહલ કરી રહ્યા હતા. તે સાંભળતી સાંભળતી થોડેક દૂર ગઈ ત્યાં મારા દેહે બે ભાગમાં ફંટાઈ એક નાનો સરખો ટાપુ બનાવ્યો. ભાવિકજનોએ તેનો પણ ઉપયોગ કરી લીધો. ત્યાં અત્રિપત્ની અનુસૂયાજીને તપ કરવા બેસારી દીધાં છે.

"મારો પ્રવાહ વધતો વધતો આગળ ચાલ્યો. ત્યાં વળી પાછી ધારાઓ ફંટાઈને એક ટાપુ બન્યો. તેને એક મહાન વૃક્ષે દેશ-પ્રસિદ્ધ બનાવ્યો. એ વૃક્ષ તે 'કબીરવડ'. ગુજરાતમાં મારો જ નામેરી એક કવિ થઈ ગયો છે-એ નર્મદાશંકરે આની કવિતા ગાઈ છે. કબીરવડની સામે જ શુક્લતીર્થ છે.

"પતિદેવને મારા આવવાની ખબર મળી હશે: તેમ જ મારા મનની અધીરાઈ પણ તેમણે કલ્પી હશે: તે પરથી તેઓ પોતે જ મને ભેટવા માટે સામા આવ્યા. રત્નાકરને ભેટતાં મારું શરીર પુલકિત બન્યું. પતિમિલનની અધીરાઈ શમતાં, મારી ચાલ છેક જ ધીમી થઈ ગઈ. ધીમે પગલે હું ભરુચ પહોંચી.

"ભરુચ આવતાં ગતિ છેક ધીમી કરી નાખી. હું જરા ભારેખમ થઈ ગઈ. ભરુચ છોડયા પછી નાના મોટા ચારેક ટાપુ મારા પ્રવાહમાં ઊભા થયા. છેલ્લે વિમલેશ્વર ગામને પાદર હું પતિના દેહમાં સમાઈ ગઈ.

'બસ, મારી જીવનયાત્રા પુરી થઈ. મારાથી લોકોની કાંઈ જ સેવા થઈ નથી. એનો વસવસો મારાં જળને ભરુચ આગળ ખારા બનાવી દે છે. છતાં ભાવિકો મને 'રેવામાતા'નું માન દઈ, મારા જીવનની ખારાશને હળવી બનાવી દે છે!'

"ભરુચ-બારગોઝાના સમુદ્રસંગમના બારા આગળથી અનેક પરદેશીઓ અને તેમના વહાણો મારા શરીર ઉપરથી પસાર થયાં છે. એ 'ભાગેલા' ભરુચના કાંઠાનાં જળ ક્ષણેક મીઠાં તો ક્ષણેક 'મોળા' અને ક્ષણેક ખારા પણ બની જાય છે : જાણે ત્રિગુણાત્મક માયાનો જ એમાં આવિર્ભાવ થાય છે.

"સફરી વહાણોના પ્રસિદ્ધ બારા તરીકે ઇતિહાસે અનેક નોંધ રાખી છે : પણ માર મન તેનું કંઈ મહત્ત્વ નથી !"



## ૧

# અમરકંટકથી સહસ્રધારા

દેવદેવીનાં વર્ણનો નખશિખથી કરવામાં આવે છે : અને તે પ્રમાણે અનુસરવામા એક પ્રકારની પૂજ્ય બુદ્ધિ તથા વિનય પણ સચવાય છે : માનવજનોના વર્ણનમાં પહેલાં મુખની છટાથી, લૌકિક રીતે, આરંભ થઈ શકે છે : પરંતુ નદી–જે હમેશા પૂજ્ય છે—તેનું વર્ણન તો તેના મૂળથી આરંભી તેના વિશાળ મુખ સુધી ક્રમેક્રમે વિસ્તારવું એ વધુ યોગ્ય છે : नदीमुखेनेव प्राविशेत्* કહ્યું છે તે આવી નદીના સાગર–સંગમ આગળના વિશાળ મુખ ઉપરથી જ સૂઝવાયું જણાય છે.

ન્હાના ઝરણરૂપે શરૂ થયેલી નદી તેના મૂળ આગળ પણ ઓછી રમણીય હોતી નથી; એ ઊગમસ્થાનનો આધાર મળ્યા પછી. નદી જેમજેમ વહેતી જાય છે, વિસ્તરતી જાય છે અને માર્ગમા બીજી સખીઓને સંગાથમા લઈ, આગળ વધતી જાય છે ત્યારે પ્રવાસીનુ કુતૂહલ ખરેખર જાગ્રત રહ્યા કરે છે :

જેમ કોઈ પગની સુદર ન્હાની અને તેના અંગુઠાના તેજસ્વી નખની જ્યોતિથી આખા સ્વરૂપને નિહાળવાની જે જિજ્ઞાસા પળે પળે વધતી જાય છે, તે છેક મુખદર્શન થતા સુધી તેમને તેમ રહે છે : અને પછી મુખપર વારી જવાનુ મન થાય છે. તેમ રેવા–નર્મદાનું મૂળ નિહાળતા નિહાળતા, આપણે 'રેવાને તીરે તીરે' પરિભ્રમણ કરિયે તો અસંખ્ય

* જુઓ 'રઘુવંશ' સર્ગ ૩, શ્લો. ૨૮, રઘુરાજાએ અભ્યાસમા લિપિના જ્ઞાનથી વિદ્યામા પ્રવેશ કર્યો–જેમ સાગરમા પ્રવેશ કરવા માટે નદીના મુખમાથી પ્રવેશ કરાય છે તેમ જ.

'લિપિતણા જ્ઞાનથી તે પ્રવેશતો વિદ્યા, નદીના મુખથી શું સાગરે'.

કુદરતી દશ્યો, તીર્થો અને મંદિરો જોવામા આવશે. તેમાથી માત્ર મુખ્ય મુખ્ય સ્થળોએ રોકાઈને આપણે સાગર–સંગમ સુધીની યાત્રા પૂરી કરીશુ.

અમરકંટક એ શું છે? કોઇ ગામ છે, કોઇ ટેકરી છે કે કોઈ ઝરણુ છે?

હિંદના મધ્ય ભાગમાં એ એક ઉચ્ચ પ્રદેશ છે. ત્રણેક હજાર ફુટ ઊંચો હશે. તેમાં મેકલ નામનો એક ડુંગર છે. તે ઉપર અમરકંટક નામનો એક કુંડ છે; અને પાસે જ અમરકંટક નામનું નાનું સરખું ગામડું છે. નર્મદા નદીનું મૂળ એ કુંડમા છે.

**અમરકંટક :** રીવા રાજ્યના સોહાગપુર તાલુકાના અમરકંટક નામના ગામના એક કુંડમાથી એ નીકળે છે. આ કુંડ મેકલ પર્વત ઉપર છે : તેથી નર્મદાને ' મેકલ–સુતા ' પણ કહે છે. મેકલ પર્વત વિંધ્યાચલ અને સાતપુડાની ગિરિમાળાની વચમા આવેલો છે. આ પર્વત ઉપર મેકલ, વ્યાસ, ભૃગુ, કપિલ આદિ ઋષિઓએ તપશ્ચર્યા કરી હતી. ભગવાન શંકરનું પણ આ તપસ્યા–સ્થાન હતુ.

અમરકંટક ગામ સમુદ્રની સપાટીથી લગભગ ત્રણ હજાર ફૂટ ઊંચું છે અમરકંટક પહોચવા માટે બે ત્રણ માર્ગ છે. કટની–બિલાસપુર રેલ્વે લાઈન ઉપર સહડોલ નામનું સ્ટેશન છે: ત્યાથી અમરકંટક પચીસ માઈલ છે. બંગાળ–નાગપુર રેલ્વે ઉપર મંડલા નામનુ સ્ટેશન છે. એ મંડલાથી રૈવગામ અને ડીંડોરી થઈને એક પાકી સડક અમરકંટક સુધી જાય છે. જી. આઈ પી. રેલ્વેના જબલપુર સ્ટેશનથી શાહપુર અને ડીંડોરી થઈને એક સડક જાય છે તે ત્રીજો માર્ગ છે.

અમરકંટકમાં ઈંદોરના મહારાણી અહલ્યાબાઈએ બંધાવેલી વિશાળ ધર્મશાળા છે. તેની ચારે દિશામા ભયાનક જંગલ ફેલાયેલું હોવાથી જંગલી જાનવરોનો ખૂબ ભય રહે છે. પશ્ચિમ દિશાનો વાયુ હમેશાં

જેસથી પુંકાયા કરે છે. શિયાળામાં ભારે ઠંડી પડે છે; અને ઉનાળામા પણ ત્યાં ગરમી પ્રવેશી શકતી નથી.

લેકો કહે છે કે પહેલાં એક વાંસના ઝુંડમાંથી નર્મદા વહેતાં હતાં. આજે હવે એ વાસની ઝાડી નથી; પરંતુ તે જગા ઉપર એક અગિયાર (કોણ) ખૂણાનો પાકો કુંડ ચણી લેવામાં આવેલો છે. એ કુંડનો ઘેરાવો ૨૬૦ હાથ છે. કુંડની ચારે તરફ પગથિયાં છે. આ કુંડની અંદર ઉત્તર તરફ ત્રણ મંદિર છે. જેમાંનું વચમાંનું અમરકંટેશ્વરનું છે, અને પૂર્વ તરફ નર્મદેશ્વરનું છે. નર્મદેશ્વરની સ્થાપના એ જગા પર કરવામા આવી છે જ્યાંથી નર્મદાનાં પહેલાં ઝરણ ફૂટયા હતાં.

કુંડની પશ્ચિમ તરફ ગોમુખ છે. આ ગોમુખમાંથી થોડું થોડુ જળ એક નાના કુંડમા ટપકયા કરે છે. અહીંથી નર્મદાજીની ધારા શરૂ થાય છે. કુંડમાં બાર તેર ફૂટ ઊંડું પાણી રહે છે. આ કુંડને ' કોટિ તીર્થ ' કહે છે.

કુંડની ઉત્તરમાં થોડે દૂર નર્મદાજી તથા અમરનાથના મંદિર છે. બન્ને મંદિરનો સભામંડપ એક જ છે. નર્મદાનું મુખ પૂર્વમા અને અમરનાથનુ મુખ પશ્ચિમમા છે. અમરનાથના મંદિરમા નંદીની મૂર્તિ નથી. નર્મદાના મંદિરની પાસે બે મનુષ્યોની પથ્થરની મૂર્તિઓ છે. એમાના એક નીચે લેખ કોતરેલો છે જે ઉપરથી જણાય છે કે એ રતનપુરમાં રહેનાર કોઈ નારાયણ નામના વીરની મૂર્તિ છે: બીજી મૂર્તિ સાગર નામના એક વણઝારાની છે એમ કહેવાય છે: પરંતુ મૂર્તિનુ શિલ્પ તથા ખભા ઉપરનું યજ્ઞોપવીત જોતાં એ કોઈ દ્વિજ ભક્તો હોય એમ લાગે છે. આજુબાજુ પ્રાચીન મંદિરના છુટું અવશેષો વેરાયેલા પડયા છે, જેનુ શિલ્પ જોવા જેવુ છે.

અમરકંટકમાના મંદિરોમાં એક ખૂબ પ્રાચીન મંદિર છે જે ત્રિપુરીના કલચુરી વંશના રાજા કર્ણદેવે બારમી સદીમાં બંધાવ્યુ હતું.

ત્યાં બીજા મંદિરમાં નાગપુરના ભોંસલા વંશના એક રાજાએ કેશવનારાયણની પ્રાચીન મૂર્તિની સ્થાપના અઢારમી સદીમાં કરેલી છે.

**કબીર-ચૉતરો :** અમરકંટકમાં દર વર્ષે મહાશિવરાત્રિ ઉપર મોટો મેળો ભરાય છે. અમરકંટકથી અરધા માઈલ ઉપર માર્કંડેય-આશ્રમ છે. નર્મદાની પરકમ્માનો આરંભ અમરકંટકથી કરતાં કરતા ત્યાંથી દક્ષિણ કિનારે ચાલવું પડે છે. ત્યારે સૌથી પહેલું સ્થાન ત્રણ માઈલ ઉપર "કબીર-ચૉતરા"નું આવે છે. અહીંથી મધ્ય પ્રદેશનો મંડલા-જિલ્લો શરૂ થાય છે. તેને ઉત્તર કાંઠે જ્વાલેશ્વરનું તીર્થ આવે છે જેનો ખૂબ મહિમા "રેવા-ખંડ"માં વર્ણવ્યો છે.

**કપિલધારા :** કબીર-ચૉતરાથી આગળ જતાં ઉત્તર કિનારે, અમરકંટકથી ચાર માઈલ ઉપરવાડે, નર્મદાનો પહેલો જલધોધ નજરે પડે છે : તેને 'કપિલધારા' કહે છે. સાઠ ફૂટ ઊંચેથી નર્મદા અહીં પડે છે. કહેવાય છે કે કપિલ ઋષિનો આશ્રમ અહીં હતો. તેમણે નર્મદાની ધારાને રોકવાનો પ્રયત્ન કર્યો હતો. તે ઠેકાણે એક એક વહેંતનાં તેમના પદચિહ્ન નર્મદાને કિનારે આજે પણ દેખાય છે.

અમરકંટકથી કપિલધારા આવવાનો માર્ગ વિકટ છે. ત્યાં ગાડી કે ઘોડો કોઈ જઈ શકતું નથી—એટલી બધી ભૂમિ ઊંચીનીચી છે. કપિલધારાની પાસે નર્મદાનો પ્રવાહ બાર-તેર હાથ પહોળો બને છે. દૃશ્ય ખૂબ રમણીય બને છે. નજીકમાં નીલગંગાનો સંગમ અને દૈત્ય-સૂદન તથા ચક્રતીર્થ આવે છે.

**દૂધધારા :** કપિલધારાથી એક માઈલ આગળ જતાં ઉત્તર કિનારે નર્મદાનો બીજો જલધોધ જોવા મળે છે. તેને 'દૂધધારા' કહે છે, કારણ કે અહીં ઉપરથી પડતું સ્વચ્છ જલ નીચે પછડાઈને દૂધની ધારા જેવું શ્વેત બની જાય છે.

**કુકડ મઠ :** આગળ થોડાક માઈલ જતાં નર્મદાને દક્ષિણતટે

'કુકડમઠ' નામનું એક સ્થાન છે આ સ્થાનમાં શ્રીમદ્ આદ્ય શંકરાચાર્ય સ્થાપિત 'ઋણમુક્તેશ્વરનાથ'નું પ્રાચીન જીર્ણ મંદિર છે.

આ મંદિર બંધાવવાના સંબંધમાં એક લોકકથા પ્રચલિત છે. બહુ જૂના કાળમાં આ ગામમાં એક વણઝારો રહેતો હતો. એણે કોઈ નજીકના ગામના વાણિયા પાસેથી રૂપિયા ઉધાર લીધા અને સાનમાં પોતાનો વહાલો કૂતરો તેને ઘેર રાખી ગયો એમ કરતા કરતાં એક વખત વાણિયાને ત્યાં ચોરી થઈ. ચોર ચોરીનો માલ લઈને એક ઠેકાણે દાટી આવ્યા હતા. પેલા કૂતરાએ એ જગા દીઠી હતી તેથી વણિક મહાજનને એણે ઈશારાથી સમજાવી પેલી જગા બતાવી. વાણિયાને તો પોતાનો ચોરાયેલો બધોયે માલ ત્યાંથી મળી આવ્યો.

તેથી અત્યંત આનંદ થતા, વાણિયાએ પેલા કૂતરાને ગળે એક ચિઠ્ઠી બાંધી તેને છૂટો કરી દીધો અને વણઝારાને ત્યાં એને પાછો મોકલી આપ્યો. કૂતરો જ્યારે વણઝારાને ઘેર દૂરથી આવતો દેખાયો ત્યારે વણઝારાને થયું, 'નક્કી આ કૂતરો વાણિયાને ત્યાંથી નાસી આવ્યો લાગે છે!' પૈસા પાછા આપ્યા વગર કૂતરો પોતાને ઘેર આવે-તેમા તેની શાખને ધોકો પહોંચે એમ એને લાગ્યું.

એને કૂતરા પર ભારે રીસ ચડી, દૂરથી એણે ધનુષ્ય કામઠાથી એની સામે તીર તાક્યું. કૂતરો બીચારો મરી ગયો અને ભોય પર ઢળી પડ્યો. વણઝારો પાસે જઈને જુવે છે તો કૂતરાને ગળે બાંધેલી ચિઠ્ઠી તેના જોવામાં આવી! ચિઠ્ઠી વાંચતાં તેને બધી વાત સમજાઈ ગઈ, અને એને ખૂબ પસ્તાવો થયો. વણઝારાને વિરાગ આવી ગયો. એણે પોતાના ધનથી આ શિવમંદિર બંધાવ્યું અને પોતે સંસાર છોડ્યો.

અહીંથી લગભગ થોડા માઈલ;ઉપર દક્ષિણ તટ ઉપર રીવાં રાજ્યના મંડલા જિલ્લાની સરહદ શરૂ થાય છે. કબીર-ચોતરાથી અહીં સુધી નર્મદાની દક્ષિણે મંડલા જિલ્લો આવી રહ્યો છે.

**મહારણ તથા રાઈ–ઘાટી :** મંડલાની સડકપર આગળ જતાં 'મહારણ'ની શરૂઆત થાય છે. અને 'રાઈ–ઘાટી' નામની ઊંચી ભેખડો દક્ષિણ કિનારે આવવા માંડે છે. ત્યાંથી પરકમ્માવાસીઓ યાત્રા કરી શકતા નથી.

**દેવગામ :** આગળ જતાં બઢનેર નદીનો સંગમ આવતાં દેવગામમાં જમદગ્નિ ઋષિનો આશ્રમ આવે છે, ત્યાં જમદગ્નેશ્વરનું મંદિર મંડલાના ગોંડ રાજા નિજામશાહે સંવત ૧૭૭૬ માં બંધાવેલું છે. મકરસંક્રાંતિ ઉપર અહીં દર વર્ષે મેળો ભરાય છે.

**રામનગર :** દેવગામથી બઢનેર નદી પાર કરતાં દક્ષિણ તરફ રામનગર આવે છે. અહીં નર્મદાજીનો ઘાટ બહુ સુંદર છે. ગઢા-મંડલાની ઇતિહાસપ્રસિદ્ધ મહારાણી દુર્ગાવતીથી પાચમા રાજા હૃદયશાહે આ રામનગરને પોતાની રાજધાની બનાવી હતી; એણે બંધાવેલો એક ત્રણ માળનો મહેલ આજે ખંડિયેર અવસ્થામાં મોજૂદ છે. આ ગામમાં દર મંગળવારે બજાર ભરાય છે.

**મંડલા :** રામનગર ઘાટથી મધ્યપ્રાંતનું સુપ્રસિદ્ધ નગર મંડલા લગભગ દસ માઈલ છે. નદીમા નાવ દ્વારા આવજા થઈ શકે છે. મંડલાથી જબલપુર સુધી પાકી સડક બનેલી છે. મંડલાથી દેવગામ અને ડીંડોરી થઈને ઠેઠ અમરકંટક સુધી સડક જાય છે. મંડલા, એ બંગાલ-નાગપુર રેલ્વેનું સ્ટેશન પણ છે.

મંડલા નગરની ત્રણે બાજુ નર્મદાજી વહી રહ્યાં છે; એટલે નર્મદાનો પ્રવાહ મંડલા આગળ અર્ધચંદ્રાકાર રૂપે દેખાય છે. કિનારે કિનારે પાકા ઘાટ બંધાયેલા છે. તેથી નદીકાઠાનો દેખાવ ખૂબ મનોહર અને ભવ્ય લાગે છે. સૌથી સુંદર 'નાનાઘાટ' છે. સન ૧૯૨૬ મા નર્મદામા જે ભયંકર રેલ આવી તેનું પૂર મંડલા આગળ ખૂબ ચડ્યું હતુ. એ પૂર ઊતર્યાં પછી નદીને કિનારે એક પાકકો બાંધેલો ઘાટ ધોવાઈને

નીકળી આવ્યો. રેલ પહેલાં આ ઘાટનો કોઈને પતો નહોતો; પણ તે ઉપરની રેતી તથા માટી બારે પૂરમાં ઘસડાઈ જવાથી, ઘાટ પહેલાં જેવો હશે તેવો નવેસર દેખાવા લાગ્યો. જળને લીધે નવાં સ્થળ આમજ ફૂટી નીકળે છે!

નર્મદાને કાંઠે એક પુરાણો કિલ્લો પણ છે–જે આજે છર્ણ દશામાં છે. ગઢા–મંડલાના રાજા નરેંદ્રશાહે સન ૧૬૮૦માં આ કિલ્લો બંધાવ્યો હતો; અને મંડલાને પોતાની રાજધાની બનાવી હતી. આ કિલ્લાની અંદર 'શ્રી રાજરાજેશ્વરી'નું મંદિર છે. આ મંદિરમાં અનેક દેવતાઓની મૂર્તિઓ છે; તથા રાજા સહસ્રાર્જુનની પણ મૂર્તિ છે.

**વ્યાસ નારાયણ :** આ મંદિરની પાસે ભગવાન વેદવ્યાસનો આશ્રમ હતો : તેની 'સ્કંદપુરાણ, રેવાખંડના અધ્યાય ૧૦૩ મા કથા આપેલી છે. પ્રાચીન કાળમાં નર્મદાજી આ આશ્રમની ઉત્તરમાં વહેતાં હતાં, અને આ આશ્રમ નદીના દક્ષિણ તટ પર હતો.' એક સમયે પરાશર, મનુ, અત્રિ, યાજ્ઞવલ્ક્ય, અંગિરા આદિ ઋષિઓ વ્યાસના આશ્રમ પર આવ્યા. વ્યાસજીએ તેમને સૌને આસન લેવાની વિનંતિ કરી; ત્યારે પરાશર ઋષિએ સવિનય કહ્યું કે "માફ કરજો દેવ! નર્મદાજીના દક્ષિણ તટ ઉપર કોઈપણ વસ્તુ ગ્રહણ કરવાથી અમે વ્રતભંગ થઈશું એવો અમને સૌને ભય રહે છે. તેથી આપના તરફથી કોઈપણ જાતના સત્કારનો અમે સ્વીકાર કરી શકીએ તેમ નથી."

અતિથિસત્કારને મુખ્ય ગણનાર વેદવ્યાસે તત્કાળ શ્રી નર્મદાજીની પ્રાર્થના કરી જેથી નર્મદાજીએ થોડે દૂર પોતાનું વહેણ ઉત્તર તરફ બદલ્યું. નર્મદા ઉત્તરવાહિની થવાથી, વ્યાસજીનો આશ્રમ ઉત્તર તટપર આવી ગયો એટલે પછી વ્યાસનું આતિથ્ય ઋષિઓએ સપ્રેમ સ્વીકાર્યું. આ સ્થાનપર વ્યાસ ભગવાને શંકરની મૂર્તિ સ્થાપન કરી છે જે આજે પણ 'વ્યાસનારાયણ' નામથી પ્રસિદ્ધ છે.

સ્કંદપુરાણમાં નોંધેલી આ કથા ઉપરથી બે વસ્તુ ખાસ તરી આવે છે: એક તો રેવાજી ખાસ કરીને પૂર્વમાંથી પશ્ચિમ તરફ વહે છે: તેમાં ક્વચિત ક્વચિત્ કુદરતી રીતે પ્રવાહનો માર્ગ બદલાતો રહે છે: અને એમ બન્યા કરતી અસામાન્ય વસ્તુની કિંમત માનવીની ભાવિક નજરે વધતી જાય છે: દક્ષિણમાં વહેતી નદી કદીક ઉત્તરમાં વહેવા માંડે અથવા પશ્ચિમમાં વહેતી નદી પ્રાચિમાં એટલે પૂર્વમાં વહેવા માંડે છે, તો તે અસાધારણ પ્રસંગ વિશેષ પુણ્યકર, પવિત્ર અને પાવનકારી ગણાય છે. તે દૃષ્ટિએ વ્યાસનારાયણ આગળ નર્મદા દક્ષિણને બદલે ઉત્તર–વાહિની થાય છે એ પ્રસંગનું જ માહાત્મ્ય નોંધાયું છે એમ કહી શકાય

બીજી વસ્તુ છે આર્યોના દક્ષિણાપથના સીમાના પ્રદેશનું અજ્ઞાન; ત્યાં આર્યોચિત આચારવિચારનું પાલન કરવાની મુશ્કેલીને લીધે એ પ્રદેશ નિષિદ્ધ માનવામાં આવ્યો હોય એમ સમજાય છે. પરાશર મુનિએ પોતાના જમાનાના રીતરિવાજોને પોતાના નામથી પ્રસિદ્ધ 'પરાશર સ્મૃતિમાં' સાંકળી લીધા છે. અનેક વિધર્મી પરદેશીઓનાં જળમાર્ગે તથા સ્થલમાર્ગે પશ્ચિમ દિશામાં થતાં રહેલાં આગમનોને લીધે, પશ્ચિમ દેશ પણ એવો નિષિદ્ધ મનાયો છે કે તે દેશમાં પ્રવાસ કરીને આવનારે પ્રાયશ્ચિતથી શુદ્ધ થવાની અગત્ય માનવામાં આવેલી છે. સ્કંદપુરાણની આ આખ્યાયિકામાં પરાશરે નર્મદાના દક્ષિણ પ્રદેશમાં કાંઈપણ આતિથ્ય સ્વીકારવાની ના પાડી તે કદાચ આવા વિચારને લીધે હોય એમ માનવાનું મન થાય છે.

કેટલાક લોકો માનતા હતા કે પ્રાચીન માહિષ્મતી તે જ આ મંડલા; પરંતુ ડૉ. ફ્લીટ તથા બીજા પુરાતત્ત્વવેત્તાઓના મતે નર્મદાને કાંઠે આવેલું મહેશ્વર, કદાચ તેનાં ખંડેરને સાચવી રાખતું હોય એવો સંભવ છે કેટલાક વળી માને છે કે મંડનમિશ્ર આ નગરમાં વસતા હતા; અને

# ૨

## જબલપુરથી ધુઆંધાર

**જબલપુર :** મંડલા પછી નર્મદાને કાંઠે બીજું ઇતિહાસપ્રસિદ્ધ નગર જબલપુર આવે છે જેનો 'મધ્ય પ્રાંત' અને 'હાલનો મધ્યપ્રદેશ'–તેનું એ જાણીતું શહેર છે. બંગાલ–નાગપુર રેલ્વે પર, નર્મદાના ઉત્તર–તટ ઉપર ગ્વારીઘાટ સ્ટેશન છે નર્મદાના કિનારા ઉપર પાકા બંધેલા ઘાટ છે : અને કેટલાક મંદિરો પણ છે.

આ ગ્વારીઘાટથી આગળ જતાં જબલપુર આવે છે. જબલપુર નર્મદાથી ૭ માઈલ દૂર એટલે કે એ નગર નર્મદા ઉપર નથી. ઉત્તરમાં છે. જબલપુર એ જી આઈ. પી. તથા બંગાલ–નાગપુર રેલ્વેનું જંક્શન છે. કેટલાક એને જૂનું 'જાબાલિપુર' કહે છે : કારણ કે જાબાલિ ઋષિએ આ સ્થાનપર તપશ્ચર્યા કરી હતી. બાણભટ્ટે 'કાદમ્બરી'માં વિંધ્યાટવીનું વર્ણન આપ્યું છે. ત્યાં જાબાલિપુરનો ઉલ્લેખ છે.

**ત્રિપુરી :** જબલપુરથી આગળ જતાં નર્મદાને ઉત્તર કાંઠે ગોપાલપુર ઘાટ નામની જગા આવે છે. ત્યાંથી નજીક માર્ગ ઉપર "તેવર" નામનું ગામડું છે. પ્રાચીન કાળમાં એનું નામ "ત્રિપુર" અથવા "ત્રિપુરી" હતું. અખિલ હિંદ કોંગ્રેસનું એક વારનું અધિવેશન આ ત્રિપુરીમાં થયું હતું.

સ્થાપકની રાજધાની પંચાસરની જેમ, કલચુરીવંશની રાજધાની પણ આજે એક ગામડું જ બની રહી છે !

મધ્ય હિંદના મંડલા જિલ્લામાંના અમરકંટક પર્વતમાંથી નિકળનારી નર્મદા નદી અને બેતુલ જિલ્લામાંના મુલતાઈ સરોવરમાંથી નિકળનારી તાપી નદી—એ બન્ને નદી એક બીજાને સમાન્તર રહીને પશ્ચિમ તરફ વહી જાય છે અને અરબી સમુદ્રને મળે છે. નર્મદા નદી વિંધ્ય પર્વતના દક્ષિણના ખડકોમાથી વહી આવે છે, ત્યારે તાપી નદી સાતપુડા પર્વતના દક્ષિણ ખડકોમાંથી નિકળે છે; એ બન્ને નદીઓ વચ્ચેની ખીણ ઘણી ઢાળ, સજળ અને સપાટ છે અને તે ભૂમ "ગૉન્ડવન" નામથી ઓળખાય છે. એમાં ગૉન્ડવનવાસીઓનાં નાનાં નાનાં રાજ્ય જામ્યાં હતાં એમાંનું એક રાજ્ય જબલપુરમાં હતું.

ગઢા : જબલપુરથી ચાર માઈલ દૂર 'ગઢા' નામનુ ગામડું છે. ત્યાં કેટલાયે વર્ષો સુધી ગઢા–મંડલાના ગૉન્ડ રાજાઓની રાજધાની હતી.

નજીકમાં ગઢામંડલાના રાજા મદનસિંહનો બારમી સદીમાં બંધાવેલો 'મદન-મહલ ગઢ' નામનો મહેલ છે. તેનો જીર્ણોદ્ધાર રાજા સંગ્રામશાહે કરાવ્યો હતો. એ ગઢ આજે ખંડેર હાલતમાં દેખાય છે; છતાં એની ભવ્યતા અને સુંદરતાગા આજે કંઈપણ ઘટાડો થયેલો દેખાતો નથી. આ મહેલને બે માળ છે, ઉપર જવા લાંબી મીઢી છે. ઉપરથી આસપાસનુ દૃશ્ય બહુ સુંદર દેખાય છે. ચોમાસામાં આજુબાજુ પાણી ભરાઈ જતાં આ મહેલ મોટા જહાજ જેવો દેખાય છે. 'મદન–મહલ', એ નામનું, જબલપુરથી મુંબાઈ જતી ગાડી ઉપર, સ્ટેશન છે.

ગૉન્ડ રાજાઓની જૂની રાજધાની ગઢાના ખંડેરો એ રાજવંશની કીર્તિનું આજે સ્મરણ કરાવે છે. ગૉન્ડ રાજાઓનો મૂળ પુરુષ યદુરાય એક બહાદુર જુવાન હતો, તે કલચુરી રાજાના લશ્કરમાં પહેલાં નોકર

હતો. તેણે નાગદેવ નામના ગૉન્ડ સરદારની કન્યા સાથે લગ્ન કર્યું: તેથી તેની પ્રતિષ્ઠા વધી. તેમજ તેનું બળ તથા લાગવગ પણ વધતાં ચાલ્યાં.

આગળ જતાં કલચુરી રાજાની ગાદી એણે પડાવી લીધી. એના કુટુમ્બમાં સને ૧૪૮૦માં સંગ્રામસિંહ નામે રાજા ગાદી પર આવ્યો. તે પ્રતાપી પુરુષ સને ૧૫૪૧માં ગુજરી ગયો.

તેનો પુત્ર દલપતસિંહ હતો. એ રાજપુત્રને મહોબા રાજસ્થાનમાંની એક ચંદેલ રાજાની કુંવરી દુર્ગાવતી સાથે સ્નેહ બંધાયો; પણ દીન જાતિના ગૉન્ડ કુટુમ્બના રાજાને પોતાની કુંવરી પરણાવવા ચંદેલ રાજા તૈયાર નહોતો. તેથી દલપતસિંગે ચંદેલ રાજા પર સ્વારી કરી, દુર્ગાવતીને લાવીને, તેની સાથે લગ્ન કર્યાં :

દલપતસિંગે સાત વર્ષ રાજ્ય કર્યું; પરંતુ તેના મૃત્યુ પછી પાંચ વર્ષના રાજકુમાર વીર નારાયણની વતી દુર્ગાવતીએ રાજ્યનો કારભાર બહુ હોંશિયારીથી પંદર વર્ષ સુધી ચલાવ્યો. પ્રજા માટે રાજમાતાએ અનેક મંદિરો અને તળાવો બંધાવ્યાં હતાં; જેમાનું એક "રાની તળાવ" આજે પણ ઓળખાય છે.

રાણી દુર્ગાવતી ભારે પરાક્રમી અને સુન્દરી હતી; છતાં તે સમયમાં મોગલ બાદશાહતની અસર ઠેર ઠેર ફેલાવા માંડી હતી. મોગલ બાદશાહના અનેક સુબેદારોમાંના માણિકપુરના સુબેદાર અસફખાહને, દુર્ગાવતી રાણીના રૂપનો તથા તેના રાજ્યનો મોહ લાગ્યો. એણે ગઢા રાજધાની પર મોટું સૈન્ય લઈ વેગે ધાસ્યો. ચોપાસ નાકાબંધી કરી.

નદીમા પૂર આવ્યું. દુર્ગાવતી રાણી હાથી પર બેસીને લડતી હતી. તેણે હલ્લો પાછો વાળવાની પ્રતિજ્ઞા લીધી.

પણ પછી જ્યારે એને એમ લાગ્યું કે પોતે શત્રુના હાથમા આવી પડે તો ભારે અનર્થ થશે, ત્યારે એણે કટાર કર્યો; અને પોતાની જાતે વીરાંગનાના મૃત્યુને ભેટી !

આવી શૂરવીર રાણીની કરુણ કહાણી, ગૉન્ડવનની દંતકથાઓમાં હજી ફરતી છે. તેની સાથે જ ૧૮૫૭ના બળવા વખતની ઝાંસીની શૂરી રાણીનું સ્મરણ થયા વગર રહેતું નથી, દુર્ગાવતી અને લક્ષ્મીબાઈની કારકીર્દી થઈ ગયે તેમની વચમાં ત્રણસો વર્ષનો ગાળો દેખાય છે ખરો, પણ બન્ને રાણીઓના ચરિત્રમા એક પ્રકારનું અજબ સામ્ય છે. રાણી દુર્ગાવતીની સાદી છત્રી, જબલપુરથી દસ માઇલ પર આવે છે. તેનાં દર્શન લોકો આજે પણ ભાવપૂર્વક કરે છે

નર્મદા નદી અમરકંટકમાથી નિકળે છે ત્યારે, પહેલા તો તે ઉત્તર દિશામાં વહેવા માંડે છે; પરંતુ જબલપુરની દક્ષિણે, પાંચ માઇલ સુધી તેનો પ્રવાહ વહ્યા પછી, નર્મદા 'પશ્ચિમવાહિની' બને છે, અને તે પછી એમ ને એમ એ અરબી સમુદ્રને મળવા સુધી ખાસ દિશા બદલતી નથી.

**ભેડાઘાટ :** જબલપુરથી તેર માઇલ અને મીરગંજ સ્ટેશનથી ત્રણ માઇલ "ભેડાઘાટ" નામે જગા આવે છે. ભેડાઘાટ–ભૃગુઘાટનો અપભ્રંશ છે એમ કેટલાક માને છે, કારણ કે પુરાણ પ્રમાણે ભૃગુઋષિએ અહીં તપ કર્યું હતું. નર્મદા અને બાવનગંગાનો અહીં સંગમ થાય છે.–'ભેડા' કે 'બેરા' અહીં થાય છે. એ ઉપરથી પણ એ નામ પડયું હોય

પથ્થર શંખજીરાની જાતનો પોચો છે. બાવનગંગા સાથેના સંગમ પાસે શ્રી કૃષ્ણ–મંદિર અને એક ધર્મશાળા છે.

બેડા ઘાટને કાઠે કાઠે નર્મદા આરસના ડુંગરથી શોભી રહી છે. નર્મદાનાં ઝંડિક નીલસ્યામ ગંભીર જલ, શાંત અને સ્થિર બની રહેલાં છે. આરસના કિનારા કેટલીક વાર તો એંશી નેવું ફીટ હોય છે. પાણીમાંથી, ઢોળાવ લેતા તે ઊંચા થતા નથી, પણ એકદમ સીધી ઊંચાઈ ધારણ કરે છે, અને કયાંક તો તેમની ટોચ પાણી ઉપર છત્રની માફક ઝૂકી રહે છે.

આવાં ઝૂલતાં છત્રની નીચે હોડી આવતાં એની ઊંચાઇ, સામેના એવા જ ઊંચા ખડકો, નીચેનાં શાંત પાણી, અને આસપાસનું નીરવ વાતાવરણ–એ સઘળું, કોઈ પુરાતન ખડકોની નગરીની તમને યાદ આપે છેઃ અને એક પ્રકારની બીષણતા પણ વ્યાપી રહેલી લાગે છેઃ અને બન્ને તરફના કિનારા જોઈને છક થઈ જવાય છે. "હરણ ફાળ" આગળથી હોડીમાં પસાર થઇએ છીએ ત્યારે, એવી જ અસર યાત્રીઓ પર થાય છે.

ચાદનીમાં આ આરસના કિનારા વળી ઔર ખૂબી રજૂ કરી દે છે. પરંતુ એ સો સો ફૂટ ઊંચા ભીંત જેવા ખડકોમાથી આપણે હોડીમાંથી પસાર થઈએ છીએ ત્યારે લાગે છે કે જાણે પ્રચંડ રાક્ષસનાં સફેદ જડબાંમાંથી જ આપણે નિકળી રહ્યા છીએ : એ જડબું જરાક બીડાયું તો થઈ રહ્યું સમજવું ! આ ખડકો એક ઠેકાણે સામસામી એક બીજાની એટલી બધી નજીક આવી જાય છે કે તે જગાનું 'વાનરપ્લુતિ' અથવા 'બંદરકૂદ' એવું નામ પડેલું છે. જાણે કે વાનર કૂદકો મારીને ઓળંગી શકે !

એ જગાપર હોડી થોભાવવી એ મોટી મૌજ છે; કારણ કે સફેદ ચમકતા આરસના ખડકોની અંદર રૂંધાયલો જલપ્રવાહ નાના એવા સરોવર જેવો દેખાય છે. હોડી અહીં વંકવોળામણા પ્રવાહમાં આગળ વધે છે :

પણ એને નદીનો પ્રવાહ કોણ કહે? ગભીર શાંત મર્યાદિત સરવર–જળ જેવું જ લાગે છે, બન્ને પાસ ઊંચા ઊંચા કાળમીંઢ ખડક, એવા બે વચ્ચેની પહોળાઈ થોડા જ વામની આગળ પણ, વાંક વળતા લગી, ખડક સિવાય કશું નહિ...ખડકો રંગ બદલે છે, ભૂરા આવે અને આખરે સફેદ આવે છે

વાનરપ્લુતિથી જરા આગળ હોડી ચાલી કે પાછી તેને ફેરવી પડે છે, કારણ કે દૂરદૂરથી ઘો–ઘો અવાજ સંભળાય છે ત્યાંથી આગળ હોડી જાય તેમ નથી

**ધુઆંધાર :** ભેડા ઘાટથી માત્ર એકાદ માઈલ દૂર નર્મદાનો એક મોટો જળધોધ આવે છે. એને 'ધુઆધાર' કહે છે અહીં ભગવતી રેવાનો પ્રવાહ ખૂબ વેગથી ૪૦ ફૂટ નીચે પડે છે. જળના જે બારીક કણ આસપાસ ઊડે છે તે 'ધુઆ' (ધુમાડો) જેવા દેખાય છે અંગ્રેજ લોકોએ એનું નામ 'વિક્ટોરિયા ફૉલ' પાડ્યું હતું

નર્મદાનું બીજું નામ 'રેવા' છે સંસ્કૃતમાં રવ્ નો ધાતુ–અર્થ 'ઉછળવું' અથવા 'દ્રવું' થાય છે. ધુઆધારમાં નર્મદાજીનું નામ અક્ષરશ: સાચું પડે છે જલપ્રોધનો ઘલકન અવાજ દૂરદૂરથી સંભળાય છે કાળમીંઢ પથ્થરની ફાટ માંથી નર્મદાના શુદ્ધ સ્વચ્છ જળ નીચે પડતા હોય છે તે ખૂબ સુંદર લાગે છે

ધુઆધારથી આગળ લગભગ બે માઈલ સુધી નર્મદાજી સફેદ આરસની ભેખડોમાંથી વહ્યા કરે છે ચાંદની રાતમાં નર્મદાના બન્ને કાંઠે ઉપરની સંગેમરમરની ૧૦૫ ફૂટ ઊંચી સફેદ ભેખડો ખૂબ સુંદર દેખાય છે ચાંદરણું ઊજળું ઊજળું દૂધ જેવું દેખાય છે તેમાં યે વળી આનંદની અવધિ તો ત્યારે આવે છે જ્યારે હોડીમાં બેસીને આ સ્થળની આજુબાજુ નૌકાવિહારની તક મળે છે કવિ કાન્તના શબ્દોમાં કહિયે તો તે વખતે ખરેખર અહીં "સૃષ્ટિ સારી સમુલ્લાસ ધરતી" હોય એમ લાગે છે!

– द – उ — विषमा
रेवां – ध्य – प — विन्ध्यपाद
– स्थु – ल — विशीर्णाम् ।

" દ્રોલય દ્વારા મહાન કવિઓ કેવી આશ્ચર્યકારક સિદ્ધિઓ સર કરે છે એ ઉપર આ એક કાવ્ય–શાસ્ત્રી વિનોદ છે."

**ધુંવાધાર:** શ્રી કાકા સાહેબે "ધુંવાધાર"નો દૂર દૂરથી ઘોષ અંધારામાં સાંભળ્યો પછી એકાએક તે ઘોધનું ચક્રે જે દર્શન તેમને કરાવ્યું તેનું કવિત્વપૂર્ણ વર્ણન તેમના શબ્દોમાં જ ઊતારિયે —

"થોડાક જ આગળ ગયા ત્યાં જાણે દૂધનો સ્રોત વહેતો હોય એવો 'ધુંવાધાર' નજરે પડ્યો. સર–સર ધમ–ધમ! સુળસુળ ધબ–ધબ! દર્રર્રર્ર ધમ–ધમ! ધમ–ધમ; ધબ–ધમ! ઉન્મત્ત પાણી વહે જ જતું હતું. અને એ પાણીમાંથી બહાર નીકળતી સીકરસૃષ્ટિ સર્વત્ર પ્રસરતી હતી. વૃષ્ટિ શાની? તુષારનો ફુવારો જ! કેટલું બધું અતિથિ–શીલ!

"આ સૂક્ષ્મ જીવનકણોએ અમારી જીવનક્ષણોનું સાર્થક્ય કર્યું. ચંદ્ર હસતો હતો, પાણી રમતું હતું, તુષાર ઉડતા હતા, હવા ઝૂલતી હતી ને અમે ડોલતા હતા. આ જુઓ, આ જુઓ, ત્યાં જુઓ, કેવી મઝા છે, એવા ઉદ્‌ગારોનો ધોધ જોતજોતામાં શરૂ થયો .....'વિભૂતિયોગ' અને 'વિશ્વદર્શન યોગ' ('ગીતા'ના દસમો અને અગિયારમો અધ્યાય)નો ઉત્કટ પાઠ કરવા સારુ આ જ યોગ્ય સ્થાન છે"

"ધુવાધાર" નામ માટે કાકાસાહેબે સારી ઔચિત્ય–વિચાર–ચર્ચા કરી છે: "ધુવાધાર નામ સરસ છે. નામમાં જ આખું દૃશ્ય આવી જાય છે—એને "ધારધુંવા" કેમ ન કહું? ધાર પડે છે, ફુવારા ઊડે છે અને તરત એના તુષાર થઈને ધૂમસ જેવા ગોટા હવામાં દોડે છે, માટે "ધારધુંવા"એ જ નામ બંધ બેસે છે"

આ ઉલટાવેલા નામનુ ઔચિત્ય વિચારતાં શ્રી નગીનદાસ પારેખ વળી જણાવે છે કે "મૂળ શબ્દના બંને ખંડો આમાં સચવાયા છે, પણ મૂળનો ઘોષ સચવાતો નથી એ હાનિ છે." (જુવો, "લોકમાતા", ટિપ્પણ પૃ. ૨૦૪)

"ધુવાંધાર" એટલે પથ્થરના વિસ્તારમાં તૈયાર થયેલી અર્ધ ચંદ્રાકાર ખીણ: એમાથી જ્યારે પાણીનો જથ્થો નીચે 'ભુસ્કે' છ (કાકાસાહેબે આ નામ-ધાતુ બનાવ્યો છે) ત્યારે મધ્યમાં જે કાચ જેવો લીલો રંગ દેખાય છે તે ઝેર જેવી બીક ઉત્પન્ન કરે છે એની ડાબી બાજુ એટલે કે આપણી જમણી બાજુનો ખડક હાથીના માથા જેવો આગળ આવ્યો છે એના પરથી જ્યારે પાણી પડે છે ત્યારે અસંખ્ય હીરાના હાર પગથિયે પગથિયે કૂદતા કૂદતા રારત રમતા હોય એવો એ દેખાવ થાય છે. જેમ કૂદતા જાય છે તેમ હસતા જાય છે અને પાણી પીંજી પીંજીને એમાંથી ધોળો રંગ ખીલવતા જાય છે.

"વચલો મુખ્ય ધોધ ખીણમા પડયો કે તરત, એવા તો જોરથી ઊછળે છે કે આતશબાજીના બાણોને પણ એની ઇર્ષા આવે. એક ફુવારો ઉપર ચડી જરાક ઢીલો થાય છે. એટલામા બીજા નવા ફુવારા જોરથી એની પાછળ પાછળ આવી ગ્હેલા ફુવારાને ધક્કો દઈ, ફોડી નાખે છે; અને વળી એના ચૂરેચૂરા, પૃથ્વીનું આકર્ષણ ભૂલી જઈ, ધુમાડાના રૂપમા વ્યોમ-વિહાર શરૂ કરે છે. એ તુષાર સહેજ ઉપર આવ્યા કે પવનના ઝપાટાની પરંપરા એમને ઉડાડતી ઉડાડતી ચારેકોર ફેલાવે છે. આ ધુમાડાનાં મોજાં હવામાં જાડાં પાતળાં દોડતાં હોય ત્યારે ખૂબજ મઝાની 'વાયલની ભાત' નજરે પડે છે." ('લોકમાતા', પૃ. ૧૩૦)

અને નીચે! નીચેના પાણીની મસ્તીનું વર્ણન જ થઈ ન શકે. જાણે પાણી અદ્વૈતાનંદમા લપમી પડ્યાં. જેટલા પડ્યાં તેટલાં ઊડયાં; લીલા રંગમાથી ધોળું રીણ પેદા કર્યું. મસ્તીમાં આવે તેમ વિહાર

કર્યો: એ અપૂર્વ લહાવો યાદ કરી કરીને નીચેનાં પાણી ફરી ફરી ઊભરાતાં જાય છે.

"હિંદુસ્તાનમાં આવા અનેક પ્રપાતો અખંડ વહેતા રહે છે. અને ભવ્યતાના તેમજ ઉન્મત્ત અવસ્થાના પાઠો ભણાવતા જાય છે. હજારો વરસો થયાં–અને લાખો નથી થયા એની ખાતરી નથી–'ધુવાધાર' એવો ને એવો જ ગબડયા કરે છે.

શ્રી રામચંદ્ર અહીં આવ્યા હશે. વિશ્વામિત્ર અને વસિષ્ઠ અહીં નાહ્યા હશે. ચંદ્રગુપ્ત અને સમુદ્રગુપ્તના સૈનિકોએ અહીં જલવિહાર કર્યો હશે. શ્રી શંકરાચાર્યે અહીં બેમી પોતાના સ્તોત્રો રચ્યાં હશે. કલચુરી અને વાકાટક વંશના વીરોએ આ જ પાણીમા પોતાના જખમો ધોયા હશે. અને અલ્હણદેવીએ અહીં જ બેસીને 'ચોસઠ યોગિની'નુ સ્મારક બનાવવાનો સંકલ્પ કર્યો હશે.

અને ભવિષ્યકાળમાં ધુવાધારને કિનારે શું શું થવાનું હશે એ કોણ કહી શકશે? ધુવાધારને પોતાને જ એ કશાની ખબર નથી. એ તો પડયા જ કરે છે અને તુષારના રૂપમા ઊડયા જ કરશે.*

ધોધનાં પાણી કયા પહોચે છે એ જોવું અશક્ય છે. કેમ કે ઊછળતા પાણીનાં મોટા મોટા વાદળાં ધોધના પગને વીંટળાઈ વળે છે. શું એ પાણીનો ગાડો ઉત્સવ! જાણે મહાદેવ સંહારકારી તાંડવ નૃત્ય જ નાચી રહ્યા છે, અને સામેનો ધોધ એને તાલ દે છે.

ધોધ આગળ તમને લાગે જ નહિ કે અહીં પાણી પડે છે: પાણી ઊડે છે! મોટી મોટી તોપમાથી ગોળાને જોરે કોરા લોટના ફુવારા ઊડતા હોય એવો એ દેખાવ છે. એ દેખાવનું વર્ણન શબ્દમા આવી જ ન શકે, કેમ કે શબ્દો શાંતિ અને વ્યવસ્થા વચ્ચે ઊછરેલા છે: ત્યારે અહીં તો નર્યો ઘોર અવાજ થાય છે!

* 'લોકમાતા' પૃ. ૧૩૨

અહીં શું જાણે વાદળાં તૂટે છે, તેણો તૂટે છે, પહાડના મોટા મોટા પથરાઓની ધાણી ફૂટે છે. કે નદી પોતાનું ધ્યાનમૌન છોડી, મહારુદ્રનો સ્તવરાજ બોલે છે! રાવણે કરેલા 'શિવતાંડવ સ્તોત્ર'માં આવતા વર્ણનના ખણખણાટ અને ગડગડાટ આ ધોધના ધો ધો અવાજથી તો સૂઝ્યા નહિ હોય?

ભેખડનાં ખડબચડાં પગથિયાં ઊતરી નીચેથી "ધુવાધાર" પડતો દેખાય છે પાણીનો એ વેગ અને ફુવારાની એ ચંચળતા આશ્ચર્યકારક રીતે ચિત્તને સ્થિર કરે છે. પાણી તરફ જોયા જ કરિયે અને પછી અનુભવિયે કે નવનવોન્મેષ–શાલિની ધારાઓ વેગની સમાધિ ધારણ કરી ઊભી છે!"

અમરકંટકમાથી ચાલી આવતી રેવાનો પ્રવાહ ભેડાઘાટ સુધી વિશાળ પટરૂપે વહેતો આવે છે; અને કવિ કાલિદાસે વર્ણવેલા અનેક ખરબચડા પથરાઓમા પથરાઈને, ચાલતો હોય છે; પણ આહી આવ્યા પછી એ પટ સાંકડો બની જાય છે; અને વિશાળતા છોડે છે; અને બે ત્રણ ધોધ બનીને લગભગ ત્રીસ ફીટની ઊંચાઈએથી નીચે પડે છે નીચે પડ્યા પછી આ પ્રવાહ બે માઈલ સુધી એંશી એંશી ફીટ ઊંચા સંગેમરમરના ખડકો વચ્ચે થઈને વહે છે, અને છેક ભેડાઘાટ ગામ પાસે, જ્યા બાવનગંગા નર્મદાને મળે છે ત્યાથી, પાછી પટની વિશાલતા શરૂ થાય છે.

ધોધનુ નામ જ 'ધુવાધાર' છે. જલપતન થવાથી, નીચે ધોળા ફીણવાળા સમુદ્રનો દેખાવ બને છે· અને અત્યંત ઝીણા જલકણ ઊડીને આખી કે 'ધુવા' જેવુ દૃશ્ય રજૂ કરે છે. તેથી જ એ 'ધુવાધાર'! તમે જો કાંઠા ઉપરથી નીચે ઊતરીને જલપ્રપાતથી થોડે દૂર ખડક ઉપર ઊભા રહો તો અત્યંત મીઠા ઠંડા જલબિંદુઓ તમારા ઉપર છંટકાવ કરે છે: ઝીણા ઝરમર વરસતા વરસાદનાં જે ઠંડી છે એટલી જ ઠંડી; પણ સ્પર્શ વધારે રુચિકર, અને શ્રમહર તથા સુખદ લાગે છે.

રેવા વિષેના વર્ણન ઉપરથી એવું માનવાને કારણ છે કે કવિ કાલિદાસ વિંધ્યાટવીના જબરા રખડુ હશે; આંહીનું દૃશ્ય જોઈ ને જ તેમણે રેવાનું વર્ણન કર્યું હોય તો ના નહિ.

**ચૉસઠ જોગણી :** ભેડાઘાટથી એક નાની સરખી ટેકરી ઉપર ગૌરી-શંકરનું મંદિર છે. એને 'ચોસઠ જોગણીનુ મંદિર' પણ કહે છે. આ ટેકરીની બન્ને બાજુ શ્રી નર્મદા વહે છે. રાતને વખતે આ મંદિરમા બેઠા હો તો આસપાસની શાંતિમા ફક્ત દૂરના ધુઆધારના જલઘોષનો કલકલ થતો અવાજ માત્ર સંભળાય છે. : અને તેથી જાણે કોઈ વીણા વગાડીને ગાઈ ન રહ્યુ હોય એવો આભાસ ઉત્પન્ન થાય છે

ગૌરીશંકરના મંદિરમા જવા માટે નીચેથી ઉપર સુધી પગથિયા છે. ત્રિપુરીના કલચુરી વંશના રાજા કર્ણદેવની મહારાણી અલ્હણાદેવીએ સને ૧૧૫૫–૫૬ મા આ મંદિર બંધાવ્યું હતું. આ મંદિરના ગર્ભ-ગૃહનો ફક્ત નીચેનો ભાગ જ મોજૂદ છે ગર્ભગૃહની આજુબાજુ ચૉસઠ યોગિનીઓનો ગોળાકાર વાડો છે. એનું શિલ્પ ઘણું પ્રાચીન છે. યોગિનીની મૂર્તિઓ આજે તો ખંડિત દશામા છે !

અહીં લગભગ ૮૨ ખંડિત કે અર્ધખંડિત દેવીની મૂર્તિઓ છે દરેક દેવીની નીચે તેનુ નામ છે. તેમાના કેટલાક અપરિચિત છે. વનની ગ્રામ-દેવતાના એ નામ હોવાનો સંભવ છે. પ્રત્યેકનું વાહન તથા ધ્યાન જુદું જુદું છે. ત્યાની મહિષાસુરમર્દિનીની, નટરાજની, ઉમામહેશ્વરની અને બુદ્ધના જેવી ધ્યાનસ્થ મૂર્તિઓ, હિંદી શિલ્પના સુંદર નમૂના છે દરેક મૂર્તિના અવયવો ગોળાકાર મંદિરના પ્રવેશદ્વારમાથી પેસતા જ પ્રથમ દર્શને સપ્રમાણ લાગે છે; નજીકથી તેમ લાગતુ નથી.

ટેકરીપર મહાદેવનું મંદિર ઘેરીને ચોસઠ યોગિનીઓ જાણે તપ કરતી બેઠી છે એવું દૃશ્ય લાગે છે. તપ કરતા કરતા અહલ્યાની પેઠે

ને શિવારૂપ બની ગઈ હશે. રામના ચરણનો સ્પર્શ થવાને બદલે મુસલમાનોના દંડાઓનો સ્પર્શ થવાને લીધે, તેમાની ઘણીખરી યોગિની-ઓની ભારે દુર્દશા થયેલી છે! છતા મૂર્તિઓ સુદર રીતે કોતરેલી ને કલાપૂર્ણ લાગે છે મદિરમાના મહાદેવ તથા તેમનો નંદી જોવાલાયક છે.

"...મનમા વિચાર આવ્યો કે જમીનપર દૂધ ઢોળાય તો તેના અબદ ડાઘા જમીન પર રહેવા ન જોઈએ એમ માની, આપણે તે લીપી નાખીએ છીએ: એવો મનુષ્યસ્વભાવ હોવા છતા, આપણી ખડિત મૂર્તિઓ આપણે કેમ જેમની તેમ રહેવા દીધી છે? ધર્માન્ધ મુસલમાનોના અત્યાચારોનું સ્મારક રાખવા? કે આપની કાયરતા અને સામાજિક બેજવાબદારીની કબુલાત તરીકે? અપ્રતિમ કલામૂર્તિઓ તૈયાર કરવાનો ક્રમ આપણા દેશમાથી નષ્ટ થયો હોય તો આવા પ્રાચીન અવશેષના નમૂના સાચવી રાખવા એ યોગ્ય ગણાય; પણ મેં જોયું છે કે આબુપરના દેલવાડાના મદિરમા આરસની કારીગરી કરનાર એવા કુટુંબની કાયમી નિમણૂક કરવામા આવી છે: અને મદિરમાંના કોઈપણ ભાગમા કંઈ ભાગફોડ થઈ કે તરત અસલ જેવી જ તેની દુરસ્તી કરી લેવામાં આવે છે, અને એ જ રીતે લાહોરના મ્યુઝિયમમા પણ મેં જોયું છે કે મૂર્તિનો એકાદ કુશલ સર્જન ઘાયલ થયેલી મૂર્તિના હાથ, પગ, નાક, હોઠ વગેરે સિમેન્ટની મદદથી ખૂબસૂરત રીતે સાધી સુધારી શકે છે.

પરંતુ આપણા મદિરો યોગ્ય અથવા પુરુષાર્થી લોકોના તાબામા છે જ ક્યા? 'ધણી વગરના ઢોર' જેવી આપણા સમાજની સ્થિતિ છે!"§

યોગિનીઓના આશીર્વાદ લઈ અને ટેકરીઓ ઉતરવા લાગિયે ત્યારે યોગિનીની ટેકરી નજીકનું બજારુ દશ્ય એટલું તો ગાઢું અને નગીનું લાગે છે કે તેના પ્રત્યે નીક ચડતી નથી.

§ શ્રી. કાલેલકરકૃત 'લોકમાતા' (૧૯૪૭ની સંવર્ધિત આવૃત્તિ, પૃ. ૧૧૯–૧૨૦)

અહીંના ગરીબ કારીગરો પથરામાંથી નાની મોટી ચીજો બનાવી વેચવા બેસે છે. ધોળાં, કાળા, લાલ, પીળા, વાદળી અને કાબરચીતરાં સંગેમરમરનાં બાણુતી પડખે શંકરજીના ડમ્માઓ, શિવાલયો, હાથીઓ અને એવાં જ નાના મોટાં રમકડાં સ્વયંવર માંડીને ઊભા હોય છે જેની નજરમાં આવે તે તેમને ઊંચકીને લઈ જાય.

આ બધા રમકડા આજે એક આસન પર બેઠા છે. કાલે કોણ જાણે કયું રમકડું કયાં જશે? કેટલાક હિંદુસ્તાન બહાર પણ જતા હશે અને ત્યાં વરસો સુધી ધુવાધારનુ સંગીત યાદ કરી કરીને મૂકપણે તે સંભળાવ્યા કરશે!

*ચૌસઠ જોગણીના* મંદિરનો મઠ ટેકરીપર આવેલો છે, તે ગોળાકાર છે. ચારે તરફ, ગોળાકારમાં ચોસઠ ગોળ આકૃતિમાં ચોસઠ યોગિનીની મૂર્તિઓ છે. એ ખંડિત મૂર્તિઓના ચોગાનની વચ્ચે શિવનુ મંદિર છે.

આ મઠ ઈ. સ. ૧૧૫૫ ની સાલમાં રાજા નરસિંહદેવ અને તેની માતા અલ્હણાદેવીએ સ્થાપન કરેલો છે, મઠમા પેસતા જ એક તરફ રાજાની ખંડિત મૂર્તિ છે: અને લેખ છે.

" अकारयन्मंदिरमिंदुमौलेः । सहासुना श्रीनरसिंहदेव ॥
रिदम्मटेनाद्भुतभूमिकेन । प्रभुरसावल्हणदेव्युदारा ॥ "



## 3

# બ્રહ્માંડઘાટથી ધારાક્ષેત્ર

**બ્રહ્માંડ ઘાટ :** ધુઆધારથી થોડા માઈલ આગળ જતાં બ્રહ્માંડ ઘાટ આવે છે, જ્યાં આગળ નર્મદાના પ્રવાહની બે ધારા બની ગઈ છે. અને વચમાં નાનો સરખો એક બેટ બની ગયો છે. અહીંનું દૃશ્ય સુંદર છે.

**સપ્તધારા :** અહીંથી થોડેક આગળ 'સપ્તધારા' સ્થાન છે. અહીં નર્મદાજી પર્વતપરથી નીચે ઊતરે છે ત્યારે અનેક ધારાઓમાં વહે છે જેમાથી અનેક 'કુંડ' નિર્માણ થયા છે. ભીમકુંડ, અર્જુન કુંડ, બ્રહ્મકુંડ એ ખાસ જાણીતા છે. કુંડમાં જળ બહુ ઊંડું હોય છે. ભીમકુંડ પાસે ભીમના પદચિહ્ન બતાવાય છે. બ્રહ્મકુંડ આગળ બ્રહ્માજીએ યજ્ઞ કરેલો તેની સુગંધી ભસ્મ આજ સુધી નિકળ્યા કરે છે.

દક્ષિણ તટ ઉપર ઇતિહાસપ્રસિદ્ધ રાણી દુર્ગાવતીએ બંધાવેલો વિશાળ ઘાટ તથા શિવમંદિર છે. અહીં વરાહ ભગવાનની સુવિશાળ-કાય મૂર્તિ, પોતાની બે દાઢો ઉપર પૃથ્વી ધારણ કરતી ઊભી છે. મૂર્તિ શ્રીવરાહ ભગવાનની છે નજીકમાં લક્ષ્મીનારાયણનું એક મંદિર છે, જેની પૂજા અર્ચા માટે બ્રહ્માણ ગામની ઉપજ કૃષ્ણાર્પણ કરેલી છે. બ્રહ્માણ ગ્રામ નદીના ઉત્તર કિનારે છે જ્યાં પાકો ઘાટ બાંધેલો છે.

નોંધવા જેવું છે કે શિવના અસંખ્ય મંદિરોની વચમાં વચમાં વૈષ્ણવ મંદિરદ્વારા વૈષ્ણવ ભક્તિની ચેતના પણ નર્મદાને તીરે તીરે જાગતી રહેતી હતી એમ જોઈ શકાય છે.




ખંડ ૨ : ૩, જુઓ પૃષ્ઠ ૧૧૨ — બ્રહ્માંડઘાટ થી ધારાક્ષેત્ર

**પીસનહારીનું મંદિર** : આ બ્રહ્માણ ગામમાં નર્મદાજીની વચમાં એક 'પીસણહારીનું શિવમંદિર' છે. તે ઘણું દર્શનીય છે. મંદિર એટલુ બધું મજબૂત બાંધેલુ છે કે ૧૮૯૨ તથા ૧૯૨૬ ની ભારે રેલમાં પણ તે જેવુ ને તેવુ બચી ગયુ હતું.

આ મંદિર સવત ૧૮૮૯ ના વૈશાખ (સને ૧૮૩૨)માં તૈયાર થયું હતું. આજથી સવાસો વર્ષ પહેલાં બ્રહ્માણ ગામમાં રામદીન નામે એક ગામભક્ત રહેતો હતો એની પત્ની ચક્કી પીસીને એટલે ઘંટીએ લોકોનાં દળણા દળી દળીને પોતાના કુટુમ્બનું પૂરું કરતી હતી. રામદીન ભક્ત પરણ્યા થઈ ગુજરી ગયા.

તે પછી પેલી બાઈએ ભક્તિ અને ભાવનામાં પોતાની જાતને ઘસી નાખી, અને ચક્કી પીસતા પીસતા જે કાંઈ મળતું તેમાથી બચાવી બચાવી, યાદગાર બને તેવુ મંદિર તેણે નિર્માણ કરાવ્યુ. મંદિર બધાઈ રહ્યાને એક વર્ષ થયા પછી પેલી પીસનહારી બાઈ પણ મૃત્યુ પામી : આજે એનુ મંદિર એનુ જ જ્વલત સ્મારક બનીને ઊભું રહ્યુ છે !

**હોસંગાબાદ ( નર્મદાપુર )** : નર્મદાજીના દક્ષિણ તટ ઉપર આગળ જતાં, મધ્ય પ્રદેશનું સુપ્રસિદ્ધ શહેર હોશંગાબાદ આવે છે. હોશંગાબાદ જિલ્લાનું એ મુખ્ય શહેર છે. માલવાના હુશંગશાહ બાદશાહે ૧૫ મી સદીમા આ નગર વસાવ્યુ હતુ નગરને ફરતો કિલ્લો છે–જેનાં ખંડેર આજે નજરે પડે છે

આ સ્થાનનુ પ્રાચીન નામ નર્મદાપુર છે · ભોપાલથી મળેલા ઇ. સ. ૧૨૦૦ના એક શિલાલેખમા "નર્મદાપુર"નો ઉલ્લેખ છે–જેના પાયા ઉપર હોશંગાબાદ વસ્યુ હોવુ જોઇએ આ નગરને નદીકિનારે સુદર પાકા ઘાટ બાંધેલા છે–જેવા કદાચ "મધ્યપ્રદેશ"મા ઓછા હશે એ ઘાટમા 'જાનકી શેઠાણીનો ઘાટ' બહુ જાણીતો છે તેની પાસે એક

ધર્મશાળા તથા શ્રી નર્મદાજીનું મંદિર છે. નદીકિનારે બીજાં પણ પ્રસિદ્ધ મંદિરો છે : જગન્નાથજી, બનદાઉજી, હનુમાનજી, રામચંદ્રજી, મહાદેવજી

**ગોંદાગાંવ :** નર્મદાજીના કિનારે ગંજાલ નદીના સંગમ ઉપર ગોંદાગાંવ આવે છે, જ્યાં આગળ નદીમાંથી 'શાહજૂરી' નામના પથ્થર મળે છે : જેમા વૃક્ષ-ચંદ્રમા ઇત્યાદિ આકૃતિઓ પથ્થરનાં પડોમાં અંકિત હોય છે. સંગમનું કુદરતી દૃશ્ય બહુ સુંદર છે. ત્યાં 'ગંગાજલેશ્વર મહાદેવ'નું તીર્થ છે. જેનો ઉલ્લેખ 'સ્કંદપુરાણ', 'રેવાખંડ'ના અધ્યાય ૧૨ માં કરેલો છે. અહીં સોમવતી અમાસ પર મોટો મેળો ભરાય છે. પ્રાચીન નેમાડ પ્રાંતની હદ અહીંથી શરૂ થાય છે.

**હંડિયા-નેમાવર :** નર્મદાના ઉત્તર તટ ઉપર નેમાવર શહેર છે—જેને સામે કાંઠે હંડિયાનગર છે : તેથી જ એ બે નામ ભેગાં બોલાય છે. હોશંગાબાદ જિલ્લામા છી. આઇ. પી. લાઈન ઉપર હરદા નામે સ્ટેશન આવે છે. ત્યાંથી હંડિયા સુધી જવાની પાકી સડક છે. હંડિયા તરફના નદીને એક કાંઠે રિદ્ધનાથનું અને નેમાવરવાળા સામે કાંઠે સિદ્ધનાથનું પ્રાચીન મંદિર છે. તેમાં પ્રાચીન હિંદુ શિલ્પની કારીગરીનું સુંદર નિદર્શન થઇ શકે છે. સનકાદિ ઋષિઓએ સિદ્ધનાથની સ્થાપના કરી હતી, અને જમદગ્નિઋષિએ અહીં તપ કર્યું હતું એમ પુરાણમા ઉલ્લેખ મળે છે. ઋષિઓની તપશ્ચર્યાથી આ સ્થાન પવિત્ર થઈ ગયું છે.

નર્મદાજીના સમગ્ર પ્રવાહનું આ મધ્યસ્થાન ગણાય છે. નર્મદાજીના પ્રવાહમા એક કુંડ છે જે ઉનાળામા જ ફક્ત, પાણી ઘટવાથી, જોઇ શકાય છે. એને 'સૂર્યકુંડ' કહે છે. એમાં શેષશાયી ભગવાનની મૂર્તિ છે : જેને નર્મદાજીનુ 'નાભિસ્થાન' કહેવામા આવે છે.

ઓંકાર-માંધાતાની વચ્ચે ઝાડી આ સ્થાન પછી શરૂ થાય છે.

**ધાયડી કુંડ :** નર્મદાનો પ્રવાહ આગળ વધતો વધતો ઉત્તર દિશા તરફ ધાર રાજ્યની હદમાં પ્રવેશે છે. ઉત્તર કિનારે 'ચંદ્રકુંડ' નામે

જગા આવે છે જ્યાં નર્મદાનું જળ ચકરી-ભુમરી ખાતું વહે છે તેનાથી થોડે દૂર નર્મદાજીનો એક સૌથી મોટો એવો જનપ્રોધ આવે છે, જે મોટી પથ્થરની શિલાઓને ભેદીને પચાસ ફૂટની ઊંચાઈથી નીચે પડે છે

પાણીના જબ્બર વેગને લીધે, પાણીની સાથે તણાઈ આવતા નીચે પડતા શિલાના ટુકડાઓ એ કુંડમાંના પથ્થરોની સાથે ગોળગોળ ઘુમરડી ખાવાથી તથા પાણીના જોસને લીધે ઘસાઈને ગોળ બની જાય છે જે જગાએ પાણી પચાસ ફૂટની ઊંચાઈથી નીચે પડે છે ત્યાં નીચે ઊંડા કુવા જેવું જ બની ગયું છે આ ઊંડા કુંડમાં ડૂબકી મારીને તરનારાઓ ગોળગોળ પથ્થરોને બહાર લઈ આવે છે

આમ સ્વયંભૂ રીતે ગોળ બની ગયેલા 'કંકર'ને ભાવિક જનો 'શંકર' તરીકે પ્રતિષ્ઠા કરીને પૂજે છે એમાંના કેટલાક તો ખૂબ જ ચમકદાર અને દર્શનીય હોય છે ભારતવર્ષના મોટા ભાગના શિવમંદિરોમાં અહીંથી નિકળેલી શંકરના લિંગની સ્થાપના કરવામાં આવેલી છે આ પ્રમાણે જેમ બૌદ્ધસ્તૂપોના પ્રતિકસમા વિષ્ણુના શાલિગ્રામ ગંડકી નદીમાંથી આણેલા પથરા હોય છે તેમ, આ કુંડમાંથી નિકળેલા ગોળ પથરાને 'બાણ-લિંગ' કહેવામાં આવે છે શિલ્પશાસ્ત્રના ગ્રંથોમાં બાણલિંગની ઉત્પત્તિના સ્થાન પવિત્ર નદીઓમાં જે ગણાવ્યા છે તેમાં, નર્મદાનું સ્થાન ગૌરવભરેલું છે *

---

* આ ઈસુની ચૌદમી સદીમાં થઈ ગયેલ પાટણના વતની મંડનસૂત્રધાર રચિત 'रूपमण्डन'ના અધ્યાય ૪ શ્લોક ૭૨ ૭૩ તથા ૭૯–૮૦

**बाणोत्पत्तिस्थानम्** :- वाराणस्यां प्रयागे च गंगायां संगमेषु च ।
कुरुक्षेत्रे सरस्वत्यां बाणलिंगं सुखावहम् ॥ ७८ ॥
यानि वै **नर्मदायाश्च** अन्वयाश्च संगम ।
केदारे च प्रभासे च बाणलिंगं सुखावहम् ॥ ७९ ॥

ધારાક્ષેત્ર (ધારડી) : ધારડી અથવા ધારાક્ષેત્ર માઈલેક દૂર રહે છે એટલે ઝપાટાબંધ જતી મેઈલ ટ્રેઈન જેવો અવાજ સંભળાવા લાગે છે. પાણીમાં ફીણનાં વમળ વધારે જણાવા લાગે છે. પ્રવાહ સાંકડો બને છે. એમ કરતા કરતા ધારાક્ષેત્ર આગળ નદીનો પટ ૧૮ થી ૨૦ વાર જેટલો પહોળો રહે છે.

'ધારાક્ષેત્ર' નામ લાક્ષણિક છે. નર્મદાજી એકદમ ધસાગબંધ ઊંચા ખડકની દીવાલને કાપી તેમાંથી નીચે પડે છે. જળપ્રવાહ, એકસામટો પડવાને બદલે, અનેક ધારામાં વહેંચાઈ જાય છે; અને તેથી તેનું સૌંદર્ય ઘણું જ વધી જાય છે.

નર્મદાએ ખડક કાપવામાં ખૂબ કરામત કરી છે. કેટલાક ખડકો ઘડાના આકારે કાપી કાઢ્યા છે, એટલે ધોધને મથાળે એક વાર અને અંદરથી દસ વાર જેટલી પહોળાઈ છે. આથી જળધોધના એક છેડાથી કૂદી બીજે છેડે જવાય છે, ને અંદરથી વેગબંધ પડતું પાણી જોવાની મઝા પડે છે. પાણીની જગાએ કેવળ દૂધ જેવું ફીણ જણાય છે—જેના ઝીણા ઝીણાં ફોરા ખૂબ દૂર સુધી ઊડી, પ્રેક્ષકને નવરાવી દે છે. એનો ઘુઘવાટ ભલભલાની છાતીને ધ્રુજાવી દે છે. ખડકને સીધા કાપવાને બદલે નદીએ કૂવા જ બનાવી દીધા છે. ને તે પણ ઉપરથી સાંકડા અને અંદરથી પહોળા. એની અંદર ઘસડાઈને આવેલા

---

बाणलिंगसहस्रा । सर्वे व्रतदानं तीर्थं देवेषु यत्फलम् ।
तत्फलं कोटिगुणितं प्राप्यते लिंगपूजनात् ॥ ७९ ॥
शतवारं कुरुक्षेत्रे सहस्रं जाह्नवीजले ।
लक्षवारं नर्मदायां कोटिं च कुरुजाङ्गले ॥ ८० ॥

વડોદરામાં વિશ્વામિત્રીના કાંઠા ઉપર દીવાન રાવજી આપાજીએ બંધાવેલા 'ભવનેશ્વર મહાદેવ'નું બાણ, કરનાળી નજીક નર્મદા નદીમાંથી જડી આવ્યું હતું — જુઓ, 'વડોદરા રાજ્ય સર્વસંગ્રહ,' પૃ ૫૯૯.

પથ્થરો અહી ચક્કર ચક્કર ફરીને ગોળ બની જાય છે આના અસંખ્ય ગોળ પથ્થરો અહી પડેલા જણાય છે. નર્મદાની પરકમ્મા કરનાર સાધુઓ એને ઉઠાવી લે છે ને 'મહાદેવજી' કે 'શાલિગ્રામ' તરીકે સ્થાપના કરે છે. ભૂસ્તરવિદ્યાના જાણકારોને એમા પથ્થરની અનેક કીમની જાતો જણાઈ છે આ ક્ષેત્ર જૂના ધાર સ્ટેટની હદમા છે.

આ કુંડને 'ધાધરી' અથવા 'ધાવડી કુડ' કહે છે. યાત્રાળુઓ જી. આઈ. પી. રેલ્વેના વીર સ્ટેશનથી આ સ્થાનપર આવી શકે છે. સ્ટેશનથી આ કુડ વીસ માઇલ દૂર છે વીર સ્ટેશનથી પુનાસા ગામ સુધી પાકી સડક છે. આ પુનાસાથી કુડ ફક્ત પાચ માઇલ છે.

કેટલાક યાત્રાળુઓ બી બી. સી. આઈ. રેલ્વેની ખડવા-અજમેર લાઇનમા મોરટક્કા અથવા સનાવદ સ્ટેશનથી પણ ધાવરી કુડ પર આવે છે. મોરટક્કાથી આ કુડ વીસ માઈલ અને સનાવદ સ્ટેશનથી સોળ માઇલ છે

માર્ગ જંગલનો છે. આવી સઘન ઝાડીમા 'સીતાવાટિકા તીર્થ' નામની જગા ત્રણેક માઈલ ઉપર આવે છે અહી વાલ્મીક ઋષિએ તપ કર્યું હતુ, અને સીતાજીએ પણ થોડો વખત નિવાસ કર્યો હતો એમ મનાય છે આ સ્થાન ઉપર ૬૪ યોગિનીઓ અને ૫૨ ભૈરવોની વિશાલકાય મૂર્તિઓ છે ઘીચ ઝાડીની ભયાનકતામા મૂર્તિઓની ભવ્યતા ઑર ઉમેરો કરે છે.



# ૪

## ઓંકાર — માંધાતા

**સાત માત્રા :** મેનાની ઘાટથી આગળ જતા ઓ_ારેશ્વરનુ મ_િર આવે છે જ્યાથી ‘ સાતમાત્રા ’ નામના સ્થાનપર હોડીમા જઈ શકાય છે . અહીં વારાહી, ચામુડા, બ્રહ્માણી, વૈષ્ણવી, કૌમારી, ઈંદ્રાણી તથા માહેશ્વરી–એમ એ સપ્તમાતૃકાઓના મદિર છે, તે ઉપરાત કેટલાક પ્રાચીન મદિરોના ખડેર પણ જોવામા આવે છે

**ઓ_કારેશ્વર** સાતમાત્રાથી ન ાભગ ત્રણ માઈલ નર્મદા_ના દક્ષિણ ત_ ઉપર _ મેરબ્રહ્મચારીનુ સ્થાન છે. અહીંથી બે માઈલપર પ્રસિદ્ધ ઓ_ાર માંધાતા નુ તીર્થસ્થાન છે બી બી ની આઈ રેલ્વેપર ખ_ના જ_શન આગળથી એક શાખા અજમેર તરફ જાય છે એ શાખાપર નર્મદાના પૂલ પાસે મોરટક્કા સ્ટેશન છે જેનુ નામ હવે ‘ ઓમકારેશ્વર રોડ ’ પાડવામા આવ્યુ છે આ સ્ટેશનથી ઓકાર–માંધાતા સાત માઈલ છે ત્યા પહોંચવા માટે મોટર અથવા બેલગાડી મળી શકે છે

વર્ષના પ્રત્યેક સોમવારે તથા આખો શ્રાવણ માસ બ્રાહ્મણો કરે છે.

વિષ્ણુપુરીથી પશ્ચિમમા થોડેક દૂર 'માર્કંડેય-શિલા' નામની એક સપાટ જગા છે : ત્યા યાત્રીઓ યમના કાંટથી છૂટવા એ સપાટ શિલાપર આળોટે છે. નજીકમા ચિરંજીવ બનનાર માર્કંડેય ઋષિનુ મંદિર છે. વિષ્ણુપુરીના ઘાટથી હોડીમા સામે કાંઠે જતા બીજો પાકો ઘાટ દેખાય છે. આ ઘાટ ઉપર ઓંકારેશ્વરનું મંદિર છે : તે એક ઊંચી ભેખડપર આવેલું છે. આ ભેખડ નર્મદાના મધ્યમા આવેલા ટાપુ ઉપર છે. તેની ઉત્તર તરફ, નર્મદાની એક શાખા જેવી, કાવેરી નદી વહી રહી છે, જ્યારે દક્ષિણ તરફ નર્મદાનો જ મુખ્ય પ્રવાહ તેને વીંટી રહેલો છે.

**માંધાતા :** નદીની વચમા ભેખડ ઉપર આવી રહેલા ટાપુને લોકો 'શિવપુરી' અથવા 'માંધાતા' નામથી ઓળખે છે. આ નામ પડવાનું એવું કારણ બતાવવામા આવે છે કે પ્રાચીન યુગમા ઇક્ષ્વાકુવંશના પ્રતાપી રાજા માંધાતાએ આ ટાપુ ઉપર ભગવાન શંકરની આરાધના કરી હતી એની તપશ્ચર્યાથી પ્રસન્ન થઈ, શિવજીએ ભક્તોના કલ્યાણને માટે એ સ્થાનપર સર્વદા વસવા વરદાન આપ્યું. એ વખતે જ શ્રી ઓંકારેશ્વરની સ્થાપના થઈ, અને એ ટાપુનુ નામ 'માંધાતા' પડ્યું. ભારતના ખૂણેખૂણામાથી તીર્થ બનેલા આ સ્થાનપર યાત્રીઓ આવ્યે જાય છે

માંધાતાના ટાપુનો વિસ્તાર ભાગ્યે એક ચોરસ માઈલથી વધારે હશે ટાપુની દક્ષિણ બાજુપર ઢોળાવ છે ત્યાની નીચી ભેખડપર 'શિવપુરી' નામનું નાનું સરખું ગામ વસેલું છે નર્મદામા નાવથી વિહાર કરતા શિવપુરી અને વિષ્ણુપુરીના સ્થાન ખુબ સુંદર દેખાય છે.

માંધાતા ટાપુની એક બાજુની ટોચ ઉપર એક રાજાનો મહેલ છે. આ ભીલજાતિના રાજા નાથૂ નામના ભિલ્લનો મહેલ ૧૨૨૧ મા ભરતસિંહ ચૌહાણે જીતી લીધો હતો ત્યારથી ચોહાણવંશના અધિકારમા આ સ્થાન રહેલું છે આ સ્થળની આજુબાજુ નદીના બન્ને કાંઠાપરના તીર્થસ્થાનોનું સંરક્ષણ આ રાજવંશે કર્યું છે

**ઓંકારનાથ :** વર્તમાન ઓંકારનાથનું મંદિર પેશવાઓના સમયનુ છે. મંદિરનું પ્રવેશદ્વાર ઉત્તરાભિમુખ છે. બાર જ્યોતિર્લિંગની ગણનામાં આવેલું ઓંકારેશ્વરનું લિંગ અનઘડ–સ્વયંભૂ–કહિયે તેવા પ્રકારનું છે. મૂર્તિની ચારે તરફ સદાકાળ જળ ભરેલુ રહે છે. આ મૂર્તિ મંદિરના ગુંબજ નીચે નથી; તેમજ પાર્વતી, નંદી વગેરેની મૂર્તિઓ પણ યથાસ્થાન પ્રતિષ્ઠાપિત નથી. તે ઉપરથી લાગે છે કે જીર્ણોદ્ધાર વખતે શાસ્ત્રોક્ત ચોકસાઈ રાખવાનુ હિંદુપતશાહીના તારણહારોથી બની શક્યું નથી.

ભગવાન શંકરની પૂજાઅર્ચા, ભોગ–શૃંગાર વગેરે રાજસી ઠાઠથી કરવામાં આવે છે. દર સોમવારે સાંજે મુકુટની પાલખી વરઘોડારૂપે ફેરવવામાં આવે છે. ઓંકારેશ્વરની ત્રિકાલ મુખ્ય પૂજા થાય છે. રાતે ભગવાનને શયનમંદિરમાં પધરાવવામાં આવે છે. તે જગાને 'જગમોહન' કહેવામા આવે છે. આ જગમોહનની બાજુની ઓરડીમાં શુકદેવની મૂર્તિ તથા લિંગસ્વરૂપ રાજા માંધાતાની મૂર્તિ આવેલી છે. મંદિરના માળ ઉપર મહાકાલેશ્વરની મૂર્તિ છે: તે શિખરની બરાબર નીચે છે.

અહીંથી મંદિરની આસપાસનુ તથા નર્મદાનું દશ્ય બહુ સુંદર લાગે છે. ઓંકારેશ્વરમા વર્ષભરમા બે મોટા મેળા ભરાય છે: એક કાર્તિકી પૂર્ણિમાએ, અને બીજો મેળો ફાગણ માસમા મહાશિવરાત્રિ ઉપર. (પૂનમમાસીથી મહિનો ગણતા ફાગણ આવે; ગુજરાતમા માઘ માસ ગણાય.)

જે ભેખડ ઉપર ઓંકારેશ્વરનુ મંદિર છે તેની આજુબાજુ યાત્રીઓ પરકમ્મા કરે છે. પૂર્વ તરફ જતાં એક ગૌરીસોમનાથનું મંદિર આવે છે. ત્યાં પહોંચવા માટે અઢીસો પગથિયાં ચડવા પડે છે. મંદિર પ્રાચીન છે. એક વિશાલકાય નંદી ત્યાં છે. ત્યાંથી સોએક ડગલાં આગળ જતાં વીસ ફૂટ ઊંચો એક શિલાસ્તંભ દેખાય છે. તે શ્રી સોમનાથનું લિંગ હોવું જોઈએ.

લો'। કહે છે કે આ સ્તભ પહેલા સદેહ હતો, અને એ સ્તભમા જોનાર માણસને પૂર્વજન્મ તથા ભવિષ્યનુ દર્શન એમાથી થતુ હતુ એક વાર આ મૂર્તિની આવી ખ્યાતિ સાભળી, ઔરગઝેબ બાદશાહ એના ખરાખોટાપણાની પરીક્ષા કરવાને લવ્યાયો હતો ઔરગઝેબને પોતાનુ સ્વરૂપ, સ્તભના પ્રતિબિંબમા જોતા મુસ્લિમ ધર્મમા અપવિત્ર ગણાવેલા સૂઅર પ્રાણી જેવુ દેખાયુ ! તેથી પાદશાહના ક્રોધનો પાર ન રહ્યો એણે મૂર્તિને બાળી મૂકવા હુકમ કર્યો ત્યારથી એ મૂર્તિ-જાણે જ્વાળામુખીની અસર થઈ હોય તેમ કાળી પડી ગઈ છે અને હવે તેમાથી પ્રતિબિંબ દેખાતુ બધ થયુ છે!

ગૌરીસોમનાથથી લગભગ માઈલેક દૂર, 'સિદ્ધેશ્વર મહાદેવ'નુ શિલ્પના સુદર નમૂનારૂપ વિશાલ પ્રાચીન મદિર છે આગણામા ચારે તરફ સ્તભોના તોરણ છે મદિર દસ ફૂટ ઊંચા કક્ષાસનપર બનાવેલુ છે ત્યા ચાર દિશામા પાચ પાચ ફૂટ ઊંચા પથ્થરના હાથીઓ મૂકેલા છે મદિરના દ્વાર ઉપર અર્જુન અને ભીમની પ્રાચીન મૂર્તિઓ છે લોર્ડ કર્ઝનને હિંદના પુરાતત્ત્વનો શોખ લાગેલો ત્યારે એક વખત પોતે આ મદિર જોવા આવ્યા હતા

ઓંકારેશ્વર મહાદેવ એ હિંદુઓનુ મોટુ તીર્થ છે, જેથી અનેક ધર્મશાળાઓ અને શિવજીના નાના મોટા મદિર નજરે પડે છે 'કકર એટલા શકર' એ અતિશયોક્તિ નથી પણ સાચુ છે, તે આ સ્થળની આસપાસ ફરતા જણાઈ આવે છે આ ગામનુ નામ "માધાતા' છે સામેના પહાડ પર માધાતા વગના રાજાના મહેલ છે નદીનો આ તરફનો ભાગ 'વિષ્ણુપુરી કહેવાય છે સામેના મદિરનો ભાગ શિવપુરી' કહેવાય છે અને જ્યા બ્રાહ્મણોના ઘર છે તે "બ્રહ્મપુરી" કહેવાય છે એ વચ્ચે કાવેરી નામની નાની નદીનો નર્મદાની સાથે સગમ થાય છે બે સરિતાઓનો સગમ થવાથી એ સ્થાન અત્યત પવિત્ર ગણાય છે

ઓંકારેશ્વર મંદિરના પથ્થરના મજબૂત ઘાટ ઉપર પગથિયાની બંને બાજુ છત્રી નાખીને ગોર તથા પૂજારીઓ બેઠેલા હોય છે, તેમને વટાવી, હોડીમાંથી ઊતરનાર યાત્રાળુઓને મંદિરમાં દાખલ થવું પડે છે. મંદિરમાં કળા કરતાં તેની મજબૂતાઈ તરફ વિશેષ ધ્યાન અપાયું છે.

કાવેરી-સંગમ સુધીનો પ્રવાસ હોડીમાં ખૂબ આનંદ આપે છે. ઓંકારથી આગળ વધતાં રમતિયાળ નર્મદાનું ભાવદર્શન નજરે પડે છે. પટ વિશાળ થાય છે. કિનારાના લાલ ખડકો દૂર જતા રહે છે અને પાણી પર પડતો સૂર્યનો પ્રકાશ દૂર એક લીસોટા જેવો દેખાય છે. નદીનાં નીલવર્ણાં પાણી બહુરૂપીની જેમ સ્વરૂપ બદલ્યે જાય છે. પાણીના ઊંડાણનું ઠેકાણું નથી. કોઈ સ્થળે કેડ-સમાણું : પણ એ કેડ-સમાણું પાણી છે ત્યાં વેગ ઘણો જ છે. પાણી ખડક પરથી ઝપાટાબંધ, ધસારો કરતું નીચે ચાલ્યું આવે છે.

બિચારી હોડીની શી તાકાત કે એમાં ચાલી શકે ? આવા વખતે ખલાસીઓ નીચે ઊતરે છે અને કેડે દોરડું બાંધીને હોડીને આગળ ધકેલે છે. તે વખતે ઊંચી થતી હોડીમાં આચરવું પડે છે. કોઈ કોઈ સ્થળે બે ખલાસીઓ કિનારે ચાલે છે ને હોડીને દોરડુ બાંધીને ખેંચે છે. ઘડીએ ઘડીએ આવતા ચઢાવ પરથી એમ લાગે છે કે નર્મદાએ પહાડોને કાપીને અંદરથી પગથિયાં કર્યાં છે. પહાડ કાપવામાં તેણે પાછું વાળીને જોયું જ નથી. ઊંચો પહાડ આવો કે નીચો પહાડ આવો; કઠણ પહાડ આવો કે પોચો પહાડ આવો. દરેકને એણે ભેદી-કાપી નાખ્યા છે. જ્યાં પ્રવાહ શાંત લાગતો ત્યાં ખલાસીઓ કાંઈ પણ મહેનત કર્યા સિવાય બેસતા, અને આરામ લેતા.

**હરણફાળ :** ધીમે ધીમે નર્મદા પોતાનો પટ સંકેલવા લાગી ને ગહનતા વધારવા લાગી. આજુબાજુના ખડકો વધારે નિકટ અને ઊંચા થવા લાગ્યા. જાણે કોઈ દુર્ગમ કિલ્લાની પાણી ભરેલી ખાઈમાં ફરતા

પ્રધાનના સદ્‌ભાવની પ્રથમ જરૂર હતી. તેથી પેથડશાહે મુસાફરોને આનંદ આપનાર એવું વિશાળ સત્રાગાર (સદાદાન—ભોજન શાળા) ઓંકારનગરમાં મંડાવ્યું.

ત્યાં સર્વેનોને શુદ્ધ જળથી સ્નાન કરાવાતાં હતાં. સામાન્ય માણસો માટે પગ ધોવાલાયક પાણી તૈયાર રખાતાં હતાં. સત્રની સમીપમાં વિહાર (જૈન મંદિર) માં અર્હન્તોને પ્રણામ કરાવી, સાધર્મિક થયેલા સર્વને વિવેકથી ભોજન કરાવાતાં હતાં.

ઘણાં પકવાન્નો, ખાંડથી ભરપૂર મંડો (માલપૂઆ), અખંડ અને ઉજ્જ્વલ શાલિ (ચોખા), પીળી ગુણકારક દાળ, નાકથી પીવાય તેવું સ્વચ્છ ઘી, ઘણાં શાકો, પિત્તને શાંત કરનારા કરંભા, સ્નિગ્ધ (તર-ચીકાશવાળું) દહીં, લવંગના સંગથી સુગંધી થયેલું પાણી વગેરે આરોગાવાતાં હતાં. નાગરવેલનાં પાન, કપૂર અને સોપારી સાથે અપાતાં હતાં.

પછી નિદ્રા વગેરે માટે ખાટ (પલંગ) અપાતી હતી. ત્યાં આવેલા પ્રવાસી યાત્રાળુઓ મીઠાં ભોજન જમતા અને સુખે સૂતા. સત્રાગારની સગવડો જોઇને પોતાની સ્ત્રીઓના અને માતાઓના વત્સલ હાથને તથા પોતાનાં ઘરને પણ તે સંભારતા નહિ.

સત્રાગાર કોના તરફથી ચલાવવામાં આવે છે એની કોઈ પૃચ્છા કરતું ત્યારે તેમને, દેવગિરિના વિદ્વાન પંડિત હેમાદ્રિનું જ નામ કહેવામાં આવતું.

એવી રીતે પેથડશાહે ત્યાં જ્યારે સતત ત્રણ વર્ષ સુધી સત્રાગાર ચલાવ્યું ત્યારે, ભોજન વગેરેથી પ્રસન્ન થયેલા, અને ત્યાંથી પાછા દેવગિરિ ગયેલા ભાટ વગેરે સ્તુતિપાઠકોએ, પ્રધાન હેમાદ્રિને અનેક પ્રકારે સ્તુતિવચનો કહેવા માંડયાં.

આવું ભારોભાર પ્રશંસાવાળું છતાં તદ્દન ખોટું એવું વર્ણન નિત-નિત સાંભળવાથી હેમાદ્રિના મનમાં વિચાર આવવા લાગ્યો કે "મેં જન્મથી માંડી આજ સુધી યાચકોને કંઈ આપ્યું નથી; તો આ લોકો 'સત્ર-સત્ર' (દાનશાળા-ભોજન શાળા) એવું શું કહ્યા કરે છે? અને તે પણ એક જણ નહિ અને એકવાર પણ નહિ: આમ આટલા બધા લોકો આટલી બધી વાર કહે કહે કરે છે તો મારે સત્ય શું છે તે અવશ્ય જાણવું જોઈએ."

હેમાદ્રિએ એક માણસને ઓંકારપુરમાં તપાસ કરવા મોકલ્યો. માણસે તપાસ કરી આવીને કહ્યું કે, "વાત સાચી છે; ત્યાં સૌ યાત્રીઓ સંતોષ પામીને જાય છે; અને તમારી પ્રશંસા કરે છે. આટલા વખત સુધીમાં એ સત્ર પાછળ સવા કરોડ દ્રમ્મ ખર્ચ થયો છે."

હેમાદ્રિએ તે પછી જાતે ઓંકારપુરમાં જઈ ખાત્રી કરી. ભોજન-શાળાના અધિકારીઓની મારફત તેને જાણવા મળ્યું કે એ બધું ચલાવનાર દેવગિરિના શ્રેષ્ઠી પેથડશાહ હતા. પોતાના દ્રવ્ય વડે બીજાને ખ્યાતિ અપાવનાર પેથડશાહના હેમાદ્રિએ વખાણ કર્યાં; અને પછી તે વખતે માંડવગઢમાં રહેતા પેથડશાહને મળ્યો. પેથડને ખ્યાતિ અપાવનારું આવું ન કલ્પેલું કાર્ય કરવામાં તેનો શો હેતુ હતો તે પ્રધાન હેમાદ્રિએ પૂછ્યું: અને પોતે તેનું શું પ્રિય કરે, તે જાણવા માગ્યું.

પેથડે પહેલાં તો હેમાદ્રિ પાસેથી પોતે જે માગે તે આપવાનું વચન લીધું; અને પછી ધીમે રહીને મનનો પાર આપ્યો કે 'દેવગિરિપુરની મધ્યમાં જિનમંદિરને યોગ્ય એવી વિશાળ ભૂમિ મને અપાવો.' હેમાદ્રિએ માગણી કબૂલ રાખી; અને યોગ્ય તક મળતા તે કામ સાધી આપવાનું ફરીથી વચન આપ્યું.

હવે આ અરસામાં દેવગિરિના રાજાને ત્યાં ઘોડાનો એક સોદાગર આવ્યો. તેની પાસેથી જાતિવંત ઘોડા પસંદ કરવાનું મંત્રી હેમાદ્રિને કહેવામાં

આવ્યું. પ્રધાન હેમાદ્રિએ પસંદ કરી આપેલા ઘોડાએ જ્યારે એક વખત રાજાનો જીવ બચાવ્યો ત્યારે તેના ઉત્તમપણાની વિશેષ ખાત્રી રાજાને થઈ.

રાજાએ હેમાદ્રિને અભીષ્ટ માગવાનું કહ્યું. આ પ્રમાણે આપોઆપ તક મળતાં, તેણે પેથડશાહવાળી માગણી રાજા આગળ મંજૂરી માટે મૂકી; અને કહ્યું કે "મારો એક મિત્ર માળવાના જયસિંહ રાજાનો મંત્રી છે, તેને આપણી રાજધાનીમાં જિનપ્રાસાદ બંધાવવા માટે જગા જોઈએ છીએ."

મંત્રીની માગણી ઉપરથી પેથડશાહને દેવગિરિ બોલાવવામાં આવ્યા. યોગ્ય એવી ભેટથી પેથડશાહ રાજાને પ્રસન્ન કર્યા; અને એ રીતે પેથડશાહે અસંખ્ય દ્રવ્ય ખર્ચી જિન મંદિર બંધાવવાનું પુણ્ય મેળવ્યું. ઓંકાર-માધાતામાં આરંભેલા પુણ્ય કાર્યથી પેથડશાહનું ધર્મ-કાર્ય આવી યુક્તિથી સિદ્ધ થયું હતું.

**ઓંકાર અને અમરેશ્વર :** નર્મદાના દક્ષિણ કાંઠા પર અમરેશ્વરનું મંદિર છે. એની જ સામે ઉત્તર તરફ બીજે કાંઠે ઓંકારનાથનું પ્રસિદ્ધ મંદિર છે. હાલમાં અમરેશ્વરના મંદિરને લોકો 'મમલેશ્વરનાથ' મહાદેવનું મંદિર કહે છે. આ સ્થાન માળવામાં છે. ઈંદોરની હોલકર સ્ટેટ રેલ્વેના મોરટક્કાથી ૭ માઈલ પૂર્વ તરફ નર્મદાના કિનારાપર આ સ્થાન છે. મોરટક્કાથી અમરેશ્વરનાથ સુધી એક સડક છે. આસપાસનું સ્થાન રમણીય છે. અહીંથી નાવમાં બેસી લોકો સામી બાજુ ઓંકારનાથના દર્શન કરવા જાય છે.

અમરેશ્વર મંદિરના મધ્ય ભાગમાં સભામંડપની વચમાં એક નાની ઓરડી આવેલી છે તેમાં ઘણું અંધારું રહે છે, સવારે માત્ર અજવાળું પડે છે ઓરડીની ભીંતો ઉપર ચાર શિવ-સ્તોત્રો કોતરેલા છે.

ઓંકારનાથના મંદિરની સામે અમરેશ્વર મહાદેવના મંદિરમાં શિલાપર કેટલાક સંસ્કૃત સ્તોત્રો કોતરેલા છે અને ભીંતમાં તે શિલાઓ જડેલી છે. પહેલા 'અમરેશ્વરનું અષ્ટક,' બીજું 'નર્મદાનું અષ્ટક,' આ સિવાય

હલાયુધનું એક 'શિવસ્તોત્ર' અને 'મહિમ્ન સ્તોત્ર' કોતરેલાં છે.

બધાં સ્તોત્રોની નીચે સં. ૧૧૨૦ની સાલ ખોદેલી છે. કોઈ ભાવિક શિવભક્તની પ્રેરણાથી બધાં એક સાથે તે ખોદાવવામાં આવ્યાં હશે. દર્શન કરવા આવનાર ભક્તોજનો ત્યાં આવતાની સાથે જ સામે જોઈ, એ સ્તોત્રોનો પાઠ કરતા હશે એમ લાગે છે.

આ ઓરડીની સામે બહારનો જે સભામંડપ છે તે મહારાણી અહલ્યામાઈની આજ્ઞાથી બનાવવામાં આવેલો છે. જ્યાર આ મંડપ બન્યો ત્યારથી આ ઓરડી પર અંધારુ પડ્યું, અને તેજ વખતથી આ બધા સ્તોત્ર-લેખો લેકોની નજરમાથી અદૃશ્ય જેવા થઈ ગયા.

લેખ નીચે કોઈ રાજાનો કે તેના સમયનો ઉલ્લેખ નથી. છતાં તે રાજા ઉદયાદિત્યના સમયમાં ઉત્કીર્ણ થયેલા જણાય છે. ઉદયાદિત્ય પરમાર વંશનો પ્રસિદ્ધ રાજા હતો. ભોજની પછી તે ધારાનગરીના સિંહાસન પર બેઠો હતો. તેથી આ સ્તોત્રો લગભગ આઠસો વર્ષ જેટલાં જૂનાં છે.

અહીં કોતરેલા "મહિમ્ન સ્તોત્ર"માં કેવળ ૩૧ જ શ્લોક છે. ફલ અને માહાત્મ્યના ૯ શ્લોકો તેમાં નથી. આ શ્લોકો પાછળનો ઉમેરો જણાય છે; કારણ કે મધુસૂદનસરસ્વતીની 'ટીકા' પણ કેવલ ૩૧ જ શ્લોકો પર છે. હાલમા ચાલતા પાઠની છેડે માહાત્મ્ય કે શ્લોકની સંખ્યા પણ નક્કી નથી. કોઈમાં ૫, કોઈમાં ૭ અને કોઈમાં ૯ શ્લોકો છે. સ્તોત્રની સમાપ્તિમાં સ્તોત્રકર્તા પુષ્પદંત ગંધર્વનું નામ પણ ખોદેલું નથી. કેટલાક પાઠ-ભેદ પણ નોંધપાત્ર છે. +

સં. ૧૪૭૮માં આમોદના કાયસ્થ કવિ ગણપતિએ "માધવાનલ કામકંદલા પ્રબંધ" (અંગ ૭, દૂહા ૧૨૦-૧૩૦)મા, નિર્વાસિત માધવ

+ જુવો, "બુદ્ધિપ્રકાશ' ફેબ્રુઆરી ૧૯૨૬, પૃ ૭૩ શ્રી મણિલાલ જદવરાય ત્રિવેદી (કપડવંજકર)નો લેખ.

ઓંકાર-માંધાતા આગળ સ્નાન કરી ચિત્તની શાંતિ મેળવે છે તેવો પ્રસંગ વર્ણવ્યો છે ત્યાં નર્મદાની સ્તુતિ કરતા માધવ કહે છે—

"નમો નમો તું નર્મદે, જલ કૌશલ્ય કનોન
ચૌદ કલ્પ આમન થયા, જોગરતા મૂગોન – ૧૨૨
ચક્ર-સ્વેદ ચિડી સરી, સ્વર્ગ-મૃત્યુ-પાતાલિ
ચ્યારિ પદારથ પૂરવઈ, કામધેનુ કલિ-માંહિ – ૧૨૩
મન સિધિ સહૂ મર્દન કરઇ, માર્કંડ મનુ આદિ
સરસતિ યમુના જાન્હવી પાહિ પ્રથમ અનાદિ – ૧૨૫
ભાવ ધરી પૂજા કરી, ઓંકાર મહેશ
કલ્પિત પ્રીછી કામના, કામકદલા-રેશિ – ૧૨૫'

આમ પાંચસો વર્ષ ઉપરાંતનો આ ઓંકાર-માંધાતાનો ગુજરાતી કવિતામાં એનો પ્રાચીન ઉલ્લેખ નોંધપાત્ર બને છે.



# ૫

# મહેશ્વરથી માંડવગઢ

**મહેશ્વર :** નર્મદાના ઉત્તર તટ ઉપર આગળ જતાં હોલ્કર રાજ્યનું સુપ્રસિદ્ધ નગર મહેશ્વર આવે છે. અહીં મહારાણી અહલ્યાબાઈએ બનાવરાવેલા સુંદર સુંદર ઘાટ છે, જેનાથી નગરની શોભા અનેકગુણી વધી ગઈ છે. આ ઘાટ-મંડિત નદીનો વિશાળ પટ જોતાં કાશીમાં ગંગાજીનો કિનારો અને તે ઉપરના ઘાટોનું સ્મરણ થાય છે.

ઘાટ ઉપર કંઈ કંઈ સુંદર દેવમંદિર ઊભાં થયેલાં છે. આ મંદિરોમાં 'અહલ્યાબાઈનું સમાધિમંદિર' તથા 'રાજરાજેશ્વર'નું મંદિર બહુ પ્રસિદ્ધ છે. રાણી અહલ્યાબાઈના સમયમાં મહેશ્વર એ હોલ્કર રાજ્યની રાજધાની હતું. એ જમાનામાં આ નગર બહુ સમૃદ્ધ અને વૈભવસંપન્ન હતું. જ્યારથી યશવંતરાવ હોલ્કરે ઈંદોરને રાજધાની બનાવી ત્યારથી મહેશ્વરની જાહોજલાલી પરવારી ચૂકી; અને નગરીમાં ઝાંખપ આવી !

મહેશ્વરમાં સુંદર સાડીઓ બને છે અને તે 'મહેશ્વરી સાડી' તરીકે દેશભરમાં મશહૂર છે અહીં હાથસાળનું કામ સુંદર બને છે

મહેશ્વરના પ્રાચીન ટીંબાઓમાંથી મોહન-જો-ડેરોના સમયને મળતા આવતા માટીકામના અવશેષો પ્રાપ્ત થયા છે તે ઉપરથી પ્રાચીન માહિષ્મતીનું પગેરું તેના આજુબાજુમાંથી મળી આવવા સંભવ છે એમ પુરાતત્ત્વવેત્તાઓને લાગે છે

**સહસ્રધારા**. મહેશ્વરથી આગળ, માત્ર નવું માઈલ ઉપર જ 'સહસ્રધારા' નામનું સુંદર સ્થાન આવે છે નર્મદાનો પ્રવાહ મોટી મોટી શિલાઓ અને બેટમાંથી વહેતો આવે છે તેથી તેનો પ્રવાહ સહસ્રધારાએ વહેતો દેખાય છે, અને તેથી જ એનું નામ 'સહસ્રધારા' પડ્યું છે કહેવાય છે કે આ જગા ઉપર બળવાન સહસ્રાર્જુને પોતાની હજાર ભુજાઓ વડે નર્મદાના પ્રવાહને રોકવાનો પ્રયત્ન કર્યો હતો તે કારણથી નર્મદાનો પ્રવાહ હજાર ધારામાં વહેંચાઈ ગયો હતો ઉનાળામાં પણ આ ધારાઓ સ્પષ્ટપણે વહેતી દેખાય છે ત્યાંનું દૃશ્ય ખૂબ મનોહર લાગે છે

હૈહયોના સમયવાળી પ્રાચીન માહિષ્મતી નગરીના સ્થાનનિર્ણયનો પ્રશ્ન આજે વિદ્વાનો પાસે છે કેટલાકનો મત છે કે એક જ નામની બે નગરીઓ વસેલી હતી એમાંથી એક છેક અયોધ્યાના રામચંદ્રના જમાનાની અને બીજી, મહાભારતકાળ પછી ત્યાંથી સદીમાં નિર્માણ થઈ હતી

રામાયણમાં ઉત્તરકાંડમાં માહિષ્મતીનું વર્ણન આવે છે કાર્તવીર્ય અર્જુન સાથે લડવા માટે રાવણ ત્યાં ગયો હતો પરંતુ ત્યાં તે ન હોવાથી નર્મદા નદી પાસે ગયો અને ત્યાંથી એને વિંધ્યાચળ ઓળંગવો પડ્યો હતો માહિષ્મતી નગરીથી થોડેક દૂર હતી અને વિંધ્ય પર્વત માળાથી તે ઘેરાયેલી હતી

માહિષ્મતીનગરીના વર્ણનમા એવી એક હકીકત આવે છે કે 'વસુ-રેતસ' નામે પ્રવાહી અગ્નિ ત્યા હતો અને એ અગ્નિ આજુ બાજુ ઉગેના વાસ તથા વાસના ગાઢ જગતમા હતો આ પ્રવાહી અગ્નિનુ આખુ વર્ણન, એક શાંત થઈ ગયેલા જ્વાળામુખીના વર્ણન સાથે બરાબર મળતુ આવે છે-જેમાનો લાવાનો રસ હવે કાળે કરીને ઠરવા લાગ્યો છે. શાંત થઈ ગયેલા જ્વાળામુખીનુ આવુ કોઈ સ્થળ આપણે શોધવુ હોય તો તે નર્મદાની ઉત્તરે પદરથી વીસ માઇલ સુધીમા જ હોવુ જોઇએ એવા અનુમાન પર આવવા કારણ છે

મહેશ્વર શહેરથી થોડાક માઇલ દક્ષિણમા સહસ્રધારા આગળનો જળરોધ-એ એવી જગા લાગે છે જ્યા સહસ્રાર્જુને નદીના પાણીને રોકીને મોટો એવો બધ બાધવાનો પ્રયત્ન કર્યો હોય આવુ સ્થાન અર્જુનની રાજધાનીથી થોડાક કલાકની મુસાફરીથી પહોચાય એવુ નજીક હોવુ જોઈએ, કારણ કે 'ઉત્તર કાડ'ના વર્ણન પ્રમાણે, અર્જુનને રાજધાનીમા દીઠો નહિ ત્યારે રાવણને, ત્યાથી પાછા ફરતી વખતે નર્મદા બહુ દૂર નહોતી આજ માહિષ્મતીનો તથા હૈહયોના બીજા કેન્દ્રોનો પરશુરામે નાશ કર્યો હતો

માહિષ્મતીનો ફરીનાર ઉલ્લેખ 'હરિવશ'મા તથા 'વિષ્ણુ પુરાણ' અ ૩૮ મા, મુચુકુન્દના પરાક્રમો વર્ણવતી વખતે આવે છે અહી આપેલા વશાનુક્રમ પ્રમાણે, શ્રીરામચન્દ્રથી બે ત્રણ પેઢી પહેલા મુચુકુન્દ ત્યા રાજ્ય કરતો હતો આ રાજાએ નગરી વસાવવા માટે યોગ્ય સ્થળની શોધ બના થા પછી, નર્મદાના કિનારા ઉપર જ એક જગા પસદ કરી હતી

'હરિવશ' પ્રમાણે મુચુકુન્દે નદીનો કોઈ જનપદ દુરસ્ત કરાવ્યો અને બે નગરી વસાવી એક નદીને ઉત્તર કિનારે, બીજી દક્ષિણ કિનારે માહિષ્મતી, નદીના દક્ષિણ કિનારા ઉપર હતી આ માહિષ્મતી ઈન્દોર રાજ્યની હદમા આવેલુ હાલનુ 'મહેશ્વર' જ હોવુ જોઈએ એમ લાગે છે

મહાભારતકાળની 'માહિષ્મતી' માટે મહાભારતમાં બે ઠેકાણે માહિષ્મતીના ઉલ્લેખો મળે છે: રાજસૂયયજ્ઞ માટે રાજાઓને જીતવા સહદેવ બહાર નિકળ્યો ત્યારે, અને અર્જુન યજ્ઞના ઘોડાની પાછળ પાછળ તેના રક્ષણ માટે નિકળ્યો ત્યારે,—બન્નેએ માહિષ્મતી નગરી જોઈ હતી. પરંતુ તે માટે તેઓ અવંતીરાજને હરાવી તરત માહિષ્મતી પર ચાલવાને બદલે, તેઓ પહેલાં પૂર્વ તરફ વળ્યા, વિંધ્ય અને સાતપૂડાને ઓળંગ્યા અને પછી કિષ્કિંધા અને પાંડ્રોને જીત્યા પછીથી ઉત્તર તરફ આવતાં માહિષ્મતીમાં પહોંચ્યા હતા.

માહિષ્મતીના તે પછીના ઉલ્લેખો બૌદ્ધ સાહિત્યમાંથી મળે છે: 'સુત્તનિપાત' માં, કેટલાક બ્રાહ્મણો પ્રતિષ્ઠાનથી પાટલીપુત્ર જતાં રસ્તામાં માહિષ્મતીમાંથી પસાર થયાનો ઉલ્લેખ છે. એ ગ્રંથમાં આવતી કથામાં પ્રતિષ્ઠાન અને ઉજ્જૈનની વચમાં માહિષ્મતી આવ્યાનુ સૂચન મળે છે. તે પછી ઘણા સૈકાઓ બાદ, શ્રી શંકરાચાર્યે તે સમયે માહિષ્મતીમાં રહેતા મંડનમિશ્રને વાદમાં હરાવ્યાનો ઉલ્લેખ મળે છે. આ સંબંધી હજી મતભેદ છે.

મુચુકુન્દની માહિષ્મતીમાં પરદેશી સંસ્કૃતિઓના સંમિશ્રણનાં સ્પષ્ટ ચિહ્નો મળી આવે છે. મુચુકુન્દને 'યદુનો વંશજ' કહ્યો છે; પણ તે અસંખ્ય પેઢીઓ પહેલાં થયો હશે એમ લાગે છે. અયોધ્યાના રાજકુમાર હર્યશ્વને તેના મોટા ભાઈએ રાજ્ય બહાર કાઢ્યો ત્યારે તે પોતાના સસરા મથુરાના મધુ પાસે ગયો. મધુએ તેને દત્તક લીધો; અને પશ્ચિમ કિનારા ઉપરનો પોતાના રાજ્યનો થોડોક ભાગ તેને આપ્યો. આ હર્યશ્વને જે ભાગ આપ્યો હતો તે આનર્તનો ઉચ્ચ્ડ અને પહાડી મુલક-જેમાં પ્રજાજન તરીકે બહુધા ભીલો જ હતા-તે હતો.

પરશુરામે માહિષ્મતી અને તેના શાસકોનો એકવીસ વાર નાશ કર્યા પછી, એ નગરીનુ નામનિશાન રહ્યુ સંભવતુ નથી: છેક શ્રીકૃષ્ણના

સમયમાં ફરીથી એ નગરીનો ઉલ્લેખ મળી આવે છે. આ બીજી સાદિ-બાતી હોવી જોઈએ. દશરથ પછી અને મહાભારત યુદ્ધ પહેલાં પાંચસો-છસો પહેલાં આ નગરી સ્થપાઈ હોય.

મુચુકુન્દની કથામાંથી બીજું એક પરદેશી તત્ત્વ દષ્ટિગોચર થાય છે. એ જ એકલો એવો રાજા વર્ણવ્યો છે કે જે અત્યંત શ્રમિત થવાથી શાંતિભરી નિદ્રા ઝંખતો હતો; અને તેથી એ એક ગુફામાં જઈને નીરાતે ઊંઘ લઈ રહ્યો હતો. એણે ઊંઘી જતા પહેલાં એટલું પણ જાહેર કર્યું હતું કે 'જો કોઈ મને મારી નિદ્રામાં ખલેલ પહોંચાડશે તે મૃત્યુ પામશે !'

તે પ્રમાણે, જ્યારે કાલયવન શ્રીકૃષ્ણ પાછળ પડ્યો ત્યારે, મુચુકુન્દ ઉપર કૃષ્ણે ઓરાઢેલું પીળું પીતામ્બર જોતાંવેંત, કાલયવનને લાગ્યું હતું કે કૃષ્ણ ત્યાં નીરાતે ઊંઘ લઈ રહ્યા છે. તેથી તેણે તેમને લાત મારતાંની સાથે કૃષ્ણને બદલે ત્યાં સૂતેલા મુચુકુન્દ ઊંઘમાંથી સાચેસાચ ઊભા થયા; અને તેમની ક્રોધાળ નજરમાંથી ઝરતા અગ્નિથી કાલયવન બળીને ભસ્મ થઈ ગયો—એવી કથા છે.

માહિષ્મતી માનવામાં આવે છે આજે ભરુચ છે ત્યાં માહિષ્મતી હતી એવો મત શ્રી ક મા મુનશી ધરાવે છે

કવિ ન્હાનાલાલે 'વિશ્વગીતા' માં 'માહિષ્મતીના શાસ્ત્રમથન' નામે બીજા અંકનો બીજો પ્રવેશ, મંડનમિશ્ર તથા શંકરાચાર્ય વચ્ચે જે વાદવિવાદ થયો હતો અને જેમાં મંડનમિશ્રની પત્ની ભારતી મધ્યસ્થ બની હતી–તે પ્રસંગ ઉપર ગૂંથ્યો છે એમાંનુ પનિહારીઓનું ગીત તત્ત્વચર્ચાનું સૂચન કરે છે —

> 'સખિ ! આવે-આવે ને ઑસરે પાણી । કેમ ભરિયે ?
> એવા માહિષ્મતીના નીર, પાણીડાં કેમ ભરિયે ?
> o o o o
> સખિ ! આવે આવે ને ઊભરે, પાણીડાં કેમ ભરિયે ?
> એવા આત્માની નદીઓના નીર, પાણી । કેમ ભરિયે ?

—આમ 'શ્રી શંકર દિગ્વિજય' નામે સંસ્કૃત મહાકાવ્યમાં વર્ણવેલા પ્રસંગને આધારે કવિ ન્હાનાલાલે માહિષ્મતીમાં જે શાસ્ત્રમંથન થયાં તે પ્રસંગને અહીં સંભાર્યો છે અનુમત આ માહિષ્મતી તે વર્તમાન ભૂગોળમાંનુ કયું સ્થાન, તેનો નિર્ણય એમની દૃષ્ટિએ અપ્રસ્તુત હતો તેથી તે પર કંઈ પ્રકાશ પડતો નથી છતાં મંડનમિશ્રનું ઘર પૂછતા યુવાન યતિરાજ શંકર આવે છે તેને નગરસ્ત્રીઓ જે એંધાણી આપે છે કે જ્યાં પાંજરામાં પૂરેલી મેનાઓ પંક્તિનો શાસ્ત્રાર્થ સાંભળી તેનો જ ઉચ્ચાર કર્યા કરે છે તે ઘર પારખવું સમજવું આવી એંધાણી તે યુગની જ્ઞાન-ઉપાસનાની ખૂબ સૂચક છે

> 'स्वतः प्रमाणं परतः प्रमाणं ?' कीरांगना यत्र गिरं गिरन्ति ।
> द्वारस्थनीडान्तरसन्निरुद्धा —जानीहि तन्मण्डनपण्डितौकः ॥
> 'जगद् ध्रुवं स्याज्जगदध्रुवं स्यात् ?' कीरांगना यत्र गिरं गिरन्ति ।
> फलप्रदं कर्म ? फलप्रदोऽजः ? जानीहि तन्मण्डनपण्डितौकः ॥"

આશ્રમ હતો એમ પુરાણમા છે (સ્કદપુરાણ, રેવાખડ અ ૬૩) નાગેશ્વરની 'ઠગી મા માનવાના સુનતાન બાઝ બહાદુરશાહની હિંદુપત્ની રૂપમતીના ગુરુ નિવાસ કરતા હતા અહીથી એક અખડ દીપ બળતો રાખવામા આવતો હતો તેનો પ્રકાશ ત્યાથી અઢાર માઈલ દૂર આવેલા માડવગઢ (સ मण्डपदुर्ग, પ્રચલિત નામ मडु) સુધી દેખાતો હતો રૂપમતી હમેશ એ દીપનુ દર્શન કરતી હતી એમ કહેવાય છે

**માડવગઢ :** માડવગઢથી નર્મદા દૂર છે, છતા ત્યા 'રેવાકુડ' નામે જગા છે ત્યા, નર્મદાજીનુ જ ઝરણુ આવ્યા કરે છે એમ કેટનાક લોકોની માન્યતા છે ધારાનગરથી માડવગઢ સુધી પાકી સડક છે ધારથી માડૂ બાવીસ માઈલ દૂર છે બી બી સી આઈ ના મ્હઉ સ્ટેશનથી ધાર ચોવીસ માઈલ છે મ્હઉ સ્ટેશનથી તેમજ ધારથી માડવગઢ જવા મોટર મળે છે

માડવગઢમા મુસનમાની યુગની કઈક સુદર ઇમારતો છે સને ૧૪૦૫ મા માળવાના સુનતાને માડવગઢને રાજધાની બનાવી હતી સને ૧૫૩૪ મા એ ગઢ હુમાયુના કબજામા આવ્યો હતો સને ૧૫૬૪ અને ૧૫૯૮ મા સમ્રાટ અકબર અહી થોડા દિવસ રોકાયા હતા ૧૬૧૬ ના જહાગીર પણ અહી આવ્યો હતો

મરાઠી અમનની શરૂઆતમા સને ૧૭૩૨થી, એ સ્થાન ધાર રાજ્યને આધીન છે અહી મુસનમાન સુનતાનોના વખતનો હિંડોના મહેલ,' 'જહાજ મહેલ,' 'બાઝ બહાદુર તથા રૂપમતીનો મહેલ,' 'જુમ્મા મસ્જિદ' તથા 'હોસગશાહની કબર'-એટલા સ્થાન આજે તો ખડેરના રૂપમા નજરે પડે છે ! માડવગઢની આસપાસ બાવીસ માઈલના ઘેરાવામા ચારે તરફ કિલ્લો આવી રહ્યો છે—જે ઠેકઠેકાણેથી તૂટેલો છે અહી કેટલાક તળાવ પણ છે

" રેવા–કુંજે, વિન્ધ્યનિકુંજે
વનમાં, જનમાં, રણમાં :
જીવનજંગ જીતી, ગુંજે સદા મુજ
રસિયોજી રસગણમા :
ફૂલડાં ! જજે – જજે રે,
પ્યારા પ્રીતમનાં પગલાંમાં— "

રૂપમતી ઉચ્ચારે છે કે આજે 'સુલતાન બાઝ બહાદુર ને નાણી રૂપમતીના વીરત્વ ને સૌંદર્યનો લગ્નોત્સવ છેઃ નર્મદાની વનકુંજે ગાજતી, વિંધ્યાટવીની ગિરિકન્દરાઓ ગાજતી–એમ ગાજશે સદા, અમ પ્રેમગીતોથી પ્રેમીઓનાં હૈયામાની ગુફાઓ–'' આજે એ ઇતિહાસકથાના પડધા મંડુનાં ખંડેરોમાં સંભળાય છે!

શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહે 'રૂપમતી' ની અપ્રતિમ ઐતિહાસિક નવલકથા, ત્યાંનાં સ્થળોના પ્રત્યક્ષ નિરીક્ષણ બાદ રચી છે. તે જિજ્ઞાસુએ અવશ્ય વાંચવા જેવી છે.

નર્મદાજીનો પ્રવાહ આગળ જતાં ઘોર જંગલમાથી પસાર થાય છે. પહાડી ભેખડો અને ખીણોમાંથી નદીનો પ્રવાહ વહ્યો જાય છે અહીંથી ઇંદોર રાજ્યનો પુરાણો 'નેમાડ પ્રાંત' સમાપ્ત થાય છે.

પર્વતો અને ભેખડોને લીધે આ સ્થળથી આગળ, છેક તીલકવાડા સુધી, હોડીઓ જઈ શકતી નથી. 'હરણ ફાળ' સુધી આવતા નર્મદા નદીનો પ્રવાહ, તેના ઉગમસ્થાનથી ગણતા, છસો માઈલ જેટલો લાંબો થાય છે. તે પછીનો લગભગ અઢીસો માઈલનો નર્મદાનો ગૌરવપૂર્ણ પ્રવાદ ગુજરાતના સીમાડાથી આરંભી છેક સાગર–સંગમ સુધી વિસ્તરેલો છે.






ખડ ૨ : ૫, જુઓ પૃષ્ઠ ૧૨૯ — મહેશ્વર થી માંડવગઢ

૬

## હરણફાળથી શૂલપાણ

નર્મદાનો આગળનો માર્ગ પર્વત અને ઘોર જંગલનો છે. નર્મદાની બન્ને તરફ ઊંચી ઊંચી ભેખડો આવી રહેલી છે. માર્ગમાં ઊંચે પર્વતશ્રેણિઓની શોભા તથા નીચે વેગથી વહેતી અને નિર્જન વનને કલકલ અવાજથી ભરી દેતી એવી તેની પ્રવાહધારાનુ દશ્ય બહુ સુંદર લાગે છે.

**હતનીસંગમ** : નર્મદાના ઉત્તર તટ ઉપર 'હતની નદી'નો સગમ થાય છે. તે નદી અલીરાજપુરની હદમાથી વહેતી આવે છે, અને વડીલ બહેનના સંગાથમા પોતાની જાતને સમાવીને કૃતાર્થ બને છે! અહી 'વૈજનાથ મહાદેવ'નું મંદિર છે. આ સ્થળે પ્રાચીન કાળમા પાડવો અને અનેક ઋષિઓએ વનવાસ દરમિયાન યજ્ઞો કર્યા હશે, તેની સુગંધી ભસ્મ આજે પણ કિનારાઉપરથી મળે છે. રસ્તો પહાડી છે.

નદીને દક્ષિણ કાઠે બરવાની રાજ્યની હદ શરૂ થાય છે, જેની સાથે આગળ જતા પશ્ચિમ ખાનદેશની હદ જોડાય છે, અને તે પછી કાઠિયા રાજ્યની સરહદ મળે છે. આખો પ્રદેશ રાની છે. કાઠિયા રાજ્યને કેટલાક 'કાઠી રાજ્ય' અથવા 'કાઠિ રાજ્ય' તરીકે ઓળખાવે છે.

**હાપેશ્વર** . નર્મદાના ઉત્તર કિનારા ઉપર, હતની સગમથી લગભગ બાવીસ માઈલ ઉપર હાપેશ્વર' અથવા 'હાફેશ્વર'નુ' તીર્થસ્થાન આવે છે. આ સ્થાન જૂના છોટાઉદેપુર રાજ્યમા છે. રાજ્ય તરફથી પરકમ્માવાસીઓને અહીં અન્ન મળે છે. આસપાસનો માર્ગ પહાડી તથા જંગલી છે. છૂટા છવાયા પહાડી ગામડા વસેલા છે રોજના સાત આઠ માઈલનો પ્રવાસ ખેડયા પછી પરકમ્માવાસીઓ અહીં વિશ્રામ મેળવે છે.

હાંફેશ્વરને 'વસિષ્ઠસંહિતા (અ ૨૪)માં 'હંસતીર્થ' કહ્યું છે

અહીંની નિસર્ગ-શોભા અનોખી છે પર્વતની એક ટોચ ઉપર હાંફેશ્વર મહાદેવનું પ્રાચીન શામનાનું એક સુંદર તથા વિશાળ મંદિર આવેલું છે આ મંદિરની ટોચ ઉપરથી આજુબાજુની ગિરિમાળા ધનુષ્યાકૃતિમાં ગોઠવાઈ હોય એમ સુંદર દૃશ્ય રજૂ કરે છે

**શૂલપાણીશ્વર** હાંફેશ્વરથી થોડે દૂર દેવની ગામ છે ત્યાં 'ભાણગંગા નદીનો સંગમ થાય છે તેનાથી આગળ જતાં મિંઢરી નદીનો સંગમ આવે છે આ મિંઢરી-સંગમથી બન્ને કાંઠે સઘન ઝાડી શરૂ થાય છે ઝાડી તથા પર્વતની ટેકરીઓમાંથી પસાર થતો માર્ગ વીંધીને ચાલતા ચાલતા નર્મદાના દક્ષિણ કાંઠે ભૃગુપર્વત ઉપર શૂલપાણીશ્વર તીર્થ આવે છે

સૌથી વડીલ અને માતબર એની લોકમાતા ગણાય છે તેનો પરિચય લગભગ શૂલપાણીશ્વર (સૂરપાણ)થી થવા માંડે છે.

સૂરપાણ : 'સૂરપાણ' ચાણોદથી પૂર્વમાં પચીસેક માઈલ થાય. ચાણોદથી સવારે સાત વાગ્યે મોટર–બોટ નિકળે છે તેમાં પ્રવાસ કરી શકાય છે. સવારને વખતે નદીની સફર કરવામાં ઠીક મઝા પડે છે. નર્મદા નદીના ખળખળ વહેતા પાણી, તેના ઉપર ઊગતા સૂર્યનાં પડતાં કિરણ, બે બાજૂએ ઊંચી ઊંચી ભેખડો અને તેના ઉપરના હરિયાળા ખેતર– એ સૌ રમણીય દશ્ય ખડું કરે છે. બોટ દસ વાગે તિલકવાડા પહોંચે છે.

તિલકવાડા : તિલકવાડા ચાણોદથી દસ માઈલ છેટે છે. મોટર– બોટ ત્યાં સુધી જ જાય છે. આગળ જવા માટે આપણે પનાઈ કરવી પડે છે. પનાઈની સફર મોટર–બોટની સફરથી જુદી જ લાગે છે. મોટર– બોટ ઝડપથી ચાલે છે, અને પનાઈ ધીરે ધીરે ચાલે છે. મોટર–બોટ એન્જિનથી ચાલે છે, અને પનાઈ સઢ તથા હલેસા વડે ચાલે છે. વળી પવન ન હોય અને કોઈક વખતે સામા વહેણે જવાનું હોય તો માછીઓ પનાઈને દોરી બાંધી ખેંચે છે.

ગરુડેશ્વર : એક વાગે ગરુડેશ્વર પહોંચાય છે ગરુડેશ્વરમાં 'ગરુડેશ્વર મહાદેવ'નું રમણીય મંદિર છે. ત્યાં પાણી ઘણા છીછરા છે અને નદીનો પટ ઘણો મોટો છે. માણસો, ગાડા, ઢોર વગેરે ત્યાં આગળ નદી ઊતરી શકે છે. ગરુડેશ્વર વિસામો ખાધા પછી નમતા પહોરે ત્રણેક વાગ્યાને સુમારે પ્રવાસ આરંભાય છે. આજુબાજુનો રમ્ય દેખાવ જોતા જોતા, સાંજે 'ગોરાઘાટ' પહોંચાય છે. ત્યાં રાત ગાળવી ઠીક પડે છે.

હરણફાળ : બીજે દિવસે સવારે વહેલા નિકળવાથી અનુકૂળતા રહે છે. થોડીક વારે 'કાળ ભૈરવ'નું સ્થાન આવે છે ત્યાંથી નદીના બન્ને કિનારે સાતપુડાના ડુંગરોની હાર શરૂ થાય છે, અને નદીનો પટ સાંકડો થતો જાય છે. એક ઠેકાણે તે એટલો બધો સાંકડો છે કે મોટી ફાળ ભરતું

હરણ એક કૂદકે તેને કૂદી જઈ શકે તેમ લાગે છે. અને તેથી તે જગાને ‘હરણફાળ’ કહેવામા આવે છે બન્ને બાજુ ઊંચી ઊંચી ભેખડોની વચ્ચેથી—માત્ર એકજ હોડી પસાર થઈ શકે—એક હરણની ફાળથી ઓળંગી જવાય એટલી—સાંકડી નેળમાંથી જ્યારે હોડી પસાર થાય છે ત્યારે, ખરેખર અદ્ભુત લાગે છે

એ જગાએ પાણી ઘણા ઊંડા છે અને ધીમા વહે છે. ત્યાંથી નજીક માર્ગને દૂર જઈએ એટલે ‘વૂ’ ‘વૂ’ અવાજ સંભળાવા લાગે છે બધાને થાય છે કે અવાજ સુરપાણના ધોધનો જ હોવો જોઈએ.

અગીઆર વાગે સુરપાણના ધોધ આગળ પહોંચાય છે. ત્યાં ઊંચા ઢાળ ઉપરથી પાણી જોસભેર વહે છે. પડતા પાણીનો અવાજ, પાણીના પડવાથી થતું ફીણ, અને તેના ઉપર સૂર્યના કિરણોથી થતા જુદા જુદા રંગ અનહદ આનંદ આપે છે. આપણને તો ઘણી વખત સુધી જોયા કરવાનું મન થાય છે.

વિસામો લીધા પછી શૂલપાણીશ્વર મહાદેવના દર્શન કરવા જવાનું

સૂરપાણથી પાછા ફરતાં નદીનું વહેણ પનાઈ ને મદદ કરે છે. તેથી આંબોદ પાછા આવવું સુગમ અને ઝડપી બને છે.

નર્મદાજી ગુજરાતની હદમાં પેસતાં જ પથ્થરોને ભાંગી નહીં, 'સૂરપાણનો ધોધ' રચે છે. સૂરપાણ જવા માટે ઉપર કહ્યું તેમ, આંબોદથી રીઢી પનાઈ કરીને જઈ શકાય છે : અથવા પહેલાં આંબોદથી સામે કિનારે 'ગોમચા' જવું પડે છે. ગોમચાથી નાદોદ અને નાદોદથી ઇન્દ્રવારણા પહોંચતામાં સૂરપાણની હદમાં પહોંચ્યા જેવું જણાય છે.

સામે કિનારે 'ગરુડેશ્વર' છે. ત્યાં વાસુદેવાનંદ સરસ્વતીએ સ્થાપેલું 'દત્તમંદિર' અને તેમના શિષ્ય ઇંદોરની મહારાણીએ બંધાવેલો ભવ્ય પથ્થરનો ઘાટ આવેલો છે અહીંથી જ ગુજરાત પ્રદેશ શરૂ થાય છે. નર્મદાજીના તરંગોને પથ્થરોના લશ્કર સાથે જે પ્રચંડ યુદ્ધ સનાતન ચાલી રહે છે તેનો કોલાહલ ઉપરાઉપરી સંભળાય છે. ઇન્દ્રવારણાથી ચાલતાં ચાલતાં આગળ ગોરા ગામે પહોંચાય છે.

નદીનાં જળમાં ચાલતાં અને થોડેક જતા 'મોખડીનો ઘાટ' આવી પહોંચે છે. એટલે આપણને જાણવા મળે છે કે એ ઘાટ એજ સરૂપાણનો ઘોધ ! સોનું રૂપું ગાળી તેને ઢાળવા માટે, સોની તેને લાળી ઢાળણીમાં રેડે તેમ, રૂપેરી રસ જેવાં પાણી લાળી ઢાળણીમાં રેડાયાં હોય એમ અંધારમાં જોતાં જણાય છે.

પર્વતો ઉપરથી નદીઓ ધીરે ધીરે, પગથિયે પગથિયે ઊતરતી, કે નીચે કૂદી પડતી અને ઘોધ જન્માવતી હિંદમાં જોવા મળે છે, પરંતુ મોખડી આગળનો નર્મદાનો કુદકારો તેને 'ઘોધ' કહેતાં આપણે ખંચાવું પડે છે. કોઈ મોટા પથ્થરોના પગથાર ઉપરથી ધમાકાબંધ કોઈ સુંદરી ઝાઝર ઝમકાવતી ઊતરી રહી હોય એવું દૃશ્ય સરૂપાણ આગળ જોવા મળે છે.

માળવા, ખાનદેશ અને ગુજરાતના ત્રિભેટા ઉપર ઊભા રહી ત્રણેય પ્રદેશનું રક્ષણ કરી રહેલા ભગવાન શૂલપાણિનું શિવાલય 'દેવ નદી' અને નર્મદાના સંગમ ઉપર ધજા ફરકાવતું આખને નિમંત્રી રહે છે.

કવિ પૂજાનાલે 'સરૂપાણના ઘોધ' પર કાવ્ય રચ્યું છે. તેમા કવિ ભવ્ય ઉત્પ્રેક્ષાઓ કરે છે .—

"આ કયાંથી ગગડાટ અંબરમહી ? ના મેઘખંડે દીસે !
વા માઝા મૂકી સિંધુ ફાળ ભરતો આવે ધસી આ દિશે ?
કે વિંધ્યાચળના ભયાનક વને ત્રાડી રહ્યો કેસરી ?
પહાડો યે ધડકે ભરાય. ધડકે ફાટી પડે દિગ્ગજે ?
કે આ પ્હાડી પ્રદેશમા અરિદલો બે સામસામા અડ્યાં
ખાઈમા લઈ આશરો, ખડકના ઓથા તળે મોરચા
માડી, ભીષણ તોયના મૂળથકી વર્ષાવતા મોતને ?
—તેનો આ વડુ ટ–નાદ પડઘા પાડે વનેથી વને !"

નર્મદા આ સ્થળે રમતિયાળ, પણ રૌદ્ર દેખાય છે નદીના પાણી ક્યાક સો સો ફૂટ ઊંડા તો ક્યાક વેતભર છીછરા છે બન્ને કાઠે પહાડો તથા ભયંકર જગ્યાઓની વચ્ચે ઊંડી ખીણમા પથરાઓ ઉપર પછડાતી, ઉછળતી, ઠેકડા મારતી, ગગડા પાડતી નર્મદાની રમણીય ભયના અને ભયકર રમણીયના એ રુદ્રકન્યાને ઘણી આકર્ષક બનાવે છે

અહીં સ્નાન સ્થાપેલુ 'બ્રહ્મેશ્વરલિંગ' છે એ કુંડની દક્ષિણમા ભેપશાયી ભગવાન સ્થાપેલા છે અહીં એક નવીન સિંના છે એનુ પુરાણોમા ખૂબ માહાત્મ્ય વર્ણવ્યુ છે આ સ્થાન ઉપર દીર્ઘતમા ઋષિનો કુત્સહિત ઉદ્ધાર થયો હતો (સ્કદપુરાણ, રેવાખડ અ ૮૫-૯૧, વાયુપુરાણ, રેવાખડ, અ ૬૩-૩) કાશિરાજ ચિત્રસેનને પણ આ સ્થાન ઉપર સિદ્ધિ પ્રાપ્ત થઈ હતી અને ભગવાન શકરે એને પોતાના ગણમા સ્થાન આપ્યુ હતુ

શૂલપાણિમા નર્મદાજીનો પટ સાઠ ફૂટ જેટલો સાકડો બની ગયો છે પાણી મહુ જ વેગથી વહે છે બન્ને કાઠે ઊંચી ઊંચી ટેકરીઓ અને ખડકો દેખાય છે વચમા વચમા સપાટ પથ્થરો આવી રહેલા છે

શૂલપાણિના મદિરની દક્ષિણમા 'ભૃગુતુગ' નામે શિખરની પરિક્રમા કરીને, દેવગગા નદીમા થઈને આવતા 'રુદ્રકુડ' આવે છે ઉત્તરમાથી આવતી દેવગગા જ્યા નર્મદાના જળમા પોતાના જળને ઠાલવે છે તે દૃશ્ય ખૂબ મનોહર છે નદીના સગમો આમે નિસર્ગસુદર લાગે જ છે પરંતુ અહીંના શાન્ત, એકાન્ત અને ભય વાતાવરણમા દેવગગાનો સગમ ઑર માધુર્ય ધારણ કરે છે

પેશ્વા સરકાર અને તેમના મરાઠાઓમાંના ગાયકવાડ, હોલકર, સિંધિયા, ભોંસલે-વગેરેએ હિંદુ તીર્થધામના સંરક્ષણને પોતાની મહત્ત્વની પવિત્ર ફરજ માની હતી. તેમની રાજનીતિને તેટલા પૂરતો તો અનન્ય ધન્યવાદ ઘટે છે.

**શૂલભેદની કથા**: શૂલપાણીશ્વરની સ્થાપના થતા પહેલાંનો ઈતિહાસ સમજાવતા, સ્કન્દ પુરાણમાં (અ. ૪૮) 'શૂલભેદ'ની કથા આપી છે. ત્રિશૂલથી ભગવાન શંકરે પર્વતને ભેદ્યો તેથી એ સ્થાન 'શૂલભેદ' નામથી પ્રસિદ્ધ થયું અને પથ્થર ફોડના નીચેથી જે સ્વચ્છ જલ પ્રગટ થયું તે ઘણું નિર્મળ અને નિર્લેપ હતું. પરંતુ તે જળ ઊંડા કુંડરૂપે હતું. તેમાં શૂલની અણીથી જે રેખા કરવામાં આવી તેમાંથી પછી જલ વહેવા લાગ્યું, અને તે નદીના પાણીમાં ભળી ગયું. આ સ્થળે મોટું 'તીર્થ' બની ગયું.

અહીં 'માનસપૂજા કરવી' એવું વિધાન કરેલું છે.* જલલિંગને જે પુષ્પો ચઢાવવાનું કહ્યું છે તે સ્થૂલ પુષ્પો નહિ પરંતુ અહિંસારૂપી પુષ્પ, ઇંદ્રિયનિગ્રહરૂપી પુષ્પ, દયા-પુષ્પ, ક્ષમા-પુષ્પ, ધ્યાન-પુષ્પ, તપ-પુષ્પ, જ્ઞાન-પુષ્પ અને આઠમું સત્યરૂપી પુષ્પ એમ 'માનસ-પુષ્પ'થી પૂજા કરવી. અને ખરેખર, આવા યમનિયમ સહિત પ્રભુનું ચિંતન થાય તો તે અવશ્ય શુભ ફલદાયી બને તેમાં આશ્ચર્ય શું?

શૂલભેદના પાપનાશી દર્શન માટે શ્લોક છે કે

यथा नदीनदाः सर्वे सागरे यान्ति संक्षयम् ।
तथा पापानि नश्यन्ति शूलभेदस्य दर्शनात् ॥

---

* "प्राजापत्यं तु पाद्यं च शिवपुष्पं तु वामना ।
अहिंसा प्रथमं पुष्पं, पुष्पमिन्द्रियनिग्रहः ॥
तृतीयं तु दयापुष्पं, क्षमापुष्पं चतुर्थकम् ।
ध्यानपुष्पं तपःपुष्पं ज्ञानपुष्पं तु सप्तमम् ॥
सत्यं चैवाष्टमं पुष्पमेभिस्तुष्यन्ति देवताः ।"

સૂરપાણથી થોડેક ઉપરવાસમા, નર્મદાકાંઠાનો કાંટાળ પ્રદેશ–કાંઠિયા પ્રદેશ–નો ભાગ આવે છે. હાથમાં તીરકામઠું અથવા કુહાડી લઈને ફરનાર, નિશ્ચિંત અને નિર્ભય એવા કેટલાયે વનવાસીઓ ત્યાં રહે છે. સંશય આવે તો જીવ લેનાર અને વિશ્વાસ બેસે તો જીવ આપનાર એ કુદરતનાં બાળકોનુ દર્શન, સુધારાનો કાદવ ધોઈ નાખનાર પ્રવાસીને, મંગલસ્નાન જેવું બની રહે છે

'સૂરપાણના સુડા' અથવા 'પોપટ' કહેવાય છે, તે ખરું જોતાં ડુમખલનાં જંગલોમાથી લાવવામા આવે છે

ટૂંકામાં, સૂરપાણ આગળ દેવગંગા નામની નદી નર્મદાને મળે છે, ચોમાસામા કે ચોમાસું ઊતરતા તરત, તે 'ધોધ'નુ ખરું સ્વરૂપ ધારણ કરે છે; 'સૂરપાણનો ધોધ' તે આ નદીનાં પાણીનો જ પ્રવાહ. બાકી ઉનાળામા તો દેવગંગા લગભગ સુકાઈ જાય છે

કરુણા છે, જાય એવા કયા અભાગીને અહીં ભૈરવજપ ખાવાનું મન થયું હશે ?

ગિરનાર પર્વતની આવી એક ભયાનક અને વિકટ શિખરવાળી જગાને પણ 'ભૈરવજપ' અથવા 'ભૈરવજંપ' (જંપ એટલે કૂદકો મારવો તે ઉપરથી) કહીને ઓળખાવાય છે. કવિ ગજેન્દ્ર બુચે 'ગિરનારની યાત્રા'ના કાવ્યમાં લખ્યું છે :—

( દ્રુતવિલંબિત )

" અધવચે શિખ ઉપર આ ઊભો,
ખડક ભૈરવનો ભય પ્રેરતો;
તહિં ચડી પડતું મૂકતા મનો
નૃપતિનું પદ, ભાવના રૂચે
પ્રકૃતિ-પૂજનમાં પણ વાસના ?
મનુજને ઊડવા અવકાશ ના ?
પતન પામરતા કરમ લે વરી ?
પ્રભુ પ્રભુ ! જનતા જડ કાં કરી ? "

'સીતાજીની વાડી' અને 'લક્ષ્મણ વોટરફૉલ' પણ દેવગંગાને કિનારે જ છે. ભાનુમતીનો કુંડ જરા દૂર છે. એક બાજુ ગોહિલોનું રાજપીપળા પૂરું થાય છે, સામે કિનારે કાઠિયા વર્ણનું સંસ્થાન અને ખાનદેશની ભૂમિનો આરંભ થાય છે

કહેવાય છે કે આ, દેવગંગા અને નર્મદાના સંગમસ્થાને બેસી, અશ્વત્થામાએ પશ્ચાત્તાપ કર્યો હતો. અમરત્વ પણ કેટલું બધું કંટાળાભરેલું છે અને વૈરનો અગ્નિ માથાની ખોપરીને તોડી નાખે છે એની યાદ દેવડાવતા અશ્વત્થામા આ બે નદીઓના સંગમસ્થાને બેસી, કુરુક્ષેત્રના આખાયે યુદ્ધ ઉપર નજર ફેરવતા હશે ત્યારે કેવા અસ્વસ્થ બનતા હશે !

દેવગંગા જેવી તો અનેક નદીઓ રેવાજીમાં વિલીન થતી ગઈ છે. પર્વતમાળામાંથી ઉગમ પામતાં સર્વ ઝરણાં નદી બની જતાં હોત તો ? પણ કુદરતને એ મંજૂર નથી; અને કેટલીયે નાની નાની નદીઓ સાગરને બદલે મોટી નદીને આત્માર્પણ કરીને ધન્યતા અનુભવે છે. માનવજીવન સાથે એનું કેટલું બધું સામ્ય છે !

ડુમખલ : દેવગંગા નદી સાતપુડાની સ્વર્ગસમી અગાશી પરથી ઊતરીને પશ્ચિમ ખાનદેશ અને રાજપીપળા રાજ્યની સરહદ બાંધતી નર્મદાના ખોળામાં આવીને સમાઇ જાય છે. આ દેવનદીએ ઉપરવાડે શૂલપાણની દક્ષિણે દસ માઇલ પર, સાતપુડાનાં શિખરોમાં ત્રીજા શિખર ગણાતા 'ધામણમાલ'ને છાયડે, એક સુરમ્ય પ્રદેશ રચી કાઢ્યો છે. આઠેક ચોરસ માઇલનો વિસ્તાર ધરાવતો એ સમચોરસ પ્રદેશ ચારે બાજુથી પર્વતોની હારમાળાના રચાયેલા એક ગઢથી રક્ષાયેલો છે : અને દેવગંગા તેને વચ્ચેથી ચીરતી નીકળી જાય છે.

આવા આ પ્રદેશની મધ્યમા, દેવગગાના પુનિત તીરે, હજારેક વર્ષ પર એક પાટનગરીના પાયા રોપાયા હતા તેના અવશેષો લગભગ એક માઇલના વિસ્તારમાં દેવગંગાને બંને કાંઠે આજે પડેલા છે.

એ અવશેષોમાં મુખ્ય આટલા છે : (૧) પથ્થરના ત્રણ મંદિરોના અવશેષો—જેમાનુ એક મહાદેવનુ, બીજું મહિષાસુર-મર્દિનીનુ અને ત્રીજું જૈન તીર્થંકર પાર્શ્વનાથનું કે મૂર્તિઓ વિશાળકાય છે. (૨) નજીકની એક ટેકરી પર ઈંટોની બાંધણીના રાજપ્રાસાદના અવશેષો—જેના પર હાલમા જંગલ ઊગેલુ છે. (૩) વાવો, જેમાની ઘણીખરી દટાયેલી છે. (૪) લગભગ સવાસો જેટલા પાળિયા-જેમાના ઘણા ઉપર લેખો કોતરેલા છે. (૫) રાજાઓ, રાજપુરુષો, રાણીઓ વગેરેની સુંદર કલાપૂર્ણ ચોરસ ખાંભીઓ-જેના ઉપર લેખો કોતરેલા હોવા ઉપરાંત, જે વ્યક્તિઓના સ્મરણમાં તેમને ઊભી કરવામા આવી છે તેમની આકૃતિઓ અને તેમના જીવનના મુખ્ય મુખ્ય બનાવો ચારે બાજુની તકતીઓમા કલાત્મક રીતે આલેખેલા છે.

નાનાં ગણ્યાં હતાં. સં. ૧૩૧૧ માં વીસલદેવે નર્મદા-ખીણમાં દર્ભાવતી –ડભોઇની આગળ વૈદ્યનાથ મંદિરનો ઉર્ણોદ્ધાર કરાવેલો તેના શિલાલેખની પ્રશસ્તિ નાંદીપુરના એક વિદ્વાન બ્રાહ્મણ પ્રહ્લાદે લિપિબદ્ધ કરી હતી.

નાંદીપુર—નાદીપુર અથવા નાંદીપદ—નાંદોદ એ પહેલાં વિદ્વાન બ્રાહ્મણોનું કેન્દ્ર હતું. છેક માળવામાં પરમાર રાજા મુંજના તામ્રપત્રોમાં લાટ દેશની તત્કાલીન પાટનગરી તરીકે નાંદીપુરીના વિદ્વાન બ્રાહ્મણોનું સન્માન થયાની નોંધ મળી આવે છે.

કુમખલની કલાકારીગીરી વૈદ્યનાથ મંદિરના ઉર્ણોદ્ધારના સમયની જ જણાય છે.

લગભગ આ જ અરસામાં દેવગિરિના યાદવ રાજા સિંઘણે નર્મદાને તટે અને ભરુચને આગળે ગુજરાત પર આક્રમણો કરેલાં. મંત્રી તેજઃપાલે નર્મદાને દક્ષિણ કાંઠે કુબેરેશ્વરમાં બ્રાહ્મણો માટે મઠો બંધાવેલા–તેનો ઉલ્લેખ ત્યાંના શિલાલેખમાં છે

આ કુમખલનો ઇતિહાસ કહ્યું વાયેલાના પતન પછી પલટાઈ ગયો. મુસ્લિમ આક્રમણો દેશભરમાં થયાં. તેની અસર કુમખલના રાજ્યતંત્ર પર પણ થઈ. લાટના મંડલેશ્વર ચાચિગદેવના વંશજોએ સ્વતંત્ર રાજ્ય નાંદીપુરીમાં જમાવ્યું, ને પછી ચોકક કાળે ચાહમાન વંશના રજપૂતોએ તેનો કબજો કર્યો. એ વંશનો રાજા ઉદયસિંહ બહુ પ્રતાપી થઈ ગયો. તેનો રાજ્ય-વિસ્તાર છેક વડોદરા—નર્મદાના ઉત્તર ભાગ સુધી વિસ્તરેલો હતો. વરણામા, કોરલ અને તણખલામાંથી ઉદયસિંહના શિલાલેખો મળી આવ્યા છે, અને શૂલપાણ, બોરઉતાર તથા કુબેરેશ્વરમાંથી પણ એ રાજવીના શિલાલેખો મળ્યા છે.

સુલતાન અહમદશાહે સને ૧૪૩૧ માં નાંદોદ લહેર લઈ તેનો નાશ કર્યો. ત્યારથી રાજપીપળાના રાજા પશ્ચિમ ખાનદેશ તથા રાજપીપળાના ડુંગરી મુલકમાં સ્વતંત્રપણે રાજ્ય કરતા હતા. મોગલ સત્તાના અંત-

કાળમાં એટલે સને ૧૭૫૪માં રાજપીપળાના રાજાએ નાંદોદ પાછું જીતી લીધું ત્યાર પછી એ ગાયકવાડના તાબામાં ગયા

પિંડારાએ ૧૭૭૩માં એ સંસ્થાનના મુલકમાં કેટલાક જિલ્લા દબાવ્યા અને દામાજી ગાયકવાડે ખંડણી લેવા માંડી સને ૧૮૨૦માં તેને અંગ્રેજે કબજે કરી, રાજપીપળા ગાદીના વારસદારને સોંપ્યું તે છેક દેશી રાજ્યોના વિલીનીકરણની ઘડી આવતા સુધી તેમના તાબામાં રહ્યું આ રીતે નર્મદાના દક્ષિણ કાંઠાના રાજ્ય-વહીવટનો ઇતિહાસ છે

**માર્કંડેયની ગુફા :** ભૃગુતુંગ શિખરની તળેટીમાં આવેલા કુંડની પાસે સાત ચિરંજીવીઓમાં જેમની ગણના થાય છે એવા માર્કંડેય ઋષિની ગુફા છે અહીં તેમણે તપ કર્યું હતું એમ કહેવાય

કોઈ ચડતા ઊતરતી જગાવાળાં પગથિયાં ઉપરથી પાણીનો પ્રવાહ પછડાઈને વહી આવતો હોય એવું દૃશ્ય અહીં જોવા મળે છે. રમતગમત જોવાનાં 'એમ્ફીથિયેટરો'માં જેવી રીતે ચડાઊતરી પગથિયાં બનાવેલાં હોય છે તેને આબેહૂબ મળતું આવતું આ જગાનું સામાન્ય દૃશ્ય જણાય છે. માર્ગ ઘોર જંગલનો છે; દેખાવ ખૂબ સુંદર છે.

**ઉલૂકતીર્થ** : મોખડીથી ચાર માઈલ દક્ષિણ કિનારે 'ઉલૂકતીર્થ' નામના જગા છે. આ તીર્થના સંબંધમાં વાયુપુરાણના રેવાખંડમા એક એવી કથા આપેલી છે કે પ્રાચીન કાળમાં એક ઘુવડ (સં. उलूकः હિંદી उल्लू) અહીં રહેલુ હતું. એક વખત વનમાં મોટો દવ સળગ્યો. ઘુવડનું શરીર પણ દાઝવા લાગ્યું; અગ્નિના તાપની ગભરામણમાં ઘુવડ નર્મદાજીના પાણીમાં કૂદી પડ્યું જ્યા એનું મૃત્યુ થયું. તીર્થનાં પવિત્ર જળમાં સ્નાન કરી ધન્ય મૃત્યુ પામવાથી, ઘુવડ બીજે અવતાર કાશીના રાજા તરીકે અવતર્યું. પૂર્વજન્મના ઝાંખા સ્મરણને લીધે કાશીરાજે આ તીર્થમાં આવી દાન અને તપ કર્યું તથા સિદ્ધિ પ્રાપ્ત કરી. (વાયુપુરાણ, રેવાખંડ : અ. ૭૭).

ભરુચ આગળના 'શકુનિકા(સમળી)વિહાર'ને મળતી આવતી આ વાત લાગે છે : એ કથા ભૃગુકચ્છના પરિચય પ્રસંગે સંભારીશું.

**ગોરાઘાટ** . ઉલૂકતીર્થથી લગભગ ચાર માઈલ ઉપર 'ગોરાઘાટ' નામનું સ્થાન આવે છે. આ ગોરાગ્રામથી ઉત્તરતટ ઉપરની શૂલપાણિની ઘીચ ઝાડી પૂરી થાય છે. અહીં સુધીનો માર્ગ ઘીચ જંગલનો અને પહાડી છે. રાજપીપળા રાજ્યની રાજધાની નાંદોદથી ગોરા સુધી પાકી સડક છે. મોટર પણ અહીં સુધી આવી શકે છે એટલે શૂલપાણિના યાત્રાળુઓ જે અંકલેશ્વર-જધડિયા થઈને રાજપીપળા-લાઈનદ્વારા આવે છે તેઓને રાજપીપળાથી ગોરા સુધીની મોટર-સર્વીસનો લાભ મળે છે.

☆

૭

# ગરુડેશ્વરથી તિલકવાડા

**ગરુડેશ્વર:** નર્મદાને ઉત્તર કાંઠે ગરુડેશ્વરનો ભવ્ય અને સુંદર ઘાટ છે. ઇંદોરની મહારાણીએ એ ઘાટ બંધાવેલો છે. આ તીર્થમાં આવીને વસેલા વાસુદેવાનંદ સરસ્વતી ગુરુ દત્તાત્રેયના પરમ ઉપાસક હતા. તેમની, એ મહારાણી શિષ્યા હતી. ગુરુની પ્રેરણાથી આ સુંદર ઘાટ યાત્રીઓને ભેટ મળેલો છે.

ગરુડેશ્વર એ રાજપીપળા રાજ્યનો એક મહત્ત્વનો તાલુકો હતો. આજુબાજુની છૂટી-છવાઈ ભીલ વસ્તીને મુકાબલે એ સ્થાન આબાદ લાગે છે. ગામમાં પોષ્ટ ઓફીસ, નિશાળ, દવાખાનું, ચૉરો વગેરે છે. એટલે ગુજરાતની સરહદમાં નર્મદાનો પ્રવાહ દાખલ થાય છે ત્યારથી જો વસ્તીને હીસાબે ગણત્રી કરિયે તો, પહેલું વસેલું અને વસવાયોગ્ય સ્થાન આ ગરુડેશ્વર છે.

'ગરુડેશ્વર' નામ પડવા માટે વાયુપુરાણ, રેવાખંડના ૮૧ અને ૮૩ મા અધ્યાયમાં આખ્યાયિકા આપેલી છે. એક વખત ગજાસુર દૈત્યને લઈને ગરુડ આકાશમા ઊડી ગયો; અને નર્મદાના કાંઠાની આ જગાપરના પર્વતની ટોચપર બેની એ ગજાસુરનું ભક્ષણ કરી રહ્યો હતો. એ દૈત્યની ખોપરી ('કરોટી') નર્મદાજીમાં પડી જવાથી એ દૈત્યનું દિવ્ય રૂપ થઈ ગયું. નવા દેહે ગજાસુરે શંકરની પૂજા કરી અને 'કરોટેશ્વર'ની સ્થાપના કરી. તેથી આ સ્થાન ઉપર સ્નાન, જપ, દાન વગેરે કરવાનુ માહાત્મ્ય મનાય છે.

ગરુડેશ્વરમાં 'દત્તઉપાસના'નો મહિમા સ્થાપન કરનાર શ્રી વાસુદેવાનંદ




ખંડ ૨ · ૭, જુઓ પૃષ્ઠ ૧૫૪

ગરુડેશ્વર થી તિલકવાડા

સરસ્વતી ( ટેંબે સ્વામી મહારાજ ) દક્ષિણમાં સાવંતવાડીમાં સં. ૧૯૧૧માં જન્મ્યા હતા. તેમના પિતા, ભગવાન દત્તાત્રેયના પરમ ઉપાસક હતા. તેને લીધે ન્હાનપણથી એમને દત્તભક્તિ પર પ્રેમ થયો હતો. સં. ૧૯૪૮માં પત્નિનો સ્વર્ગવાસ થયા પછી તેમણે સંન્યાસ ગ્રહણ કર્યો.

સંન્યાસી વાસુદેવાનંદ સરસ્વતી ફક્ત આચારનિષ્ઠ બ્રાહ્મણોને ત્યાંથી જ 'માધુકરી' માગીને નિર્વાહ કરતા હતા. તેમણે શાસ્ત્રોનો સારો પરિચય મેળવ્યો હતો. તે પછી એમણે નર્મદા-કિનારે વિહાર કરવા માંડ્યો, અને તપસ્યા તથા ભજન વગેરેના પ્રભાવથી અનેક ભાવિક જનોમાં દત્તભક્તિના અંકુર જાગ્રત કર્યા; લોકોનાં આધિ, વ્યાધિ અને ઉપાધિ દૂર કરવામાં તેમની પવિત્રતાનો તેમણે ખૂબ ઉપયોગ કર્યો. શ્રદ્ધાળુઓ તેમને 'દત્તનો અવતાર' માનવા લાગ્યા.

**અકતેશ્વર :** ગરુડેશ્વરથી, નર્મદા નદીને ઉત્તરકાંઠે એક માઈલ દૂર અકતેશ્વર ગામ વસેલું છે. અહીં અગત્સ્યઋષિએ વિંધ્યાચલ પર્વતને વધતો રોક્યો હતો. અગત્સ્યઋષિએ સ્થાપેલા 'અગસ્ત્યેશ્વર મહાદેવ'નું અહીં પ્રાચીન મંદિર છે. (વાયુપુરાણ, રેવાખંડ : અ. ૮૩. ૮૫).

ગામની હદમાં જ 'કેદારેશ્વર મહાદેવ'નું મંદિર છે. એના સંબંધમાં નીચે પ્રમાણે કથા પ્રસિદ્ધ છે : આંધ્રદેશમાં રહેનારા શાંડિલ્ય ઋષિ કેદાર જવાને માટે ઉપવાસ કરતા કરતા આ સ્થાનપર આવી પહોંચ્યા. થાકી જવાને લીધે નર્મદાના તટ પર એમને ઊંઘ આવી ગઈ. સ્વપ્નમાં જેમની ઝંખના થયા કરતી હતી તે, શ્રી કેદારનાથજીએ તેમને દર્શન આપ્યાં; અને જાણે કહ્યું કે "હું તારે માટે આ સ્થાન પર આવી ગયો છું; તો તું પારણાં કર."

શાંડિલ્ય ઋષિ જાગી ગયા અને જાગીને જુએ છે તો કિનારા ઉપર એક શિવલિંગ પ્રગટ થયેલું જોયું. શાંડિલ્યે વિધિસર તેની પૂજા કરી. ત્યારથી એ 'કેદારેશ્વર' કહેવાયા.

**રામપુરા :** નદીને દક્ષિણ કાંઠે પાકો બાંધેલો ઘાટ જેને છે એવું રામપુરા ગામ આવે છે. અહીં શ્રી વિષ્ણુ ભગવાનની કાળા પથ્થરની ચતુર્ભુજ મૂર્તિ નદીમાંથી પ્રાપ્ત થયેલી સ્થાપવામાં આવી છે. નર્મદાકાંઠે વિષ્ણુપૂજાનાં વિરલ સ્થાનોમાંનું આ એક છે.

આ ગામમાં નર્મદાના જલમાં 'લુકેશ્વર' મહાદેવ સ્થાપિત કરેલા છે. તેના સંબંધમાં નીચેની આખ્યાયિકા છે : કશ્યપ ઋષિના પુત્ર ભસ્માસુર નામે દૈત્યે તપ કરીને ભગવાન શંકર પાસેથી વરદાન એવું મેળવ્યું હતું કે "જેના માથા ઉપર એ પોતાનો હાથ રાખે તે બળીને ભસ્મ થઈ જાય !"

એ કુપાત્ર ભસ્માસુરે વરદાનનો પહેલો પ્રયોગ શિવ ઉપર જ અજમાવવાનું ધાર્યું; અને જેવો એ મહાદેવને માથે હાથ મૂકવા ગયો કે

ભગવાન મહાદેવ વિષ્ણુનું સ્મરણ કરી નાસી ગયા; અને આ સ્થળમાં આવી નર્મદાજીના જળમાં સંતાઈ ગયા.

ભગવાન વિષ્ણુએ મોહિનીરૂપ ધારણ કરી, એ દૈત્ય પાસે એનો હાથ તેના જ માથા ઉપર મૂકાવરાવ્યો; અને એ રીતે એ દૈત્ય પોતાની મેળે ભસ્મ થઈ ગયો ! જે સ્થાને ભગવાન શંકર સતાઈ ગયા હતા તે 'લુકેશ્વર તીર્થ' નામે ઓળખાય છે.

**મણિનાગેશ્વર :** નર્મદાને ઉત્તર કિનારે 'મણિ' નામની નદીના સંગમ આગળ તીર્થ છે. તે 'મણિનાગેશ્વર' ને નામે ઓળખાય છે. સગમની પાસે જ આ મંદિર છે. આ જગા ઉપર પાકો ઘાટ ચણેલો છે. અહીં મણિનાગે તપ કર્યું હતુ. ભગવાન શંકરે તેના તપથી પ્રસન્ન થઈ, તેને પોતાના શરીર ઉપર સ્થાન આપ્યુ હતું.

નાગ લોકોની સાથેની કોઈ સંધિના પ્રતીકરૂપ આ કથા ગૂથાયેલી છે (સ્કંદપુરાણ, રેવાખંડ; અ. ૬૭). મોટે ભાગે તિલકવાડામા જ આ તીર્થ આવેલું ગણાય છે.

**તિલકવાડા :** મણિનાગેશ્વરથી લગભગ એક માઈલ, મણિ નદીને બીજે કાંઠે તિલકવાડા નગર છે. અહલ્યાનો ઉદ્ધાર થતા સુધી ગૌતમ ઋષિ અહીં નિવાસ કરીને રહ્યા હતા. અને તેમણે 'ગૌતમેશ્વર' મહાદેવની સ્થાપના કરી હતી. (સ્કંદપુરાણ, રેવાખડ, અ ૬૬) વૈવસ્વત મનુના પુત્ર તિલકે પણ અહીં તપ કરીને 'તિલકેશ્વર'ની સ્થાપના કરી હતી.

ગુજરાતની હદમા આવતા નર્મદાના પ્રવાહને કાંઠે આ બીજું ગામ છે જ્યા ડાકઘર છે.

છેક ભરુચથી અહીં સુધી, મોટી મોટી હોડીઓ અહીં આવે છે અને નર્મદાના પ્રવાહનો લાભ ઉઠાવી ઘણુ વહાણવટાગ માલની આવ–જા થતી રહે છે. ચિનોર, ચાણોદ થઈને તિલકવાડા સુધી ડાક

પહોંચાડવા માટે સ્ટીમ-બોટની સર્વીસ નિયમિત ચાલુ છે એ રીતે તિલકવાડા, બહારની દુનિયા સાથે ટપાલ અને વાહન-વ્યવહારથી સારી રીતે જોડાયેલું છે સુતપાણેશ્વરનું મંદિર જે ગાયકવાડ સરકારના તાબાના છે ત્યાં, દર સાલ શિવરાત્રિ ઉપર તથા ચૈત્રી અમાસ ઉપર મોટા મેળા ભરાય છે. તે વખતે તિલકવાડા ટ્રેઝરીમાંથી મહાદેવના દાગીના પોશાક વગેરે પોલીસના જાપ્તા સાથે ત્યાં લઈ જવામાં આવે છે અહીં 'મોગલાઈ માતા' નામની દેવીનું મંદિર પણ છે

**રેવોરિસંગમ :** તિલકવાડાથી ત્રણ માઈલ દૂર, પણ ઉત્તર તટ ઉપર, 'ચૂડેશ્વર' નામનું સ્થાન આવે છે આ સ્થાનની પાસે રેવા અને ઉરિ (ઑર) નદીનો સંગમ થાય છે અહીં સરસ્વતી નદીને ગુપ્ત માનવામાં આવી છે એ રીતે ત્રિવેણી-સંગમનું માહાત્મ્ય અહીં સ્થાપવામાં આવ્યું છે બધા ધર્મકાર્ય, 'પ્રયાગ'ની જેમ, અહીં કરવામાં આવે છે.

**કુબેરેશ્વર** નર્મદાના દક્ષિણ કિનારે ઉમ્મોર, ઉગોર અથવા ઉમતપુર નામે ગામ આવે છે ત્યાં માર્કંડેય ઋષિએ તપ કરી, વેદનું પારાયણ નવ દિવસમાં કરી, કન્યાનું પૂજન કર્યું હતું તે વખતે કન્યાનાથી લિંગ ઉત્પન્ન થયું તેને 'કુબેશ્વર' કહે છે જ્યારે કુંભ રાશિપર શનિ આવે છે ત્યારે આ સ્થાનમાં આવી, નિવાસ કરી, દાન જપ ઇત્યાદિ કરવાનું મોટું પુણ્ય મનાય છે કારણ કે સાક્ષાત્ શનિએ પણ આ સ્થાનપર તપ કરીને શાંતિ પ્રાપ્ત કરી હતી તે જ પ્રમાણે સિંહરાશિમાં જ્યારે બૃહસ્પતિ આવે છે ત્યારે પણ અહીં દાન, તપ ઇત્યાદિનું વિશેષ ફળ થાય છે

સંવતના ચૌદમા શતકમાં દેવગિરિના યાદવ રાજા સિંઘણે નર્મદાના તટે ભરુચના આગળ આક્રમણો કરેલાં તે વખતે મંત્રી વસ્તુપાલે નર્મદાના દક્ષિણ તટે કુબેશ્વરમાં જૂના રાજપીપળા રાજ્યમાં ઉમ્મોર (નાન્દોદ થી નિઝામની સેના આ સ્થળે આવેલી ?)

આગળ બ્રાહ્મણો માટે 'મઠો' બંધાવ્યા હતા, એવી હકીકત ડભોઈમાં આવેલા વૈદ્યનાથ મહાદેવમાંની સંસ્કૃત 'દર્ભાવતી પ્રશસ્તિ' ઉપરથી જાણવા મળે છે.

આ ઉપરાંત, સં. ૧૪૬૩ (ઈ. સ. ૧૪૧૭)મા મળેલા એક શિલાલેખમાંથી તેનું સમર્થન મળે છે. †

આ રાજવંશનો સ્થાપક વિંધ્યાચલમાં આવેલા વાપી નામના સ્થળે રાજધાની કરી હતી. ત્યાંથી તેના પુત્ર દુર્ગસિંહે નાંદીપુરના સપાટ મેદાનપર રાજધાની ફેરવી હતી.

કુંભેશ્વર સંબંધી લેખમાં જેનો ઉલ્લેખ છે એ ઉદયસિંહનો મંત્રી આદિપુરુષ મુંગુલના મંત્રીનો પૌત્ર દેવપાલ હતો. તેણે કુંભેશ્વરના મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો.

ઉદયસિંહના મત્રી, જયસિંહના પુત્ર ગોવર્ધને આ કુંભેશ્વરના શિવાલયનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો.

'કુંભેશ્વર પ્રશસ્તિ'માં પહેલાં ગુર્જર દેશમા નર્મદા નદીની નજીક આવેલા નંદપદ્રનું વર્ણન કર્યું છે. આ નગરીમા દુગરસિંહ (દુર્ગમસિંહ) રાજ્ય કરતો હતો તેનું અપર નામ 'ભોજનૃપતિ' હતું. તેનો પુત્ર ઉદયસિંહ હતો. તેના રાજ્યમા વાપી નામે એક સ્થળ વિંધ્યાચલની ટેકરીપર આવેલુ હતું. આ સ્થળ ઉદયસિંહના પૂર્વજોની રાજધાની હતુ. દુર્ગસિંહના પિતા મુંગુલનો દેવપાલ નામે એક પ્રાગ્-વાટવંશનો મંત્રી દેવપાલ કરીને હતો: તે દિલ્હીના પાદશાહનો મિત્ર હતો તે માલવરાજ સાથે લડતા મૃત્યુ પામ્યો હતો મત્રી દેવપાલનો પુત્ર જયસિંહ હતો.

---

† જુવો, શ્રી અમૃત વસંત પંડ્યાનો અંગ્રેજી લેખ 'A New Chapter in Gujarat History' 'વલ્લભ મહાવિદ્યાલય'નું મેગેઝીન, ૧૯૫૧.

આ જયસિંહના પુત્ર ગોવર્ધને કુંભેશ્વરનો જીર્ણોદ્ધાર સં. ૧૫૬૩ ના પોષ વદી બીજ અને રવિવારે કરાવ્યો હતો આ પ્રશસ્તિ રચનાર શ્રોત્રીય, ગોવિંદ નામના નાગરબ્રાહ્મણનો પુત્ર હતો, અને શ્લોકોને કોતરનાર કોઈ ખાનમ તથા બીજો એક શિલ્પી હતો



૮

# ચાણોદ – કરનાળી : રેવોરિસંગમ

ચાણોદ : ઓર અને નર્મદાના સંગમ ઉપર ચાંદોદ ગામ છે. ભરુચથી એ ૩૫ માઇલ છે. આખા ગામમા ઠેર ઠેર દહેરાં, મઠ અને ધર્મશાળાઓ છે

કરનાલીથી લગભગ એક માઈલ, ઓર નદીને સામે કિનારે તથા નર્મદાના ઉત્તર તટ ઉપર જૂના માડવા રાજ્યનું પ્રસિદ્ધ નગર ચાંદોદ છે. વડોદરાથી ચાંદોદ સુધી, ડભોઈ થઈને જવા માટે જૂની ગાયકવાડ સ્ટેટની રેલ્વે લાઈન છે.

જૂની બી.બી સી આઈ. રેલ્વેના વિશ્વામિત્રી સ્ટેશનથી બ્રેન્ચ લાઈનમાં ૧૯ માઇલ ઉપર ડભોઈનુ સ્ટેશન આવે છે સોલંકીઓના વખતના પ્રસિદ્ધ કિલ્લાથી જાણીતી એવી દર્ભાવતીના જકશન ઉપર ગાડી બદલતાં, આગળ દસ માઈલ ઉપર ચાણોદનું છેલ્લું સ્ટેશન આવે છે. સ્ટેશનથી લગભગ દોઢેક માઈલ ઉપર નર્મદા નદી છે. વિશ્વામિત્રીથી ચાંદોદ ૩૦ માઈલ છે.

જો કે ગામ નાનું છે છતા ઊંચા ટેકરાઓ ઉપર વસેલુ હોવાથી સ્ટેશનથી ઉતરતા માણસોને ગામનો દેખાવ ભવ્ય, રોનકદાર અને રળિયામણો લાગે છે. રેલ્વે સ્ટેશનથી સપીકારે બાધેલો અને નર્મદાજી તરફ ઢળતો, બે બાજુએ ઊંડા કોતરો ઉપર થઈ પસાર થતો પાકો રસ્તો સુંદર લાગે છે; અને તેની ઉપરથી પસાર થતો યાત્રિક જાણે કે ઢાળબંધ ઊતરતો શ્રી નર્મદામૈયાની ગોદમા લપાવા અધીરો ન થતો હોય એમ લાગે છે.

સ્ટેશનથી સીધી સડક મધ્ય બજારમાં થઈ શ્રીમંત મહારાજા ખાંડેરાવ ગાયકવાડે (રાજ્યકાળ ૧૮૭૦–૭૫) બંધાવેલા રોનકદાર નર્મદાના ઘાટ પર આવે છે નદીનો આ ઘાટ સોનગઢી પથ્થરનો બાંધેલો છે, તેમાં જયપુરી શિલ્પકલાની બાંધણી છે આ ઘાટ ઉપર અનસૂયા વ્યાસ, બરકાલ, તીનકનાતા, ગજપીપળા વગેરે સ્થળે જવા માટે પના વીઓ હોડીઓ સાથે તૈયાર ઊભા હોય છે

**ચાદોદ.** નર્મદાની યાત્રા કરનારાઓને માટે ચાદોદ એ કેન્દ્ર સ્થળ છે, કારણ કે પૂર્વમાં શૂલપાણીશ્વર સુધી અને પશ્ચિમમાં અનસૂયા સુધીના યાત્રિકોને જવા આવવા માટે અહીં જ મુકામ કરવો સુગમ પડે છે આમ કરવાથી દિવસે યાત્રા, દર્શન વગેરે કરી સાંજે, ચાદોદમાં મુકામ ઉપર આવવાનું સુલભ બને છે

ચાદોદમાં યાત્રિકને રહેવા અને મુકામ કરવા માટે તીર્થગોરોને ત્યાં સગવડ સારી હોય છે અને તે લોકો સ્ટેશન ઉપર સામા તેડવા પણ આવે છે તેમને ત્યાં મુકામ કરવાથી, કોઈ પ્રકારનું જોખમ સાચવવાની ચિંતામાંથી અથવા તો રસોઈ બનાવવા, વાસણ, ગોદડાં, બળતણ વગેરેની ખટપટમાંથી પણ ઉગરી જવાય છે અને સુખરૂપ નિશ્ચિંતપણે યાત્રા થાય છે. ગોરને કહેવામાં આવે તો તે દેવદર્શન સ્નાન વગેરે કરાવવા સાથે પણ આવે છે જેથી નદીના અજાણ્યા ઘાટના ઊંડા પાણીમાં ડૂબવા કરવાની બીક રહેતી નથી અને આમ યાત્રિક સુખ રૂપ નિર્ભયપણે યાત્રા કરીને જાય છે.

કાકાસાહેબ કાલેલકરે 'રામસકુક'ની આવી યાત્રિક—સજનની સેવા કરનારી પરદેશી ટોળીના માણસો કરતાં, ગોરની સંસ્થાદ્વારા મળતી, પ્રમાણમાં બહુ જ સોંઘી અને શ્રદ્ધેય, સેવાના બહુ સારાં વખાણ કર્યાં છે

ગોરના ઘરોમાં ઉતારો રાખવાનું જે લોકોને પસંદ ન પડે તેમને માટે પેટલાદના દાતાર શેઠ રમણભાઈ તરફથી ધર્મશાળા બંધાવેલી છે

તેમાં વાસણ વગેરેની તથા ત્રણ દિવસ રહેવાની સવડ છે.

નર્મદાના ઉત્તર તટ સુધી ઉત્તર ભારતનો, અને દક્ષિણ તટથી દક્ષિણ ભારતનો સીમાપ્રદેશ શરૂ થાય છે. પુરાણોમાં નર્મદાના ઉત્તર ભાગને 'નૈમિષારણ્ય' અને દક્ષિણ તટથી 'દંડકારણ્ય'નો પ્રદેશ માન્યો છે.

લોકકથા છે કે પૂર્વે ચાંદોદ આગળ નર્મદાને ઉત્તર કિનારે સંવત-પ્રવર્તક ઉજ્જયિનીના વિક્રમાદિત્યનું સૈન્ય પડ્યું હતું; અને દક્ષિણ કિનારે શક-પ્રવર્તક શાલિવાહનનો પડાવ હતો. ઘોર યુદ્ધ જામ્યું હતું. વિક્રમની સાથે વીર વૈતાલ અને હરસિદ્ધિ માતા તથા મહાકાલેશ્વર સહાયમાં આવ્યાં હતાં; છતાં શાલિવાહન છતાયો નહિ: સૈન્ય પાછું પડ્યું. ત્યારે માતા હરસિદ્ધિએ વિક્રમને સ્વપ્નમાં કહ્યું કે 'તું દક્ષિણ કિનારો ઓળંગીને જઈશ તો તું હારી જઈશ. અને જો શાલિવાહન ઉત્તર ભણી આવશે તો તે હારશે!' એટલે સામસામે કિનારે બન્ને રાજાઓ ઊભા રહ્યા અને નર્મદાના કિનારાથી બન્નેની રાજ્યસીમા નક્કી થઈ; અને યુદ્ધ બંધ થયું.

પરિણામે આજે નર્મદાને દક્ષિણ કિનારે શાલિવાહનનો 'શક' ગણવામાં આવે છે; અને ઉત્તર કિનારાના પ્રદેશમાં વિક્રમનો 'સંવત્-(સર)' ગણવામા આવે છે. હજુ પણ ચાણોદથી એક માઈલ સ્ટેશન ભણી વાયવ્ય તરફ ઉત્તર દિશામાં વિક્રમ સાથે હરસિદ્ધિ, મહાકાલેશ્વર અને વીરવૈતાલનું સ્થાન બતાવવામાં આવે છે. નવરાત્રિના ઉત્સવોમાં ચાંદોદના લોકો ઉજાણી તથા દર્શનાર્થે ત્યાં જાય છે.

ગુજરાતના મધ્ય ભાગના આ તીર્થસ્થાનનું ઘણું માહાત્મ્ય મનાય છે. શ્રદ્ધાળુ લોકો ગંગાકાંઠાના કાશી સાથે નર્મદાકાંઠાના ચાણોદને સરખાવે છે. આ સરખામણી કેવળ ભક્તિમૂલક છે. ચાણોદ ગામમાં સારા વેદપાઠી બ્રાહ્મણો મળે ખરા: નર્મદા કાંઠાના શુક્લતીર્થની પેઠે ચાણોદને પણ વિદ્વાન અને પવિત્ર બ્રાહ્મણોએ જ પહેલાં તીર્થરૂપ

બનાવ્યુ હશે. અત્યારે ચાણોદમાં અથર્વવેદી અને બરકાલમાં સામવેદી બ્રાહ્મણો વધારે મળે છે. ચાણોદ જેવા જાત્રાધામને પાધર, નદીને આટલા બધા બાંધેલા ઘાટ હોય એ હકીકત જ એ સ્થાનનો તીર્થ તરીકે કેટલો બધો મહિમા છે એ દર્શાવવા પૂરતી છે.

ચાણોદમાં મુખ્ય ગણાતા નીચેના સાત તીર્થ છે :—

(૧) ચંડાદિત્ય : પ્રાચીનકાળમા જ્યારે મહાદેવીએ ચંડ–મુંડ દૈત્યોને હરાવ્યા, ત્યારે એ દૈત્યોએ આ સ્થાન ઉપર સૂર્યની ઉપાસના કરી હતી. સૂર્યના વરદાનથી ચંડમુંડ બહુ પરાક્રમી બન્યા અને દેવતાઓને સતાવવા લાગ્યા. અંતમા ચંડિકા દેવીએ એ સત્તા–મદાંધોનો વધ કર્યો. તેની કથા માર્કંડેય પુરાણમા 'દેવી માહાત્મ્ય'ના વિભાગમા આપેલી છે. ચંડમુંડ દ્વારા સ્થાપિત 'ચંડાદિત્યનું મંદિર' નર્મદાના કિનારા પર છે.

(૨) ચંડિકાદેવી : ચંડાદિત્યના મંદિરની પાસે જ ચંડમુંડનો નાશ કરનારી ચંડિકાદેવીનું મંદિર છે. સૂર્ય ભગવાનની પ્રાર્થનાને અનુસરી ચંડિકાદેવીએ અહીં નિવાસ કર્યો છે.

(૩) ચક્રતીર્થ . પ્રાચીનકાળમા તાલમેઘ દૈત્ય ભારે બળવાન હતો. એણે દેવતાઓને ખૂબ સતાવ્યા. શેષશાયી ભગવાન વિષ્ણુએ ચક્રવડે તેનો વધ કર્યો ચક્રને વિષ્ણુભગવાને નર્મદાના જળમાં ધોયુ . તે ઉપરથી એ સ્થાન 'ચક્ર–તીર્થ' નામે પ્રસિદ્ધ થયું. આ તીર્થનો ઓવારો નર્મદાના કિનારા ઉપર જ છે. બાજુમા જળશાયી નારાયણનુ પ્રાચીન મંદિર છે વૈષ્ણવોનુ એ ખૂબ માનીતું તીર્થ છે.

(૪) કપિલેશ્વર : આ તીર્થ મલ્હારરાવના ઘાટની પાસે છે. પ્રાચીન કાળમા ઋષિ કર્દમના પુત્ર કપિલે અહીં તપ કરીને સિદ્ધિ પ્રાપ્ત કરી હતી. તેના સ્મરણમા કપિલેશ્વર મહાદેવનું મંદિર કિનારા પરજ છે. કપિલા ગાયના દૂધથી આ શિવલિંગનો અભિષેક કરવાનુ માહાત્મ્ય ગણાય છે.

(૫) ઋણમુક્તેશ્વર : ઋણમોચન માટે બ્રહ્મર્ષિઓએ સ્થાપન કરેલું આ તીર્થ મનાય છે.

(૬) પિંગલેશ્વર : ઓર નદીના સંગમથી થોડે દૂર માંડવા રાજ્યની ધર્મશાળાની પાસે પિંગલેશ્વર મહાદેવનુ મંદિર છે. નર્મદામાં સ્નાન કરીને શિવની પૂજા કરવાથી અનેક પ્રકારના રોગથી મુક્તિ મળે છે.

(૭) નંદાહ્રદ તીર્થ : પિંગલેશ્વરની પાસે જ આ નંદાહ્રદ છે. એ માંડવાના રાજાની કુલદેવીનું મંદિર છે. નવરાત્રિમા અહીં સારો ઉત્સવ થાય છે ઓર નદીનો સંગમ મંદિરથી થોડેક જ દૂર દેખાય છે.

ચાણોદ વૈષ્ણવતીર્થ છે કે શૈવતીર્થ ? સાધારણ રીતે નર્મદાનો કાંઠો શૈવ તીર્થસ્થાનો માટે પ્રખ્યાત છે, પણ ચાણોદમાં જે દર્શને જવાયોગ્ય મંદિર છે તે તો શેષનારાયણનું છે. આ વિશાળ મંદિર ગામની વચ્ચે ટેકરા ઉપર છે. અંદર શેષ ઉપર સૂતેલી માનવ-કદની નારાયણની ભવ્ય રમણીય આકૃતિવાળી શ્યામ મૂર્તિ છે; જેની લક્ષ્મીજી ચરણ-સેવા કરે છે.

આ મૂર્તિ દક્ષિણના રામાનુજ-સંપ્રદાયી મંદિરોની મૂર્તિઓની યાદ આપે છે. ગુજરાતમાં બારમા-તેરમા શતકમા આ પ્રકારની વિષ્ણુ-મૂર્તિઓનાં મંદિરો બંધાયા છે. અને આ મંદિર ગામની વચ્ચે ટેકરા ઉપર છે. એ ઉપરથી આ શેષશાયી નારાયણની પૂજા બારમા-તેરમા શતકથી ચાલે છે એમ માનવા હરકત નથી. જ્યા જ્યાં જળાશયો હોય છે ત્યા ત્યા શેષશાયી વિષ્ણુની મૂર્તિઓ શાસ્ત્રને આધારે સ્થાપન કરેલી હોય છે.

મૂળ આ વેદપાઠી, સ્માર્ત બ્રાહ્મણોનુ ગામ. સોલંકી સામ્રાજ્યના વખતમાં કોઈ રામાનુજ મતના વૈષ્ણવને આ સ્થાન પસંદ આવવાથી વૈષ્ણવ મંદિર ઊભું થયુ જણાય છે. પછી 'વ્યંકટ બાલાજી' વગેરેનાં બીજાં મંદિરો થયાં; અને આ રમણીય સ્થાન ગુજરાતનું એક તીર્થ-

નટવર નદકુવર, પુરુષોત્તમ શ્રીવ્રજનાથ
નિર્મળ યશ એહના નાયના, જન દયાશકર ગાય – ”

**કપિલેશ્વર તીર્થ :** આ તીર્થ માટે એવુ કહેવાય છે કે પૂર્વ કાળમા કશ્યપના પુત્ર કપિલદેવજી તીર્થયાત્રા કરતા કરતા રેવાતટ ઉપર આ યા ત્યારે આ ક્ષેત્ર તેમને સર્વસિદ્ધિ આપનાવાળુ માલુમ પડ્યુ. તેથી ત્યા પોતે તપ કરી, પોતાના નામનુ શકરનુ લિંગ સ્થાપન કર્યું કાશીવિશ્વનાથ મહાદેવની સાથે આ લિંગની પૂજા-નૈવેદ્ય વગેરે શ્રીમત ગાયકવાડ સરકાર તરફથી થાય છે

**ચક્રતીર્થ** સબધમા એવી કથા છે કે પૂર્વે તનમેઘ નામનો દૈત્ય હતો તેણે દેવતાઓને જીતી લઈ, સ્વર્ગમાથી તેમને કાઢી મૂક્યા હતા અને તેમને ઘણાજ કઠણ વચન સભળાવેલા આથી દેવતાઓ ગભરાઈને બ્રહ્મા પાસે ગયા બ્રહ્માએ કહ્યુ કે ‘ વિષ્ણુ સિવાય બીજો કોઈ એ દૈત્યનો નાશ કરવા સમર્થ નથી !’ તેથી સૌએ ક્ષીરસાગર ઉપર જઈ વિષ્ણુની સ્તુતિ કરી અને દૈત્યના અત્યાચારની વાત નિવેદન કરી. તે ઉપરથી વિષ્ણુએ તનમેઘને રહેવાને ઠેકાણે જઈ તેની સાથે યુદ્ધ કર્યું છેવટે સુદર્શન ચક્રવડે તનમેઘનુ મસ્તક છેદ્યુ

આમ દૈત્યના ત્રાસથી શાત સ્થાપ્યા પછી વિષ્ણુએ દૈત્યના રુધીર વાળુ અને તેથી તના પાપોથી મલીન થયેલુ એવુ ચક્ર નર્મદાના જળમા ધોયુ ચક્ર પૂર્વવત્ તેજસ્વી બન્યુ જે સ્થળે ચક્રને ધોવામા આવ્યુ તે સ્થાન ‘ ચક્રતીર્થ ’ કહેવાયુ અને માગશર ૬ ૧૧ ને દિવસે વિષ્ણુએ ક્ષીર સમુદ્રની કલ્પના કરી ત્યાં ઉપર શયન કર્યું ચાણોદમા આવેલી શ્રી શેષશાયીજીની મૂર્તિ શ્રી ચક્રતીર્થ ઘાટેથી નિકળ્યાનુ મનાય છે અને તેથી તે ઘાટ ઉપર સ્નાનનુ માહાત્મ્ય છે

રેવાખડના ૮૦મા અધ્યાયમા ‘જનશાલી તીર્થ’નુ વર્ણન કરેલુ છે ઉપર જે આખ્યાયિકા આપી છે તેનો આધાર નીચેના શ્લોકો ઉપર છે –

" रेवाया उत्तरे कूले वैष्णवं तीर्थमुत्तमम् ।
जलशायीति वै नाम विख्यातं वसुधातले ॥
दानवानां वधं कृत्वा सुप्तश्चात्र जनार्दनः ।
चक्रं प्रक्षालितं तत्र देवदेवेन चक्रिणा ॥
सुदर्शनं च निष्पापं रेवाजलसमाश्रयात् ।
। तालमघे निपातितं ॥

जनार्दनोऽपि कौन्तेय नर्मदातटमाश्रितः ।
क्षीरोदां नर्मदां मत्वा अनन्तभुजगोपरि ॥
लक्ष्म्या समन्वितः कृष्णो निलीनश्चोत्तरं तटे ।
ते पश्यन्तु प्रियं कान्तं नागपर्यङ्कशायिनम् ॥
गोपीजनसमावृतं योगनिद्रां समाश्रितम् । "

**મોરલી-સંગમ :** "રેવોરિ સંગમ"ના 'રેવાખંડ'ના ૮૩ મા અધ્યાયમા એક 'અસ્થિક્ષેપ માટેનુ તીર્થ' ગણાવ્યુ છે : અને એક કપોતિનીની કથા આપી છે, આ ઓવારો 'મોરલી સગમ'ને નામે પ્રસિદ્ધ છે. ત્યા ફૂલ (અસ્થિ) પધરાવવામાં આવે છે પૂજ્ય મહાત્મા ગાધીજીની ભસ્મ અહી તા. ૧૧ ફેબ્રુઆરી એ તેમના અવસાનને બારમે દિવસે પધરાવવામા આવી હતી. ત્યારથી દર વર્ષે આ દિવસે તે નિમિત્તનો રોક અને પ્રાયશ્ચિત્તનો લોકમેળો જામે છે.

કરનાળીમા તથા ગુજરાતના અન્ય શહેરોમા 'ગીતા મંદિરો' સ્થાપનાર 'ગીતા વ્યાસ' 'મહામંડળેશ્વર' સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજની અંતિમ જળસમાધિ આ સ્થળે ૭ મને ૧૯૫૭ના જૂનમાં થઈ હતી.

ચાણોદમા આવેલા બીજા દેવસ્થાનોમા કાશીવિશ્વનાથ મહાદેવ, બાલાજીનુ મદિર, શ્રી દૂધાધારીનું રામજી મદિર, શ્રી ત્રિકમજીનુ મદિર, શ્રી દ્વારકાનાથનુ મદિર તથા સ્વામીનારાયણનુ મદિર એટલાં નોધપાત્ર છે.

કાશી-વિશ્વનાથનુ મદિર જૂનુ છે, પણ તે કોણે બધાવ્યુ તેનો ચોક્કસ હાખલો મળતો નથી તે ગાયકવાડ સરકારના ખાનગી વહીવટ નીચે ચાલે છે તે દેવસ્થાનને વરખડ તાલુકે શિનોર અને અકોટી તાલુકે ડભોઈ-એ બે ઈનામી ગામો છે આ દેવસ્થાનની ઉપજમાથી મદિરનુ પૂજાપાઠનુ ખર્ચ ચાલે છે તે ઉપરાત ચાણોદમા કપીલેશ્વર મહાદેવની સેવાપૂજા તથા કરનાળીના શ્રી સોમનાથ અને શ્રી કુબેરેશ્વરમા પૂજા-નૈવેદ્ય બદલ નિમણુક અપાય છે

શ્રી ચક્રટ બાલાજીનુ મદિર રામાનુજ આચાર્યના સપ્રદાયનુ છે તેનો વહીવટ મહારાજ (આચાર્ય) તરફથી થાય છે સપ્રદાયની ગુજરાતમાની આ મોટી 'ચક્રોદયપીઠ'ની ગાદી છે તેમના મદિરો ચાણોદ સિવાય ડભોઈ નડિયાદ વડોદરા, અમદાવાદ વગેરે સ્થળે છે મદિરમા શ્રીમત ગાયકવાડ સરકાર તરફથી વાર્ષિક રૂ ૬૦૦ દેવની પૂજા નિમિત્ત આપવામા આવે છે મદિર સોએક વર્ષ પર બધાયુ હોય એમ લાગે છે

શ્રી દૂધાધારીના મદિરની સ્થાપના એક મહાત્માને હાથે થયેલી હતી તે મહાત્મા દૂધ પીને રહેતા હોવાથી 'દૂધાધારી મહારાજ' કહેવાતા તે રામાનુજ સપ્રદાયના હતા આ 'રામજી મદિર'નો વહીવટ મહારાજ કરે છે

શ્રી વિષ્ણુદાસજી મહારાજનુ 'ત્રિકમજીનુ મદિર પહેલા ઓર-સગમ ઉપર માડના નાકે હતુ ત્યા ભેખડો તૂટી પડવાનો ભય ઊભો થતા, તે ચાણોદની હદમા બાધવામા આવ્યુ છે મદિરમા સેવા-પ્રકાર વૈષ્ણવ પ્રણાલિકા પ્રમાણે ચાલે છે મદિરમા ભોજન સમયે હરિહરનો ઘટ વાગે છે તે સમયે જેટલા સાધુ અભ્યાગત હોય તેમને ભોજન આપવામા આવે છે ઠાકોરજીને જે રાજભોગ થયો હોય તે પ્રસાદી મદિરના મહત શ્રી રામરતનદાસજી સાધુઓની સાથે એક પગતમા બેસી જમે છે તમા પક્તિ-ભેદ હોતો નથી

શ્રી બાઇજીનું મંદિર ઘણાં વર્ષ ઉપર માંડવાનાં બાઇજીબાએ બંધાવેલું કહેવાય છે. તે મંદિર પણ વૈષ્ણવ સંપ્રદાયનું છે.

શ્રી સ્વામીનારાયણનું મંદિર ચાલીસેક વર્ષ ઉપર આમળાના ત્રવાડી લલ્લુભાઈ ભીખાભાઈ તરફથી બંધાવી, વડનાલની મુખ્ય ગાદીને સોંપવામાં આવ્યું છે.

ચાંદોદમાં 'ટાઉન હૉલ' છે. નર્મદા તીરે આવેલા ત્રણ ઘાટ છે. કાશીવિશ્વનાથ મહાદેવના સંસ્થાનની ઉપજમાંથી ચોપડીયાં વગાડવા સારુ વાર્ષિક ચાલ્સો રૂપિયાની નિમણુંક ગાયકવાડ સરકારે કરેલી છે.

**ચાણોદ-નિવૃત્તિ તીર્થ તરીકે:** સં. ૧૮૦૦માં ધોળકાના ઔદિચ્ય ટોળક કવિ જીવરામભટ્ટે રચેલી 'જીવરાજ શેઠની મુસાફરી' નામનું, 'વણઝારો' જેવું કાવ્ય, બૃહત્કાવ્યદોહન ભા. ૧ માં છપાયેલું છે. પ્રેમાનંદના સં. ૧૭૫૭ ના 'વિવેક વણઝારો' ની જેમ, આમા પણ જીવની વાણિજ્ય-યાત્રા જ નિરૂપેલી છે. જીવરામભટના રૂપક-કાવ્ય 'જીવરાજ શેઠની મુસાફરી'નું મહત્ત્વ, તેમાનાં કેટલાંક ભૌગોલિક સ્થળોના ઉલ્લેખને લીધે છે.

બસો ચૌદ વર્ષ પહેલા રચાયેલા આ કાવ્યમાં કવિની આત્મકથની-રૂપે તેમના જીવન ઉપર પણ પ્રકાશ પડે છે; કારણ કે તેમાં ચાણોદ કરનાળીનો 'નિવૃત્તિ-તીર્થ' તરીકે ઉલ્લેખ છે. પોતાનું બળપણ ખાલખેલમા અને યૌવન લાભ-લોભની પ્રવૃત્તિમાં ગાળ્યા પછી, કવિ ચાણોદ-કરનાળીમાં તીર્થવાસ કરવા આવ્યા : અને વૃદ્ધાવસ્થામાં નિવૃત્તિ સેવી; એટલે એમને આત્મ-કલ્યાણ લાધ્યું. તેની નોંધ 'મહીદીપ છંદ' માં રચેલા નીચેના કાવ્યમાંથી મળે છે :-

> "કાળનું ભરેલું દેહ-વ્હાણ પૂરિયું,
> આ ભવાબ્ધિતીર-નામ નર્મદા ગયું :
> ચક્રપાણ્ય ઓરસંગ ઘાટ છીપીયું :
> શ્રી કુબેર સોમનાથ ભેટવું થયું :

તીર્થના રી નિઃ સ્મતો મળ્યો જ્યાં
તેમને સમાગમે કથાનુચિ થઈ
ને સમે સુ-સગ મિત્ર તે મળ્યા તહીં,
ભેટતા પ્રવૃત્તિ – ભ્રાતિ વેગળી રહી ! '

**કરનાળી** ચાણોદથી એક માઈલ દૂર અને તે ગામથી ઓરી નદીથી જુદુ પડેલુ એવુ નર્મદાને તીર છે ચાણોદ કરતા પણ એ વધારે પવિત્ર ધામ મનાય છે નર્મદા માહાત્મ્યમા લખ્યુ છે કે અહી 'ગુપ્ત સરસ્વતી છે' અનેક એ નદીના સગમ આગળ બીજી કોઈ ગુપ્ત નદીનો સગમ થવાથી એ સગમનુ માહાત્મ્ય 'ત્રિવેણી સગમ જેવુ વધી જાય છે તત્ર લુપ્ત સરસ્વતી એવુ કહેવામા 'તત્ર ગુપ્તા સરસ્વતી'નો જ ભાવાર્થ શ્રદ્ધાળુઓમા પ્રત્યક્ષ થાય છે આમ ગુપ્ત સરસ્વતી, ઓરી અને નર્મદાનો સગમ અહી થાય છે એવી ભાવના કરવામા આવે છે, તેથી તને દક્ષિણ પ્રયાગ પણ કહે છે

નદીને કિનારે ઘણા ઘાટો બાધેલા છે તેમાનો ભાઉ શિંદેએ બધાવેલો તે ઘણો મોટો અને સારો છે કરનાળીમા સોમેશ્વર કુબેરેશ્વર તથા પાવકેશ્વરના એમ ત્રણ મદિરો છે કાર્તિકી તથા ચૈત્રી પૂનમે જાત્રા ભરાય છે હજારો યાત્રાળુઓ આવે છે

નદી તો આપણે ઘણી જોયેલી હોય છે પણ બે નદીઓનો સગમ કઈ સહેજે જોવાને મળતો નથી સગમનુ દ્રશ્ય જ જુદુ છે બે નદીઓ મળે એટલે એક પોતાનુ નામ છોડી બીજીમા ભળી જાય છે બધા દેશામા આ નિયમ મચવાયેલો દેખાય છે પણ અપવાદ મળે છે ખરા સાબર અને હાથમતીના સગમથી સાબર મતી બનતા બન્નેના નામ અવશિષ્ટ રહે છે પરતુ નર્મદામા મળનારી નદીનુ, આગળ જતા, નામ-નિશાન રહેતુ નથી !

નર્મદાના ઉત્તર તટ ઉપર કરનાળી ગામ છે ઓર નદીને

રીધે ચાણોદથી એ છૂટુ પડેલુ છે. અહીં સોમેશ્વર તીર્થ છે ચંદ્રમાએ આ સ્થાનપર તપ કરીને સિદ્ધિ મેળવી હતી. અહીં ચંદ્રગ્રહણ ઉપર દાન, જપ, સ્નાન વગેરે કર્યાનુ વિશેષ ફળ મળે છે એમ મનાય છે

સોમેશ્વરથી થોડેક દૂર કુબેરેશ્વર, અને થોડેક આગળ પાવકેશ્વર તીર્થ છે અહીં કુબેર અને અગ્નિએ પ્રાચીન કાળમા તપસ્યા કરી હતી તે તપસ્યાના પ્રભાવથી એ સ્થાન પવિત્ર મનાય છે (વાયુ પુરાણ, રેવાખંડ અ. ૧૦૪–૧૦૭) આ તીર્થસ્થળ ઉપર અનેક પાકા ઘાટ બાંધેલા છે

સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજ દ્વારા સને ૧૯૨૮મા સ્થાપિત 'ગીતામંદિર' દ્વારા તીર્થમા નવો પ્રાણ આવ્યો છે. ગીતામંદિરની ધર્મશાળા, ગીતા સંબંધી વિમર્શ ગ્રંથ-સામગ્રી અને પુસ્તકાલય એ તીર્થના માહાત્મ્યને અદ્યતન બનાવે છે 'દક્ષિણામૂર્તિ' શિવનુ એક સુંદર મંદિર ત્યા છે જેની સૌમ્ય મૂર્તિ દર્શનીય છે

'ગીતાગૌરવ' રૂપે ગીતા સંબંધી પોતાના વ્યાખ્યાનો દ્વારા તથા 'ગીતાધર્મ' રૂપી માસિક દ્વારા સ્વામીજીએ ગુજરાતી જનસમાજની ખૂબ નોંધપાત્ર સેવા કરેલી છે

ચાણોદ જ્યારે નગર છે ત્યારે કરનાળી મોટે ભાગે બ્રાહ્મણોની બ્રહ્મપુરી છે કરનાળીમા ઘણા ખરા ઘરો માત્ર બ્રાહ્મણોના જ છે પ્રાચીન સમયમા નર્મદા તટ ઉપર મોટા ઋષિઓ આકરી તપશ્ચર્યા કરતા હતા તે આ જ તીર્થમા કરતા હતા એમ મનાય છે તેમની તપશ્ચર્યા કરવાની જગાએ નદીને કિનારે હારબંધ નાના નાના મંદિરો, અને દહેરા ઊભા કરવામા આવ્યા છે

નર્મદા કિનારાના મોટા ઘટાદાર ઝાડ કરનાળી ગામની શોભામા વધારો કરે છે ભાઉ શિન્દેનો ઘાટ આ સ્થળે છે મેળા જેવા પ્રસંગોએ

યાત્રાળુઓને લેવા તીર્થગોરો અથવા તીર્થઉપાધ્યાયો ચાંડોદ સ્ટેશને અને ડભોઈ તથા વડોદરા સ્ટેશન સુધી પણ આવે છે. તેમને ત્યા ચોપડા હોય છે. તેમા, જે પહેલાં યાત્રાએ આવી ગયા હોય તેવા તેમના કુટુંબીઓની, નોંધ રહે છે.

ગરમીની ઋતુમા સાધારણ મધ્યમ સ્થિતિના માણસો તથા ભાવિક સ્ત્રી-પુરુષો હવાફેર માટે ત્યા આવે છે.

પહેલા ગાયકવાડી રાજ્યઅમલમા, ઉનાળામા નર્મદા-સ્નાન માટે રસાલા સાથે ગાયકવાડ સરકારના અહીં મુકામ પડતા તે વખતે વિદ્વાન બ્રાહ્મણોનુ સારું સન્માન થતું. ત્યારબાદ ગોધરાના પૉલિટિકલ એજન્ટ પણ ઉનાળામા હવા ખાવા માટે અહીં મુકામ રાખતા.

ઓરસંગમ આગળ ઓરનદી ઊતરી, આગળ જતા કરનાળી ગામ આવે છે. ' ચાણોદ-કરનાળી ' એમ સાથે જ બોલાય છે. કરનાળીમા સંન્યાસીઓ વધારે દેખાય છે કરનાળી ચોખ્ખુ શૈવતીર્થ છે સોમનાથ, કુબેરેશ્વર, પાવકેશ્વર વગેરે શિવાલયોથી આ સ્થાન શોભે છે

નર્મદાજીમા મઝાથી સ્નાન કરવા ઇચ્છનારાઓ મોટે ભાગે ભરુચ કે બીજે નહિ, પણ ચાણોદ-કરનાળી જ જાય છે. ગુજરાતની મહાનદી નર્મદા, છેક મહાભારત કાળથી 'તીર્થ' ગણાય છે. પહેલા આ તરફ આવનાર ભૃગુઓએ જ આ નદીની પવિત્રતા ગાઈ હશે. અત્યારે પણ નર્મદા ઉપર ગુજરાતીઓની ભક્તિ એવી જ છે. અને એ ભક્તિ ચાણોદ-કરનાળીની યાત્રાથી તૃપ્ત થાય છે

આ નર્મદા-કાંઠાના ગામોમા વસતા મનુષ્યોની રેવાભક્તિ આટલેથી અટકતી નથી. આ રેવાભક્તોને હમેશા નર્મદામા નાહ્યાથી કે ચાણોદ-કરનાળી જવાથી સંતોષ થતો નથી તેઓના ચિત્તમા તો પનાર્કમા એની નર્મદામા ચાલતા ચાલતા કે વહેતા વહેતા છેક અમરકંટક સુધી, નહિ તો છેવટ શૂલપાણેશ્વર સુધી, જિંદગીમા એકવાર જઈ આવવાની

વાસના રહે છે. અને આવા ભક્તોની શ્રદ્ધાના બળથી ચાણોદથી આગળ નર્મદાને કાંઠે હનુમન્તેશ્વર, રામેશ્વર, કુંજેશ્વર, કેદારેશ્વર, તિલકેશ્વર, ગૌતમેશ્વર, મણિનાગેશ્વર, મંગલેશ્વર, ગરુડેશ્વર વગેરેનાં દર્શન કરતા કરતા યાત્રાળુઓ પનાઈમાં જ શૂલપાણેશ્વર સુધી જાય છે.

**પ્રાકૃતિક વિદ્યાપીઠ :** કરનાળી આગળની પુણ્યસલીલા નર્મદાને કાંઠે ગુજરાતના પ્રાકૃતિક વિદ્યાપીઠની સ્થાપના થાય તો તેના પવિત્ર વાતાવરણનો સુંદર ઉપયોગ થયો કહેવાય. કરનાળી ક્ષેત્રના દ્વીપકલ્પ ઉપર આવા આદર્શ વિદ્યાપીઠની સ્થાપના માટે સુંદર અવકાશ છે. શહેરોના સંક્ષુબ્ધ વાતાવરણથી દૂરદૂર છતાં અતિ દૂર નહિ એવા પ્રાચીન કાળના સામવેદીઓના આ નિવાસ સ્થાનમાં વિદ્યાનું વાતાવરણ સહેજે વ્યાપક બની શકે તેમ છે. દ્વારકાપીઠના શંકરાચાર્ય સંસ્કૃત મહાવિદ્યાલય માટે આ સ્થળ પસંદ કરે તો ઇષ્ટ બને તેમ છે.

કરનાળીમા, ઓરસંગમમા સ્નાન કરી શ્રી કુબેર સોમનાથના દર્શન કરવા જતા રસ્તામાં પ્રાત પંચાયતની ધર્મશાળા આવે છે. ત્યાંથી આગળ જતા શ્રી મુરલીધરના મંદિરના દર્શન કરી, આગળ ચાલતા શ્રી સત્યનારાયણનું મંદિર આવે છે. તેમનાં દર્શન કરી, તીર્થરાજ શ્રી સોમનાથ આવે છે સામે જ ગયા–ગદાધર ભગવાનની પાદુકા છે જે ઉપર પિંડદાન થાય છે

ત્યાથી પાછાં વળતા, આગળ શ્રી ગીતામંદિર આવે છે. ત્યા મંદિરના અંગની બે ધર્મશાળા છે. બહારગામના લોકોને તે વડે ઉનાળામાં રહેવાની સારી સવડ થઈ છે. ગીતામંદિર જોઈ આગળ ચાલતાં શ્રી ગાયત્રીમંદિર અને ચંદ્રમૌલીશ્વરનાં દર્શન થાય છે. ત્યાથી ચાલતાં નિર્વાણી અખાડામાં શ્રી નર્મદાજીનું મગર ઉપર ઊભેલું સ્વરૂપ છે. આ મકરવાહના નર્મદા, 'દક્ષિણગંગા' હોવાથી, ગંગાનું વાહન જ તેમને માટે પણ ઉચિત ગણાયું છે.

ત્યાંથી કુબેરભંડારીના દેવસ્થાનના દરવાજામાં અવાય છે. તરત રણછોડરાયજીનું દર્શન થયા પછી, શ્રીકુબેરભંડારીનાથનાં દર્શન, પૂજન, અભિષેક વગેરે થઈ શકે છે. ત્યાંથી નીચે પગથિયાં ઊતરતાં નિરંજની અખાડામાં શ્રી મહાકાલિકાનાં દર્શન કરી નર્મદાના ઘાટ ઉપર અવાય છે. અહીંથી નર્મદાના પ્રવાહનું મનોરંજક દૃશ્ય નજરે પડે છે.

**કુબેરભંડારીનો ઘાટ** : કુબેરભંડારીના ઘાટના પગથિયાં ઊભી છાતીએ ઉતરવાં અને ચડવાં પડે છે એવો એ ઊભી બાંધણીનો છે. ચાંદોદ કરનાળીના લોકોની કુબેરભંડારી પર ભારે શ્રદ્ધા છે દીવાળીના ચાર દિવસ આબાલ વૃદ્ધ સ્ત્રી–પુરુષ અહીંના ઉત્સવમાં ભાગ લે છે.

બીજો ઉત્સવ મહાશિવરાત્રિનો થાય છે. તે દિવસે શ્રી કુબેરેશ્વરનો વરઘોડો નીકળે છે. તેમાં ઘોડાને શણગારે છે; અને તેને આગળ ચલાવવામાં આવે છે. ત્રીજો ઉત્સવ ચૈત્ર સુદ પુનમનો હોય છે. ત્યારે પણ વરઘોડો નીકળે છે.

જેને સંતાન ન હોય તે સ્ત્રી ઓરસંગમમા નારાયણબલિ કરી, શ્રી કુબેરભંડારી પાસે બાધા લે છે. તેમને પૂજારી કુબેરનુ સોપારી આપે છે. તે સોપારીને રૂપાથી મઢાવી, ત્રાંબાનું નાકું મૂકાવી, અગર સોને મઢાવી રૂપાનું નાકું મૂકાવી, તે સોપારી બાઈ પોતાના ગળામાં પહેરે છે. પછી દીકરાનો જન્મ થયા પછી, તે દીકરાના ગળામાં તે સોપારી પહેરાવે છે, અને છોકરો પાંચ વર્ષનો થાય ત્યારે અહીં બાધા મૂકવા આવે એવો સંપ્રદાય અહીં ચાલે છે.

શ્રી નર્મદાકુબેરની કૃપાથી ઘણાંના વાઝિયા મહેણાં ભાગ્યા છે અને તેમને ઘેર પારણા બંધાયાં છે, અને તેમને ખોળાના ખૂંદનાર મળ્યા છે. આવી બાધા રાખનારામાં હિંદુ ઉપરાંત જૈન સ્ત્રીઓ પણ હોય છે જેમના મનોરથ પૂરા થયા હોય છે.

ત્યાંથી આગળ જતાં સ્વામી મહામંડળેશ્વર શ્રી વિદ્યાનંદજીની ગુફા આવે છે.

**ગુફાઓ :** આખા નર્મદાકાંઠા ઉપર જાણીતી હોય એવી બે ગુફાઓ જાણવામાં છે : એક સરસ્વતી ગુફા, ગંગેશ્વર અથવા ગંગનાથમાં, અને બીજી ગુફા કરનાળીમાં.

ગુફાઓની કલ્પના માણસને ક્યાંથી સૂઝી હશે ? ઘરડા પહાડ આપણને પૂછવું જોઈએ. ત્યાં કેટલીક ગુફાઓ પ્રખ્યાત છે, જેમનો સંબંધ ગોરક્ષ, મચ્છીંદર અને રાજા ગોપીચંદ સાથે છે. નિવૃત્તિપરાયણ સાધુઓ ધ્યાનમાં જીવન વીતાવવા માટે, આવા ગિરિકંદરો શોધતા હતા એવું પુરાણોમાં વર્ણન છે.

પહાડમાં મોટું પોલાણ જોઈ તેમાં રહેવાની સગવડ શોધવાની પ્રથા હિંદુસ્તાનમાં જ નહિ, પણ દુનિયાના બધા દેશમાં ચાલતી આવી છે. ટાઢ, વરસાદ અને તાપમાંથી રક્ષણ માટે ફાંફાં મારતો માણસ ગુફાઓમાં ઘૂસે એ અત્યંત સ્વાભાવિક છે. એકવાર નૈસર્ગિક ગુફાઓનું સાધન મળ્યું એટલે એવી જ કૃત્રિમ ગુફાઓ તૈયાર કરવા મથવું એ માણસના સ્વભાવમાં જ રહેલું છે; અને માણસ એકવાર ફાવ્યો એટલે એ વસ્તુને વિશાળ વ્યાપક અને વ્યવસ્થિત બનાવતા એને વાર લાગતી નથી.

માણસના સ્વભાવની કેવી વિચિત્રતા ! એને સમાજ કરીને રહેવાનું પણ સૂઝે છે, અને સમાજનો ત્યાગ કરી, એકાંત સેવવાનું પણ મન થઈ આવે છે; અને એથી યે વિચિત્ર વાત તો એ છે કે એકાંતના રસિયા બેચાર ભેગા થયા એટલે એકાંતને અખંડ વખાણતા વખાણતા ચોવીસે કલાક બધા સાથે રહેવાના ! નહિ તો અલખ નિરંજનનું ધ્યાન લગાવનાર બાવાઓનો અખાડો કેમ જામે ?

કરનાળી અને ગંગનાથની નર્મદા કાંઠાની માટીની ભેખડોમાંથી કોઈકે એનું દ્રવ્ય કોતર્યું. અને ત્યાં દૂંફાળી, હાત ગુફાઓ તૈયાર કરેલી

છે. કરનાળીની ગુફા હમણાં હમણાંમાં શ્રી વિદ્યાનંદજીએ ધ્યાન માટે ઉપયોગમાં લેવા માડી છે. ગંગનાથ પરની 'સરસ્વતી'ની શાંત મૂર્તિનાં દર્શન કરતાં આપણે પણ ઘડીભર અખંડ શાંતિ અનુભવિયે છિયે. આ ગુફાઓ હિંદના પ્રાચીન વૈરાગ્ય-વૈભવનો વારસો છે : તેથી જ કહ્યું છે કે 'धर्मस्य तत्त्व निहीतं गुहायाम् ।' (ધર્મનું તત્ત્વ ગુફાઓમાં સ્થાપન કરેલુ છે.)

મહારાણી જમનામૈયાની સંધ્યાની આરતીની જેમ, સામે કાંઠેથી નર્મદાજીની આરતી નિહાળવી એ જીવનની એક મોજ છે–અનેરી ધન્ય પળ છે. રેવાજીનો કિનારો, ઘેરાં પાણી, નિરભ્ર શાંત આકાશ–અને દૂરથી થતાં આરતી-દીપનાં દર્શન એ દશ્ય મનોરમ છે. 'નર્મદે હર'નો ઘોષ આખા વાતાવરણને જાગ્રત કરી મૂકે છે. નદીનાં પાણીમાં અસંખ્ય કાચબાઓ ડોકાં બહાર કાઢીને આ આરતી નિહાળે છે તે વખતનું આરતીનું વાતાવરણ એક વખત તો હૃદયને છલોછલ પ્રેમભાવથી ભરી દે છે.

**હનુમંતેશ્વર :** ચ્ગોરથી ચાર માઈલ નર્મદાના દક્ષિણ કાંઠા ઉપર કંડોરા નામનું ગામ છે. ત્યાં હનુમંતેશ્વર મહાદેવનું મંદિર છે. હનુમાનજીએ અહીં તપ કરીને શંકરને પ્રસન્ન કર્યાં હતા. અને રાવણના પુત્રોને યુદ્ધમાં માર્યાની બ્રહ્મહત્યાના દોષનું નિવારણ તેમની કૃપાથી થયું હતું. તેથી તે તીર્થ મનાય છે. (સ્કન્દપુરાણ, રેવાખંડ : અ. ૧૦૩)

**રેવોરિસંગમ :** વાયુપુરાણમાં કહ્યુ છે કે

जाह्नवीयमुनायोगे प्रयागो वै यथोत्तरः ।
रवोरिसंगमस्तद्वत् प्रयागो दक्षिणः स्मृतः ॥

જેમ અલ્હાબાદમાં ગંગા, યમુના અને ગુપ્ત સરસ્વતી મળે છે તે સ્થળને 'ત્રિવેણી' 'વિષ્ણુપ્રયાગ' તથા 'ઉત્તર પ્રયાગ' કહે છે તેમ, રેવોરિસંગમને પણ 'ત્રિવેણી' 'રુદ્ર પ્રયાગ' તથા 'દક્ષિણ પ્રયાગ' કહે છે.

નર્મદા સર્વ ઠેકાણે સુલભ છે તેનાં જળમાં ન્હાવું એ સામાન્ય કૃત્ય છે: પરંતુ ઓંકાર, ભૃગુક્ષેત્ર અને રેવોરિસંગમ–એ ત્રણ ઠેકાણે સ્નાન દુર્લભ છે: કારણ કે એ સ્થળો અ-સામાન્ય છે. વળી માર્કંડેયનું વચન છે કે

" सर्वत्र सुलभा रेवा त्रिषु स्थानेषु दुर्लभा ।
ओंकारे भृगुक्षेत्रे च तथा रेवोरिसंगमे ॥ "

વારાણસીના જેટલાં જ બ્રહ્મહત્યાનું નિવારણ કરનારાં એવાં નર્મદાનાં પ્રમુખ તીર્થ છે. જેમ વિષ્ણુના ચરણારવિંદ ઉપર થઈને પડેલી વિષ્ણુ-પાદોદકી ગંગા 'ઉત્તર ગંગા' કહેવાય છે તેમ, મહારુદ્રના પરસેવામાંથી ઉત્પન્ન થયેલી તેમની પુત્રીતુલ્ય નર્મદા 'દક્ષિણગંગા' તરીકે ઓળખાવાય છે. આ તીર્થના રાજા સોમનાથ મહાદેવ છે, જે બ્રહ્મહત્યાદિક પાપને પણ નિવારે છે. સોમનાથ મહાદેવથી ઓરસંગમ સુધીનો પ્રદેશ બધો જ 'રેવોરિસંગમ તીર્થ' કહેવાય છે.

**ગંગાની ત્રિવેણી:** પૃથ્વી ઉપર ત્રણ ગંગાઓ પાપનો નાશ કરનારી છે. બ્રાહ્મી, વૈષ્ણવી અને રૌદ્રી : એ ત્રણે મૂળ તો એકજ સ્વરૂપે છે:

બ્રાહ્મી બ્રહ્માથી ઉત્પન્ન થયેલી, સાક્ષાત્ ઋગ્વેદ-સ્વરૂપા અને વિશ્વનાં પાપના ઓઘનો નાશ કરનાર સરસ્વતી 'મધ્યગંગા' કહેવાય છે.

વૈષ્ણવી વિષ્ણુપાદોદકી ગંગા યજુર્વેદ-સ્વરૂપા, ત્રૈલોક્યમાં ગતિ કરનાર, ધર્મરૂપ, તથા દૈત્યનો અને પાપનો નાશ કરનાર 'ઉત્તર ગંગા' કહેવાય છે.

રૌદ્રી – રુદ્રોદ્ભવા, સામવેદ-સ્વરૂપા, લાંબા કાળ સુધી ટકનારી અને આશ્રિત જનને સુખ આપનાર નર્મદા 'દક્ષિણ ગંગા' કહેવાય છે.

આ ત્રિવેણી, મૂળે એક જ છે એમ ભાવિકોને મનાવવા માટે એકજ નદીમાં ત્રણેની ભાવના કરવામાં આવી છે: નર્મદાજી સવારમાં ગંગાજી

સ્વરૂપે વહે છે, બપોરે સરસ્વતી રૂપે, અને અપરાહ્ણ કાળે એટલે ચાર વાગ્યા પછી, અડસઠ તીર્થો રૂપે વહે છે અને રાત્રિએ નર્મદારૂપે વહે છે એટલે કે તે તે સમયે સ્નાન કરવાથી તે તે તીર્થનું ફળ મળે છે –

" प्रभाते वहति गंगा मध्याह्ने तु सरस्वती ।
अपराह्णे सर्वतीर्थानि रात्रौ वहति नर्मदा ॥ "



૯

# ગંગનાથથી અનસૂયા

**યમહાસ :** ચાંદોદથી લગભગ એક માઇલ, નર્મદાના ઉત્તર તટ ઉપર 'યમહાસ તીર્થ' છે. વૃત્રાસુરનો વધ કર્યા પછી યમરાજ સહિત સૌ દેવતાએ અહીં આવી નર્મદાજીમા સ્નાન કર્યું હતું અને તેથી પોતાનાં સર્વ પાપોથી મુક્ત થયા હતા. આ તીર્થમાં સ્નાન કરનારને યમરાજનાં દ્વાર જોવાં પડતાં નથી. ( સ્કંદપુરાણ, રેવાખંડ. અ. ૧૦૮ )

**નંદેરિયા-ગંગનાથ :** યમહાસથી એક માઇલ નર્મદાને દક્ષિણ કિનારે નંદેરિઉં ગામ છે. ત્યાં 'ગંગનાથ તીર્થ' છે. લોક કહે છે કે વર્ષમાં એક વખત ભાગીરથી ગંગા અહીં કાળી ગાયનું રૂપ લઈને આવે છે, અને નર્મદાજીમાં સ્નાન કર્યા પછી સફેદ થઈને ચાલી જાય છે. આ સ્થળે પાકો ઘાટ છે : ગંગાસપ્તમી ( વૈશાખ સુદ ૭ ) ને દિવસે અહીં મોટો મેળો ભરાય છે.

'ગંગનાથ ભારતીય સર્વ–વિદ્યાલય' નામે રાષ્ટ્રીય ભાવનાથી અહીં સ્થાપન થયેલી રાષ્ટ્રીય શાળાને લીધે ગંગનાથનું નામ દેશભરમાં જાણીતું છે. 'બંગભંગ' પછી જે ક્રાંતિ દેશભરમાં ફેલાવા પામી હતી, અને 'સ્વદેશી'ની ચળવળે કેળવણીના ક્ષેત્રમાં પ્રવેશ કર્યો હતો તેનાં આંદોલનો આ સંસ્થાએ ઝીલ્યા હતાં. તેના સંસ્થાપક બેરિસ્ટર શ્રી કેશવરાવ દેશપાંડે સાથે બીજા જે અધ્યાપકો જોડાયા હતા તેમાં શ્રી દત્તાત્રય બાલકૃષ્ણ કાલેલકર, અનંતબુવા મરઢેકર-( હિમાલયયાત્રાના તેમના સાથી ), તથા મામા ફડકે મુખ્ય હતા.

અહીં વિદ્યાર્થીઓ તથા અધ્યાપકો એક કુટુમ્બની જેમ ભેગા રહેતા હતા; અને તેથી અહીં જ શ્રી. ફડકેને 'મામા' નું પદ, અને શ્રી. કાલેલકરને




ખંડ ૨ : ૯, જુઓ પૃષ્ઠ ૧૮૦

ગંગનાથ થી અનસૂયા

'કાકાસાહેબ'નું નામ પ્રાપ્ત થયું હતું. આ સંસ્થાના વિદ્યાર્થીઓ દર રવિવારે વડોદરામાં આવી, સંસ્થાને સહાય માટે 'મુષ્ટિફંડ' ઉઘરાવવા આવતા હતા. સરકારની આંખ આ ક્રાન્તિવાદી સંસ્થા ઉપર પડવાથી તે બંધ કરવું પડયું હતું.

આ સ્થળમાં આવેલી 'સરસ્વતી ગુફા' ખાસ જોવા જેવી છે.

**કરજણ કાંઠે નાંદોદ :** કરજણને જમણે કિનારે નાંદોદ–પ્રાચીન નાંદીપુર–વસેલું છે. નદી કિનારે જો ગામ હોય તો ત્યાં મંદિરો અને ધર્મશાળા ન હોય એમ બને જ નહિ. એકાદ બે ઓવારા પણ હોય.

**વ્યાસ–શુકદેવ :** કરજણ નદી નાંદોદ–રાજપીપળાને અડકીને વહેતી વહેતી આવે છે. એવામાં, પટ પસારીને બેઠેલાં રેવાજી વ્યાસ અને શુકદેવ પાસે 'ભાગવત' સાંભળી રહ્યાં છે. ત્યાં કરજણ નદી પોતે પણ આસન પાથરી બેસી જાય છે.

સાતપૂડાના છેક પૂર્વ છેડા પરનાં પાણી લઈને ચાલી આવતી નર્મદા અને સાતપૂડાની પશ્ચિમ પીઠના મધ્ય ભાગને ફોડી મીઠું પાણી લઈ આવતી કરજણ નદી આમ રૂંઢ ગામ આગળ ભેગી થઈ જાય છે. મધ્યમાં વ્યાસ શુકદેવની કથાનુ પીઠ–અને સાથે સાથે બેસી કથા સાંભળી રહેલી બે વિંધ્યસુતાઓને જોઈ આપણને પણ ઘડીભર ત્યાં બેસી જવાનું જ મન થાય છે.

'કરંજ્યા' અથવા કરજણ નદી જ્યાં નર્મદાને મળે છે ત્યાં સાત માળની હવેલીનો જાણે ઝરૂખો હોય એવું, ઊંચી ભેખડની ભમ્મર ઉપર, શુકદેવજીનુ મંદિર દેખાય છે. સામે કાંઠે નદીમા વ્યાસનો બેટ અને સંસ્કૃત–વિદ્યાવંતુ બરકાલ ગામ છે.

**વ્યાસ–તીર્થ :** નદીઓના સંગમ, તીર્થ–ભાવનામાં ખાસ પવિત્ર ગણાય છે. ઓર–સંગમનું પણ ખાસ માહાત્મ્ય હોવું જોઈએ. ચાણોદથી ચાર ગાઉ ઉપરથી નર્મદાની વચ્ચે બેટ ઉપર વ્યાસનું મંદિર છે. અને

ઓર નામની નાની નદી ચાણોદ પાસે નર્મદાને મળે છે તે ઉપરથી નીચેની દંતકથા ઉત્પન્ન થઈ છે.

વ્યાસપુત્ર શુકદેવને ગર્ભમાં જ જ્ઞાન થયું હતું. એમને ૧૬ વર્ષની ઉંમરે જન્મતાં જ ઓર સાથે એ ચાલી નીકળ્યા. વ્યાસજી પુત્રની પછવાડે ચાલ્યા. શુકદેવની પછવાડે વીંટાયેલી ઓરમાંથી જે નદી ચાલી તે 'ઓર' કહેવાય છે. આ ઓર નદી જે સ્થાને નર્મદાજીને મળી જાય છે, ત્યાં આગળ શુકદેવજીને વ્યાસજીએ પાછા વળવા માટે બહુ સમજાવ્યા, પણ એ પાછા ન વળ્યા. એટલે વચ્ચે નર્મદાને રાખી એક તરફ વ્યાસજીએ તપ કરવા માંડ્યું અને બીજી તરફ શુકદેવે.

શ્રી ભાગવતપુરાણના પ્રારંભમાં સૂત પૌરાણિકે ભાગવતકાર વ્યાસજી તથા તેમના પુત્ર શુકદેવનું સુંદર સ્તવન રચ્યું છે.† 'ભાગવત'રૂપી 'નિગમકલ્પતરુ' ઉપરથી શુક (પોપટ તથા શુકદેવ)ના મુખથી ભક્તિરૂપી રસાળ ફળ નીચે પડ્યું. તેમાંથી ટપકી રહેલો અમૃત જેવો મીઠો રસ જે પરીક્ષિત રાજાએ ચાખ્યો—એ રસ ભાગવતી કથાનો હતો.

અખા ભક્તે પરીક્ષિતની શ્રવણભક્તિને વખાણીને કહ્યું છે કે—

---

† 'यं प्रव्रजन्तमनुपेतमपेतकृत्यं
द्वैपायनो विरहकातर आजुहाव ।
'पुत्रे'ति तन्मयतया तरवोऽभिनेदु-
स्तं सर्वभूतहृदयं मुनिमानतोऽस्मि ॥

यः स्वानुभावमखिलश्रुतिसारमेक-
मध्यात्मदीपमतितितीर्षतां तमोऽन्धम् ।
संसारिणां करुणयाह पुराणगुह्यं
तं व्याससूनुमुपयामि गुरुं मुनीनाम् ॥'

—भागवत, स्कं १, अ २, श्लो १-२

"સાત દિને પરીક્ષિત રાજાન, ભાવ થયો : ભેટ્યા ભગવાન :
બીજા સૌ ત્યાં બેઠા હતા, શુકના મુખની સુણવા કથા :
તે તેવા ને તેવા રહ્યા, અખા હરિની જોઈએ મયા."

ગર્ભ-જોગી શુકદેવ ઓર-ભર્યા જન્મતાની સાથે, સંસારમાં રહેવું ન પડે તેટલા સારુ, ઘરમાંથી નાસી છૂટ્યા : ત્યારે તેમના વિરહથી વ્યાકુલ બનેલા તેમના પિતા કૃષ્ણદ્વૈપાયન વ્યાસ "હે પુત્ર, હે પુત્ર !" એમ કહેતા, તેમની પાછળ દોડ્યા : તે વખતે આજુબાજુનાં વૃક્ષોને જાણ થઈ કે શુકદેવજી અહીંથી જઈ રહ્યા છે : એટલે વૃક્ષોએ પુષ્પોથી તેમનું અભિવાદન કર્યું. પછી પિતાના અનુનયથી સંસારીઓની ઉપર કરુણા કરીને, 'ભાગવત કથા'નો પ્રકાશ તેમના અંધકારમય જીવન ઉપર ફેલાવીને શુકદેવ કૃતકૃત્ય થયા શાપિત પરીક્ષિતને સાત દિવસમા કથા શ્રવણ કરાવી તેમને મોક્ષ અપાવ્યો. એ શુકદેવનો સંબંધ નર્મદાને તીરે આવેલા 'શુકદેવ તીર્થ' સાથે જોડાયેલો છે.

નર્મદાના બેટમાં વ્યાસનુ મંદિર છે, અને તેમા મહાદેવની તથા વ્યાસનારાયણની મૂર્તિ છે; અને દક્ષિણમા સામે કાઠે શુકદેવનું મંદિર છે; તેમાં 'શુકદેવ મહાદેવ' પૂજાય છે. ઉપરની દંતકથા અને આ સ્થાનો આધુનિક લાગે છે. ઓર નદી ઉપરથી શબ્દ-રમત જેવી દંતકથા ગુજરાતીઓએ જોડી લાગે છે. શ્રી ભાગવતમાં તો શુકદેવ હસ્તિનાપુર પાસે પર્યટન કરતા હોવાનુ વર્ણન છે.

**શુકની ધાતુપ્રતિમા :** શુકદેવની ધાતુપ્રતિમા ધ્યાન ખેંચે તેવી છે : પાષાણની મૂર્તિઓથી જુદી પડતી એવી આ પ્રતિમા મધ્યકાલીન સમયની જણાય છે.

**શુકદેવ :** નર્મદાના દક્ષિણ તટ પર 'શુકેશ્વર તીર્થ' છે : જેને લોકો 'શુકદેવ'ને નામે ઓળખે છે. અહીં ગર્ભયોગી શુકદેવજીએ તપ કર્યું હતું. ઊંચી ભેખડ ઉપર મંદિર આવેલું છે પગથિયાં ચઢીને મંદિરમાં

જવાય છે નજીકમા જ કરજણ અથવા કરજ્યા નદીનો સગમ થાય છે સ્થાન રાજપીપળા રાજ્યની હદમા ગણાય છે

ઓવારાના એક પગથાર આગળ સૂર્યની મૂર્તિ ગોઠવેલી છે સામે કાઠે એ બેટ ઉપર શુકદેવના પિતા વેદ વ્યાસનુ 'વ્યાસ તીર્થ' છે

**વ્યાસ તીર્થ :** શુકદેવથી સામે કાંઠે થોડે દૂર નર્મદાના ઉત્તર કિનારા ઉપર મરકાન ગામ છે નર્મદાના પ્રવાહમા વચ્ચે આવી રહેલા એક બેટ ઉપર 'વ્યાસ તીર્થ' છે

અહી વ્યાસ ભગવાને તપ કરીને 'વ્યાસેશ્વર'ની સ્થાપના કરી હતી લોકો કહે છે કે પહેલા આ સ્થાન નર્મદાના દક્ષિણતટ ઉપર હતુ શ્રી યાજ્ઞવલ્કયાદિ ઋષિઓ વ્યાસના આશ્રમ ઉપર આવ્યા તેમને વ્યાસે અતિથિ-સત્કાર ગ્રહણ કરવાનુ કહ્યુ ઋષિઓએ દક્ષિણ તટ ઉપર કઈ પણ ગ્રહણ કરવાનો અસ્વીકાર કર્યો શ્રી વ્યાસે નર્મદાની સ્તુતિ કરી તેમની તપસ્યાના પ્રભાવથી નર્મદાની એક ધારા દક્ષિણ તટથી પણ વહેવા લાગી આમ થવાથી વ્યાસનો આશ્રમ નદીની એક ધારાના ઉત્તર તટ ઉપર આવી ગયો ઋષિઓએ સહર્ષ વ્યાસનુ આતિથ્ય સ્વીકાર્યુ (વાયુ પુરાણ, રેવાખડ અ ૧૧૫-૧૧૬) વ્યાસ' તેથી જ એ જોવો થઈ રહ્યો છે

ઉત્તરાપથના વાસી એવા આર્યોને અગમ્ય એવા દક્ષિણાપથ સબધી કેટલી બધી ઘૃણા તથા સૂગ હશે તેનો કઈક ઝાંખો ખ્યાલ આ આખ્યાયિકા, ઉપરથી સહેજે આવે છે આવી જ બીજી આખ્યાયિકા, મડલા પાસેના વ્યાસનારાયણના મદિરના સબધની ઉપર આવી ગઈ છે ત્યા ખાસ કરીને પરાશર ઋષિ, દક્ષિણતટનો નિષેધ વ્યક્ત કરે છે

કાર્તિક અને વૈશાખ માસમા આ તીર્થનુ માહાત્મ્ય વિશેષ મનાય છે યાસમા એક જગા પર અસખ્ય શિવલિગો સ્થાપન કરેલા છે તે ઉપરથી તેને 'કૈલાસ'નુ નામ આપવામા આવ્યુ છે. હિમાલયના

હિમાચ્છાદિત અસખ્ય શિખરોની પાછળ અણગણ્યા બીજા શિખરો જે નિગાહરે દખાય છે તે ઉપરથી 'કૈલાસની કલ્પના ભાવિકોએ કરેલી જણાય છે

**બરકાલ** : મરકાનના બ્રાહ્મણો સારા વેદપાઠી અને વિદ્વાન ગણાય છે મુખ્યત્વે એ ગામ 'બ્રહ્મપુરી' જેવું તેવું જ છે મુકામને બીજી વસ્તી બહુ ગૌણ છે

**અનસૂયા અબાલી** : વ્યાસ ક્ષેત્રની જેમ અનસૂયા માતાનુ સ્થાન પણ એક નાના ટેકરા ઉપર આવેલુ છે. અત્રિઋષિની આજ્ઞાથી અનસૂયાએ પુત્ર-પ્રાપ્તિને માટે અહી તપ કર્યું હતુ એ તપના પ્રભાવથી બ્રહ્મા, વિષ્ણુ તથા મહાદેવ-એ દેવતાની ત્રિમૂર્તિ "દત્ત આત્રેય' એવા રૂપથી પ્રગટ થયા ત્રણે દેવતાનો ભેગો અવતાર આ સ્થાન પર થયો તેથી એ તીર્થનુ મહત્ત્વ ગણાય છે (વાયુ પુરાણ રેવા ખડ અ ૧૨૦)

આ તીર્થને સામે કાંઠે ઉત્તર તટ ઉપર, 'એરંડી' નદીનો સગમ થાય છે

આ અનસૂયા તીર્થની માટીમા એવો વૈદ્યકીય ગુણ જણાયો છે કે તેના લેપથી કુષ્ટ એટલે કોઢ-અને ત પણ રક્તપિત્ત જાતનો ચેપી રોગ-મટે છે તેટલા ઉપરથી જ શ્રી સયાજીરાવ ગાયકવાડે સને ૧૮૮૦ મા 'કુષ્ટાશ્રમ' સ્થાપન કર્યો છે કુષ્ટ-રોગીઓ માટે અતઠન નણ છે

**અબિકેશ્વર** : અનસૂયાની સાથે જ બોનાતુ એવુ અબાલી ગામ નર્મદાને ઉત્તર કિનારે એક માટી ઉપર છે અહીં અબિકેશ્વર તીર્થ છે કાશિરાજની પુત્રી અબિકાએ ઉત્તમ પતિ પ્રાપ્ત કરવા માટે અહીં તપ કર્યું હતુ ત ઉપરથી કોડલરેની કુમારી કન્યાઓને આ સ્થાનમા જમાડવાથી બહુ પુણ્ય થાય છે એમ મનાય છે

અનસૂયામા આસો સુદ સાતમે મેળો ભરાય છે.

**સીસોદરા મુકુટેશ્વર :** નર્મદાના દક્ષિણ તટ ઉપર આગળ જતાં સીસોદરા ગામ આવે છે. અહીં 'મુકુટેશ્વર' તીર્થ છે. દક્ષપ્રજાપતિએ પોતાના યજ્ઞમાં શિવજીને નિમંત્રણ ન મોકલ્યું અને વધારામાં તેમની જાહેરમાં નિંદા કરી. સતી પાર્વતીએ પતિના અપમાનથી યજ્ઞકુંડમાં પડતું નાખ્યું અને સ્વમાનભંગની ખાતર દેહ-ત્યાગ કર્યો. તે ઉપરથી જ આપણામાં 'સતી થવું' એવો ભાષા-પ્રયોગ રૂઢ થયો છે. સતીની જેમ, સ્વમાન-ભંગને પ્રસંગે પ્રાણત્યાગ કરવો—એવા અર્થમાં, 'સતીની જેમ વર્તવું' એટલે 'સતી થવું' એમ પ્રયોગ વપરાય છે.

સતીનો દેહ પડવાના સમાચાર મળતાં શંકરે પોતાની જટામાંથી 'વીરભદ્ર' નામના ગણને મોકલ્યો, જેણે દક્ષ-યજ્ઞ-ભંગ કર્યો. ભગવાન શંકર દેવી સતીના અપમૃત્યુથી ખિન્ન એવા નર્મદાને કિનારે ચાલ્યા આવ્યા. પોતાનો જટામુકુટ એ કૈલાસમાં મૂકીને આવ્યા હતા. બીજી રીતે કહિયે તો શંકરની વીખરાયેલી છૂટી જટા, આ સ્થાનમાં શાન્તિ પ્રાપ્ત થતા, ફરીથી તેને મુકુટરૂપે ગૂંથવામાં આવી—એટલે કે શિવજીના ગણ શિવનો મુકુટ લઈને નર્મદા-કિનારે શિવજીની શોધમાં નિકળી પડ્યા ત્યારે શિવ તેમને ત્યાં લિંગ-સ્વરૂપમાં દેખાયા. શિવગણે લિંગ ઉપર મુકુટ ચઢાવ્યો અને પૂજા કરી તેથી તે 'મુકુટેશ્વર મહાદેવ'ને નામે પ્રસિદ્ધ છે.

**માંડવ્ય તીર્થ :** આ તીર્થમાં માંડવ્ય ઋષિ સબંધી આખ્યાયિકા પ્રચારમાં આવી છે (સ્કંદપુરાણ, પાંચમા 'અવન્તી ખંડ'માં; રેવાખંડે, નર્મદા-માહાત્મ્ય - અ. ૧૭૮) એક સતી સ્ત્રીના તપઃ પ્રભાવની કથા અહીં આપેલી છે :—

બ્રહ્મર્ષિ માંડવ્ય મોટા તપસ્વી હતા. એકવાર કાળજાળનું કરવું તે એમના ઉપર ચોરીનું આળ આવ્યું! રાજા સુદર્શન મૂનયા માટે

અરણ્ય ગયા હતા. ત્યાં એક ઝાડના થડે પોતાનો ઘોડો બાંધી એ જરા આમતેમ ફરતા હતા.

એટલામાં એ ઘોડાને છોડીને કોઈ લઈ ગયું. રાજા અને રાજાનાં માણસોએ ખૂબ શોધાશોધ કરી મૂકી : ત્યાં તેમની નજર દૂર એક ખૂણા તરફ ગઈ. માંડવ્ય ઋષિ શાન્ત એકાન્ત જગામાં ધ્યાનમગ્ન હતા, તેમના તરફ માણસો વળ્યા.

તેમણે ઋષિને બોલાવવા બહુ પ્રયત્ન કર્યો : છતા જ્યારે એ બોલ્યા નહીં ત્યારે તેમને જ તેમણે ચોર તરીકે ઠોકી બેસાડ્યા. અને, ચોરને દંડ દેવાની જૂની પદ્ધતિ પ્રમાણે, માંડવ્યને તત્કાળ શૂળી દેવાની શિક્ષા થઈ!

કેટલાંક પુરાણોમા, કોઈ રાજાનું રાજધન ચોરાયાનુ આળ ઋષિને માથે આવ્યાની વાત આપી છે. સ્કંદપુરાણમાં કોઈ રાજકન્યાનાં ઘરેણા ચોરીને જતા ચોરો ધ્યાનમગ્ન માડવ્ય પાસે તે નાખીને જતા રહ્યા, તેની ચોરી તેમને માથે આવી—એવી જુદી હકીકત છે વર્તમાન કાળમા ખૂબ જાણીતી એવી 'સત્યનારાયણની કથા'મા પણ, સાધુવાણિયાને માથે આ પ્રકારે જ ચોરીનુ આળ આવ્યાની વાત આવે છે.

મહાભારતના 'આદિ પર્વ'મા આ પછીનો કથા પ્રસગ છે કે માડવ્યને આ પ્રમાણે વિનાકારણે દુ ખ ભોગવવુ પડ્યુ . તેથી તેનો ખુલાસો પૂછવા લિંગદેહે એ યમરાજ પાસે ગયા.

યમરાજે ઋષિના પાછલા જન્મના તથા વર્તમાન જન્મનાં પાપ-પુણ્યનો હિસાબ તપાસ્યો, અને કહ્યુ . " ઋષિ ! તમે પુણ્યશાલી છો; છતા ન્હાનપણમા થયેલા એક પાપની નોંધ નિકળે છે. તમે રમતમાં એક કીડાને સોયની અણીથી રોપ્યા કર્યો હતો : એ પ્રકારે કરેલી પ્રાણીપીડાની શિક્ષા તમારે ખમવી પડી હોય એમ જણાય છે."

માંડવ્ય ઘડીભર વિચારમાં પડી ગયા. પરંતુ ન્હાનપણમા કરેલા પાપની જોખમદારી પોતાને માથે હોવા બદલ તેમણે વાંધો જાહેર કર્યો.

તેમણે કહ્યું : "ધર્મરાજ ! ન્હાનપણમાં કરેલા પાપ માટે માબાપની જોખમદારી ગણાવી જોઇએ : કારણ કે બારપંદર વર્ષના અજ્ઞાન બાલકમાં વિવેકબુદ્ધિનો ઉદય થયો હોતો નથી."

યમને તેમના વાંધાનો ખુલાસો જડ્યો નહી : એ પણ વિચારવા લાગ્યા.

તપસ્વી માંડવ્યે યમરાજની ભૂલ જોઈ લીધી, અને તેથી તેમને શાપ્યા : "ધર્મરાજ ! તમે મને વિના-વાંકે દંડ્યો તેથી તમારે શૂદ્ર કુળમા એકવાર જન્મ લેવો પડશે" એ શાપથી શૂદ્રકુળમા જન્મેલા ધર્મરાજ તે જ વિદુરઃ પાડુ તથા ધૃતરાષ્ટ્રના ભાઈ

આવા પ્રતાપશાળી માંડવ્ય જ્યારે શૂળીપર હતા તે વખતે મધરાતે પ્રતિષ્ઠાનપુરના કોઢિયા બ્રાહ્મણ કૌશિકને ખભે બેસારી, તેની સાધ્વી સ્ત્રી નર્મદા, કોઈ ગણિકાને મળીને આવવાની જૂઠી જૂઠી તો યે પતિની ઇચ્છાને પાર પાડવા માટે, ઊતાવળી ઊતાવળી ચાલી જતી હતી.

અંધારામાં એ જેમતેમ આગળ વધતી હતી. ત્યા માંડવ્ય ઋષિને શૂળી પર ચડાવ્યા હતા, અને જ્યા રહ્યા રહ્યા એ યાતના ભોગવતા હતા ત્યાં, તે જગાએ તેમને ઘસડાઇને એ ગઈ.

દુઃખ ભોગવી રહેલા ઋષિનો પગ અકસ્માત કૌશિકને અથડાયો. પારાવાર દુઃખ પામતા ઋષિથી કહેવાઈ ગયું : "સવાર પડતા પહેલાં મને દુઃખાડનારનો દેહ પડજો !"

સતીના રોંઢ સખ્તાઈથી બીડાયા. તેનાથી ઋષિનું વચન ઉથાપાતું નથી : તેમ પતિનું અનિષ્ટ થતું પણ જોવાય તેમ નથી.

નર્મદાએ નિશ્ચય કર્યો : "સૂર્યને કાલે ઊગવા જ નહીં દઉં, પછી !"

રાત ખૂબ લંબાઈ: જગત આખું સળવળી ઊઠયું: પ્રાણીમાત્ર અકળાઈ ગયાં. તપાસ કરતાં કરતાં સતી નર્મદાનું ધર્મસંકટ સૌના જાણવામાં આવ્યુ.

અનસૂયાજી નર્મદાની પ્રાર્થનાએ આવ્યાં. સતીને હૃદયે રોષ હોય જ નહી. એમણે પતિનો દેહ બચે–એ શરતે સૂર્યને ઊગવા દેવા અનુમતિ આપી.

પછી સૌ સારાં વાનાં થયાં. કૌશિકની કાયા કાંચનવર્ણી બની ગઈ.

જગતમાં સૌને માટે સુખનો સુરજ ઊગ્યો અને સતી નર્મદા પ્રભુનો પાડ માનતાં, ગૃહસ્થાશ્રમને ધન્ય બનાવી રહ્યાં.

એ ધન્યતાના આનંદમાં સતીનો દેહ જળરૂપ બની ગયો. અમરકંટકમાંથી વહેતાં વહેતાં સતીનાં પવિત્ર જળ અનેક તીર્થો સ્થાપતાં ગયાં; અને પતિભક્તિનું જ્વલંત ઉદાહરણ જગતની માતાઓને પાવન કરતુ મૂકતાં ગયાં : પછી પશ્ચિમ સાગરમા પોતાનાં મીઠાં જળ મેળવી અદશ્ય થયા.

હિંદુઓ આજે પણ એ સતી નર્મદાનુ સ્તુતિનું અષ્ટક ગાય છે કે :

' त्वदीय पादपंकजं ।
नमामि देवी नर्मदे ॥ '



## ૧૦

# શીનોરથી માલસર

**શીનોર :** ભીલોદગાથી સામે કિનારે, નર્મદાના ઉત્તર તટ ઉપર શીનોર નગર આવેલુ છે. ગાયકવાડની ભરોડા સ્ટેટ રેલ્વે ઉપર એ સ્ટેશન છે. કરજણથી જતા ચોરંદા જંકશન ઉપરથી રેલ્વેનો એક ફાંટો માલસર સુધી જાય છે તેમા માલસરથી પહેલાં શીનોર સ્ટેશન આવે છે. ચાણોદથી દક્ષિણ-પશ્ચિમ ૧૯ માઈલ પર તે આવેલું છે. અને તે તાલુકાનુ મુખ્ય શહેર છે.

કેટલાક લોકો એને 'સેનાપુર' અથવા 'શિવપુરી' પણ કહે છે. અહીં સ્વામી કાર્તિકેયે તપશ્ચર્યા કરી હતી, અને તે તપને પરિણામે તેમને દેવસૈન્યના સેનાપતિ બનાવવામાં આવ્યા હતા એમ કહેવાય છે.

ગામને લાગીને નદી પર પાકા ઘાટ બાંધેલા છે અહીં ઘણા દેવાલય છે. તે ચાણોદથી કદમા નાનાં છે; છતા ઘણા પવિત્ર મનાય છે. અહીં ધૃતપાપેશ્વર, માર્કંડેશ્વર, નિષ્કલંક, મહેશ્વર, કેદારેશ્વર, ભોગેશ્વર, ઉત્તરેશ્વર તથા રોહિણેશ્વરના શિવાલયો જાણીતા છે. કેટલાકમાની શિલ્પ-કારીગરી વખાણવા જેવી છે 'ભંડારેશ્વર મહાદેવ'નુ મંદિર મુખ્ય ગણાય છે. તેની નજીકમા જ 'અનારેશ્વર'નું મંદિર છે.

શીનોર રાજવહીવટની દૃષ્ટિએ મોટું અગત્યનું નગર હશે એમ જણાય છે. વિનયચંદ્રે તેરમા સૈકામા રચેલી 'કાવ્યશિક્ષા' નામના તાડપત્રીય સંસ્કૃત ગ્રંથની પોથીમા, કવિ બનનારને માટે જે ભૌગોલિક જ્ઞાન મેળવવા યોગ્ય છે તેની માહિતી આપી છે. ત્યા 'श्रीनारप्रभृति चतुरशीति'-

'ચોરાશી ગામના મુખ્ય મથક' તરીકે શ્રીનાર-શ્રીનગર-શ્રીનયર-શીનોર-એવો ઉલ્લેખ કરેલો છે

શીનોરમાં નદી-કાંઠે બોરીંગ કરી, નળ-વાટે પાણી પૂરું પાડે છે: પણ નદી ઉપર આ પ્રકારની યંત્ર-સ્થાપનાથી પરિક્રમાવાસીઓની નજરે આ સ્થાન હવે યાત્રા-યોગ્ય રહ્યું નથી. ગામમાંથી નદી પર જવા સારુ એકસો પગથિયાનો ઓવારો બાંધેલો છે.

શીનોરમા 'જૈન ઉપાશ્રય' નદીને કિનારે જ છે. જગા ખૂબ વિશાળ છે. 'જ્ઞાન મંદિર'માં સારી સંખ્યામાં હસ્તલિખિત ગ્રંથો છે. લગભગ બસો વર્ષ ઉપરના એક 'વિજ્ઞપ્તિ-પત્ર'માં, તે વખતના શીનોરના નદી-કાંઠાનો તથા નગરનો સુંદર સચિત્ર નકશો દોરેલો છે. શીનોરનું જૈન મહાજન કોઈ મુનિ મહારાજને શિનોરમા ચોમાસુ ગાળવા વિનંતિ કરે છે-તે એ 'પત્ર'નો વિષય છે. લેખને છેડે સંભાવિત નગરજનો અને શ્રેષ્ઠિઓની સહીઓ છે.

સને ૧૭૮૩માં ફોર્બ્સ સાહેબ પોતાના 'ઓરિયેન્ટલ મેમોઇર્સ'માં લખે છે કે : 'તે વખતે ગામની વસ્તી દશ હજાર હતી, તેમાં ઘણા વણકર હતા. તે લોકો ખાદી વગેરે કાપડ વણતા. તે છેક પર્શિયા અને અરબસ્તાન સુધી જતુ. તે સિવાય ઝીણા કાપડમા બારતા અને મજલીન વગેરે વણાતું હતું. ઘણું ખરૂ કાપડ ડભોઇ, શિનોર કે અમદાવાદમાં રંગાતું હતું'

શીનોર ગામના નાગર-'મજમુદારો' ગાયકવાડની ગુજરાતમાં જામેલી સત્તા સાથે ખૂબ સંબંધ ધરાવે છે. સને ૧૭૭૩૨માં પીલાજીરાવ ગાયકવાડ તથા સુબેદાર દામાજીરાવ ગાયકવાડ ગુજરાત પર મુલકગીરી કરવા આવતા ને શીનોર પાસેના 'બાબા પ્યારાના ઘાટ' આગળથી જ. તેને લગતા પ્રાચીન દસ્તાવેજોમાંથી અને સનદોમાંથી જાણવા મળે છે કે એક વખત પૂનેથી મરાઠા લશ્કર આવવાનુ હતુ ત્યારે શીનોરના મજમુદાર

પર ચિઠ્ઠી આવી હતી કે 'દમેરા ઉપર રિનોનની માજુમા સૈન્યનો મુકામ થવા સભવ છે તો તબુઓ તથા ઘોડાઓ માટે બે હજાર નાકડાની ખૂટીઓ તૈયાર રખાવજો' આમા પ્યારાના ઘાટ'ની વાત આગળ આવશે

સીનોર ગામ, વર્તમાન ગુજરાતના 'યુગમૂર્તિ નવલકથાકાર' તરીકે બિરુદ પામેલા સ્વર્ગસ્થ શ્રી રમણલાલ દેસાઈ (૧૮૯૨–૧૯૫૪)ની માતૃભૂમિ તરીકે ગૌરવ લઈ શકે તેમ છે 'ગઈ કાલ'ની તેમની આત્મ-કથામા તેમણે તેનુ મમતાભર્યું સ્મરણ કર્યું છે

નર્મદાને નાચતા, રમતા, દોડતા આવડતુ નથી એમ કહી શકાય નહિ. તોય તેની અસર એકંદરે ગભીર ખરી નર્મદા સીનોર પાસે અત્યત ગભીર બને છે તેમા યે વર્ષામા નર્મદા જે રૌદ્રરૂપ ધારણ કરે છે એવુ રૂપ બીજી બહુ થોડી નદીઓ ધારણ કરતી હશે

સામે આવેલુ પાણીના પટ કરતા પણ મોટુ બાનુ આખુ ડૂબી જાય અને સીમોદરા ગામ તણાયાની અફવા આવ્યા જ કરે, પૂરના પાણી ઉભરાઈ કરાડોના અને કોતરોના પોણા ભાગને છાનકે ન્હવરાવે જાણે સમુદ્ર ફેલાયો હોય એવો જળવિસ્તાર વ્યાપક બની જાય, આગગાડીની ઝડપે પાણી વહેતા હોય, મોજા એકમેક ઉપર ચઢી પાણીના ચલ ટેકરાઓ ઊભા કરે અને લુપ્ત કરે ગોળ ગોળ દડાઓ સરખી ઘૂમરીઓ કૂદકી ફર્યા જ કરતી હોય અને ઉન્મત્ત તાડવ કરતી નર્મદાનો ધમકાર ચારે પાસ સભળાયા કરતો હોય—એ દૃશ્ય ભૂલ્યુ ભુલાય એમ નથી

અને જુના ફળિયાને ઓવારે ત્યાથી પ્રચડ ઊર્મિરમત દરિયામા પણ દેખાતી નહિ હોય વહેથી બધાયેલો એ ઊચો ઘાટ નર્મદાના ધસમસતા પૂરની વચ્ચે આવતો હતો એના પગથિયા, પગથાર અને હાથણીઓની સામે ઝઝૂમતા અને માર્ગ કરતા નર્મદાના પાણીના વમળો ફૂવારા, ઘૂમરી, ભમરી અને જળવાગોની પરપરાન્યાય એક ભયકર "ઘાળી" રચે છે

નર્મદાના એના રૌદ્રરૂપથી એને કિનારે વસતા એના બાળકો ટેવાઈ પણ જાય છે એના ભરપૂર પાણીમા પણ ગીમડાનુ લાકડુ આધાર માટે નઈ, 'નર્મદે હર !'ના પ્રબળ ઉચ્ચાર સાથે કેંક તારાઓ નર્મદાના જળમા કૂદી પડે છે, અને દૂરદૂરથી તણાઈ આવતા લાકડા એની નાખી આખા વર્ષની બળતણસામગ્રી ભેગી કરે છે જે સ્થળેથી તારો કૂદી પડ્યો હોય ત્યાથી અડધા પોણા ગાઉ ઉપર એ તારો બહાર નીકળી શકતો એવુ પાણી નરેતુ રહેતુ આમ નર્મદા સુદર અને ભવ્ય દૃશ્યોનો એક સાથે ભડાર બની રહે છે

સાથે સાથે નર્મદા નદી આખા શીનોર ગામને પીવા–નહાવાનુ પાણી પૂરુ પાડે છે, વળ છતા મરાઠાઓના રાજકીય ઉદયમા હિંદુ સસ્કૃતિનો પુનરુદ્ધાર બહુ થયો નથી એમ કહેનાર અને માનનારે નર્મદાકિનારે ફરી વળવુ અનેક મદિરો અને અનેક વાટ સ્થળે સ્થળે નજરે ચડશે, એ મરાઠાઓના અમનનુ એક શુભ પરિણામ, ચાદોદનો 'મલ્હારરાવનો ઘાટ' અને ગોપાળરાવ મૈરાળે બાધેલો શીનોરનો 'ગણપતિનો ઓવારો' આજે પણ આપણને ગમે એવા સ્થાપત્યો છે

થાક ન લાગે એટલા માટે ઘાટના પગથિયા ઉપર વળાતે પગરે ચડતી પનિહારીઓ હવે ઓછી થતી ગઈ છે, કારણ કે શીનોરમા હવે 'વોટર વર્કસ'ને લીધે ગામમા નળ થયા છે છતા હજી પણ લગભગ શીનોરની અડધી વસતી નહાવા ધોવા માટે આ સાર્વજનિક નદીના સ્નાનાગારને ઉપયોગમા લે છે

જમીનમા પેતરો કોતરતી નદી, સાથે સાથે જમીનને ફળદ્રુપ પણ બનાવે છે નદીના ભાઠામા શાક, મકાઈ, ચીભડા શકરટેટી વગેરે સસ પાકે છે શીનોર સાથે ભરૂચ કોરલ ચાદોદ, નાંદોદ જેવા સ્થળોને વ્યાપાર અને વ્યવહારના સબધમા સાકળી લેવા માટે નર્મદા બહુ કામ લાગતી હતી હોડીઓ, મછવાઓ અને તેમના સદનુ દૃશ્ય બહુ થોડાના

ઉપમા ચિત્ર કે કવિતા ઉપજાવે એમ કહી શકાય, પરંતુ ઇમારતી લાકડાં, વાંસ, નાળિયેર, કરિયાણું અને અનાજની અવરજવર માટે નર્મદાનો જળમાર્ગ ધોરીમાર્ગ બની રહેતો.

આજે તો આગગાડી અને મોટરકારે માર્ગ અને ચીલા બદલી નાખ્યા છે. તે વખતમાં હોડી અને નદી માનવીઓને અવરજવરનાં સાચાં સાધન હતાં. પુત્ર-પુત્રીની પરદેશ-વિદાય, પ્રિયતમ-પ્રિયતમાનાં મિલન, સગાંની તથા મિત્રોની ખબર અંગે અવરજવર, તીર્થાટન અને શાખની મુસાફરી—એ સર્વ માટે નદી પહેલાંના વખતમાં સરસ સાધન બની રહેતી.

**માલસર** ચોરંદા–માલસર લાઇન ઉપર, માલસર છેવટનું સ્ટેશન છે. નર્મદાના ઉત્તર કિનારા ઉપર માલસર આવેલું છે. અહીં 'અંગારેશ્વર' મહાદેવ તથા 'પાંડુતીર્થ' છે.

પૃથ્વીપુત્ર મંગળે અહીં તપશ્ચર્યા કરીને અંગારેશ્વરની સ્થાપના કરી હતી અને ભગવાન શંકરને પ્રસન્ન કરી નવગ્રહમાં સ્થાન મેળવ્યું હતું.

પ્રાચીનકાળમાં અભિમંત્રિત ફળ ખાધામાં આવવાથી વિજ્ઞાનંદ ઋષિના પેટમાં ગર્ભ રહી ગયો હતો. એમના મિત્રોએ પેટ પર દંડા માર્યા ત્યારે તે ફાટી ગયું અને તેમાંથી વિજયાનંદ ઋષિ ઉત્પન્ન થયા. એમણે ત્યાં તપશ્ચર્યા કરીને સિદ્ધિ પ્રાપ્ત કરી. આ ઋષિ 'અયોનિજ,' એટલે કોઈ સ્ત્રીના ઉદરમાંથી જન્મેલા ન હોવાથી આ તીર્થને 'અયોનિજ' કહે છે. (વાયુપુરાણ, રેવાખંડ અ. ૧૨૫-૨૮)

નદીના પ્રવાહથી ગામ જરા દૂર છે. બાંધેલો ઘાટ ચોમાસામાં [illegible] આરનો હશે. નદી-કાંઠે પાકા ઘાટની જરૂર છે.

**સત્યનારાયણનું મંદિર.** આ ઘાટ પર [illegible] ઉપર [illegible] સ્વામી [illegible] નામના [illegible] સંન્યાસીએ

'સત્યનારાયણ'નું સુંદર મંદિર સ્થાપન કરેલું છે. મંદિરની સાથે વિશાલ અને સાધનસંપન્ન ધર્મશાળા બનેલી છે.

ઉનાળામાં ઘણા મધ્યમ વર્ગના ભાવિક લોકો નર્મદા કિનારે આવેલા આ શાંત સ્થળમાં ચિત્તની શાંતિ મેળવે છે. આરોગ્ય પ્રાપ્ત કરવાના સ્થાન રૂપે-'સેનીટોરિયમ' તરીકે લોકો તેનો ઉપયોગ કરે છે. ગૌરાંગ ચૈતન્ય મતાનુયાયી વૈષ્ણવ-ભક્તિનુ સુંદર સાહિત્ય અહીં પ્રચારમાં છે. તીર્થમાં પુસ્તકાલય પણ છે.

માધવદાસજી હઠયોગના સારા સાધક હતા. પૂનાની પાસે લોણાવળા સ્થાનમાં 'કૈવલ્યધામ' સ્થાપનાર કુવલયાનંદજી તેમના શિષ્ય છે. કુવલયાનંદજીએ હઠયોગનુ અધ્યયન વૈજ્ઞાનિક દૃષ્ટિએ પણ કર્યું છે. મુંબઈમાં 'મરીન ડ્રાઈવ' ઉપર તેમણે ચિકિત્સાલય શરૂ કર્યું છે. માધવદાસજી યોગ-મીમાંસાના પણ સારા જાણકાર હતા.

**બાબા પ્યારાનો ઘાટ :** બાબા પ્યારાનો ઘાટ માલસરથી એકાદ માઈલ દૂર છે. આ જગા ઉપર નર્મદાનો પ્રવાહ ખૂબ છીછરો છે. દક્ષિણમાંથી મરાઠી લશ્કરના ઘોડા આ ઘાટ ઉપરથી જ સહેલાઈથી સામેના ઉત્તર કિનારે આવતા હતા. તેથી રાજકીય દૃષ્ટિએ આ ઘાટનુ ખૂબ મહત્ત્વ મનાતુ હતુ 'બાબા પ્યારા' નામના મુસ્લિમ ઓલિયાની ત્યા દરગાહ છે

સને ૧૭૨૪મા રુસ્તમઅલીખાન (જે સુરતનો સૂબો હતો)-તેણે સુરત નજીક પિલાજીરાવ ગાયકવાડ સાથેના યુદ્ધમા જીત મેળવી. આ વર્ષમા, અને તે પહેલા થોડા વર્ષ ઉપર, માલસર નજીક બાબા પ્યારાના ઘાટની જગા નજીકથી ગાયકવાડ નર્મદા નદીને ઓળંગ્યા હતા, અને ગુજરાતમા દાખલ થયા હતા. ત્યાથી તે કરનાળી ગયા વડોદરા પ્રાન્તમાના પાદરા, ડભોઈ અને ભાયલીના નણ પરગણા કે જેમાંઓ કરનાળીમા ગાયકવાડને મળી ગયા હતા

આ રીતે 'બાવા પ્યારાનો ઘાટ' ઐતિહાસિક મહત્ત્વ ધરાવે છે.

**રણાપુર-કૉડિયા :** નર્મદાના ઉત્તર તટ ઉપર રણાપુર તથા કૉડિયાના નાના ગામ આવે છે. ત્યા શિવમદિરો છે. એ ઠેકાણે ચૈત્રી પૂર્ણિમાએ મેળા ભરાય છે

કૉડિયામાં ચદ્રેશ્વર મહાદેવનુ માહાત્મ્ય ગણાય છે. ચંદ્રગ્રહણ વખતે અથવા તુલારાશિમા ચંદ્ર હોય છે ત્યારે, સ્નાન, પૂજન તથા દાનનુ ફલ વિશેષે મળે છે એમ મનાય છે. ( વાયુપુરાણ, રેવાખંડ : અ. ૧૩૦ )



## ૧૧

# નારેશ્વરથી શુકલતીર્થ

**નારેશ્વર :** નર્મદાને તીરે આવેલુ નારેશ્વર આજે તો પરમ તીર્થ-ધામ થઈ ગયુ છે જે જગાએ સ્મશાન હતું તે જગાને શ્રી રંગઅવધૂત મહારાજે 'તીર્થસ્થાન'માં ફેરવી નાખી છે અને ત્યા દત્ત ભગવાનનો નામોચ્ચાર આજે અહોનિશ દિગંતમા ગાજી રહે છે.

નારેશ્વર એ નર્મદા-કિનારે જીવતું જાગતું અર્વાચીન તીર્થ છે. આમ તો નર્મદાજીના બન્ને કિનારા પવિત્ર છે, અને કોઈ ને કોઈ પ્રાચીન-અર્વાચીન તપસ્વીના તપથી એ ભૂમિ પાવન બનેલી હોય છે જ.

નારેશ્વરની ભૂમિને શ્રી રંગ અવધૂત મહારાજ (પૂર્વાશ્રમમા 'ગાંધી વિદ્યાપીઠ'ના સ્નાતક પાડુરંગ વાળામે-જેમણે 'ઉપનિષદની વાતો' લખી હતી.)-એમણે તેને પોતાનુ નિવાસસ્થાન બનાવીને ધન્ય કરી છે. પહેલા જે જગાએ એ ત્રણ ગામનું સ્મશાન હતુ, અને ચૅારની મોટી મોટી વાડોની ઑથે એક પ્રાચીન શિવાલય હતુ ત્યા આજે દત્ત ભગવાનના નામોચ્ચાર દિગન્તમા ફેલાઇ રહ્યા છે

ભરુચથી રાજપીપળા લાઇનમા ભાલોદને સામે કિનારે કોરલ પાસે એ સ્થાન આવેલુ છે વડોદરાથી મિયાગામ જઇએ ત્યારે ત્યાથી જતી કોરલ લાઇનમા એ છેલ્લુ સ્ટેશન છે સ્ટેશનથી એક બે માઈલને અંતરે શ્રી અવધૂત મહારાજનુ આ સ્થાનક છે. ત્યા ધર્મશાળા છે તેમના માતાજીનું નિવાસસ્થાન અને મહારાજશ્રીનુ નિવાસસ્થાન ઉપરાંત નાનુ સરખું રસોડું અને તેની બાજુમા નારેશ્વર મહાદેવ છે.

મહારાજશ્રી લીમડાની ઘેઘ ગંભીર છાંય નીચે માટીની ઓટલી પર બેસી ધ્યાન ધરતા. એ કડવા લીમડાના પાંદડાં ભાવિકોને મીઠાં લાગે છે. એ વિશ્રાન્તિ-સ્થાનથી રસ્તો નદીના ઘાટ તરફ ઊતરે છે. અને બેય કાંઠે પાણી ઉછાળતી નર્મદા ચાલી જાય છે.

ગરુડેશ્વરમાં વાસુદેવાનંદ સરસ્વતીએ ગુરુ દત્તાત્રેયની ઉપાસના સિદ્ધ કરેલી. તેમની સેવામાં રંગ અવધૂત મહારાજ રહેતા: તેમણે દત્ત-ભક્તિનો પ્રચાર નારેશ્વરમાં રહી કર્યો. 'ગુરુ લીલામૃત' નામનો ત્રીસ હજાર દોહરાનો કાવ્ય-ગ્રંથ જન્મે મહારાષ્ટ્રી એવા આ સંતે શિષ્ટ ગુજરાતીમાં રચ્યો છે.

ગુરુ દત્તાત્રેયનાં 'ચરિત્રો' તથા તેનાં આનુષંગિક 'ઉપાખ્યાનો'નો 'ગુરુલીલામૃત'માં સમાવેશ કરેલો છે. જ્ઞાન, કર્મ અને ઉપાસના એને અનુસરી, ગ્રંથના ત્રણ 'કાણ્ડ' પાડ્યા છે. તેમાં પહેલા કાણ્ડમાં કવિએ પોતાના ગુરુ વાસુદેવાનંદ સરસ્વતીનો પરિચય આપ્યો છે જેમની આજ્ઞાથી 'દત્ત કથામૃત' ગ્રંથ તેમણે રચ્યો છે.

એમાંથી નીચેનું એમનું 'અર્પણ કાવ્ય' ગુરુ દત્તાત્રેયની સેવામાં પોતાનું સર્વસ્વ કામ આવે એવી ઇચ્છા બતાવતું વાનગી તરીકે ઉતાર્યું છે –

(ઝૂલણા)

"કાષ્ઠ થઈ પાવડી પાવની તુજ બનું
મૃદ્દ બની કર કાળા પખાળું
દેહ ત્યાગી બનું ભસ્મ ભીતિહરા
અંગ પર જે ધરે તું કૃપાળુ !
મૃગ થઈ વાઘથી દેહ ચીરાવું આ
અજિન થઈ બેસવા કામ આવું
શ્વાન થઈ મંદિર નિત્ય ચોકી કરું
દાસ વિભુ અન્ય નવ કાંઈ માગું !"

પોતે એક વખત સખત માંદગીમાથી ઊઠ્યા પછી, સંન્યાસ લેવાનુ નક્કી કર્યું અને વાસુદેવાનંદ સરસ્વતીના એ શિષ્ય બન્યા

તે પછી તેમણે નારેશ્વરમા નિવાસ કરી, દત્તાત્રેય ઉપાસનાના ભાવિકોનો મોટો સમુદાય આકર્યો છે. તેમના નિત્ય પાઠ માટે 'ગુરુલીલામૃત' ગ્રથ તેમણે રચ્યો છે, અને આખા ઉપદેશને આખ્યાયિકાઓથી રસિક બનાવ્યો છે.

આ 'ગુરુ લીલામૃત' નામે ગુજરાતી પદબધ ગ્રંથના ૧૦૮ પારાયણ સને ૧૯૫૦મા વડોદરામાં થયા હતા કોઈ ગુજરાતી એટલે 'ભાગવત' જેવા સંસ્કૃત નહિ તેવા ગ્રંથનું, આવું અનુષ્ઠાનરૂપે પારાયણ થયાનો બીજો દાખલો યાદ આવતો નથી.

નારેશ્વર આજે સ્થાવર તેમજ જગમ તીર્થ બની રહ્યુ છે તે સ્વામી રંગ અવધૂતના સાત્ત્વિક આકર્ષણને લીધે જ. સ. ૨૦૧૪ના કાર્તિકની નવમી( નવેમ્બર '૫૭ )–એ નારેશ્વરમા શ્રી રંગ અવધૂતની સાઠમી જન્મ–જયન્તીનો ઉત્સવ ઊજવાયો ત્યારે લગભગ લાખેક યાત્રીઓએ તેમના દર્શન તથા પ્રવચનનો લાભ લીધો હતો

**કોરલ (મોટી) :** કોરલ ગામ કરજણથી આવતી બરોડા સ્ટેટ રેલ્વેના ફાટામા, ચોરદા જ કરાનથી છેલ્લુ સ્ટેશન છે

આ નગરમા ઘણા પ્રસિદ્ધ તીર્થ આવેલાં છે 'કુબેરેશ્વરતીર્થ,' 'આદિવરાહતીર્થ,' 'કોટિતીર્થ,' 'માર્કંડેશ્વરતીર્થ,' 'ભૃગ્વીશ્વરતીર્થ' વગેરે અહીં કુબેરેશ્વરનું મદિર બહુ પ્રાચીન છે–જેની યાત્રાએ આજુબાજુના લોકો આવે છે, બ્રહ્માજીએ અહીં દશાશ્વમેધ યજ્ઞ કર્યો હતો સૂર્ય ભગવાન દ્વારા સ્થાપિત 'આદિત્યેશ્વર' મહાદેવ અહી છે · તે ગામની નજીક જ છે. સૂર્યગ્રહણ અને ચદ્રગ્રહણ ઉપર એનુ વિશેષ મહાત્મ્ય ગણાય છે. કોરલને કેટલાક નર્મદા કિનારાની 'ગુપ્ત કાશી' કહે છે (વાયુ પુરાણ, રેવાખંડ, અ. ૧૩૨–૩૫ ) આશાપુરી દેવીનુ પણ અહીં મદિર છે.

કોરન ગામ ઘણુ પ્રાચીન જણાય છે તેરસો વર્ષ ઉપરનો તેનો ઐતિહાસિક ઉલ્લેખ મળે છે ત્રૈકૂટક (ચેદી) વશના રાજા જયભટ ત્રીજાએ, ચેદી સવત ૪૫૬ (ઈ સ. ૭૦૬)મા 'કોરિલ્લા પથક' (કોરન)મા આવેલા શમીપદ્રક (ભીસોદરા) ગામમાની જમીનનુ દાન ગિરિનગર (જૂનાગઢ)થી વિનિર્ગત (નીકળી આવેલા) અને શ્રદ્ધિકા (પાદરા તાલુકામાના સાધી ગામ)ના અગ્રહારમા આવીને વસેલા એવા દેવસ્વામી નામના વિદ્વાન બ્રાહ્મણને માઘ માસની પૂર્ણિમાએ થયેલા 'ચદ્રોપરાગ' (ચદ્રગ્રહણ) પ્રસગે આ જમીનનું દાન કર્યું હતુ. આ દાનપત્ર 'કાયાવતાર' (વર્તમાન કારવણ)થી પ્રસિદ્ધ કરવામા આ યુ હતુ. લકુલીશ શિવના જન્મસ્થાન કારવણનો પણ આ પ્રાચીનતમ ઐતિહાસિક ઉલ્લેખ છે આ દાનપત્રો 'નવસારીના તાબાના પતરા'ને નામે ઓળખાય છે

'કોરિલ્લા પથક'ના મુખ્ય ગામ તરીકે ગણાતુ એવુ 'કોરિલ્લા' (કોરન) આજે પણ તેની આસપાસમા આવેલા ગામોમા ઘણુ માતબર જણાય છે

આ ગામનુ જૂનુ નામ 'કુનાનપુર' હતુ એમ કેટલાક કહે છે પુરાણપ્રસિદ્ધ ચદ્રહાસ રાજાની એ રાજધાની હતી

ઓઝ ગામમા 'રામેશ્વર' મહાદેવનુ દહેરુ છે અધિક જેઠ માસ આવે છે ત્યારે નર્મદા-સ્નાન માટે આ ગામે મોટો મેળો જામે છે

કોરનમા ગુજરાત-પ્રસિદ્ધ હરિકીર્તનકાર તથા કવિ શ્રી પુનિત મહારાજે 'વાનપ્રસ્થ આશ્રમ'ની સ્થાપના કરેલી છે અને છેલ્લા બે વર્ષથી એઓ ત્યાજ સ્થિર આસન જમાવીને બેઠેલા છે 'જનકલ્યાણ' નામે વીસ હજારથી વધારે નકલોનો પ્રચાર પામેલુ ધાર્મિક સાહિત્ય-પરાયણ માસિક એ તેમની અગત સિદ્ધિ છે મણિનગર, અમદાવાદમા આવેલો તેમનો 'પુનિત આશ્રમ' આ પહેલા જાણીતો હતો

ભાલોદ : નર્મદાના દક્ષિણ તટ ઉપરનુ અગત્યનુ ગામ ભાલોદ છે અહી ગૌતમેશ્વર,' અહલ્યેશ્વર,' 'રામેશ્વર' તથા મોક્ષતીર્થ' છે અહીં ગૌતમઋષિ તથા રામચદ્રજીએ પણ રહીને તપ કર્યું હતુ એ ઉપરથી એને 'મોક્ષ તીર્થ' પણ કહે છે

કારવણ : મીયાગામથી પૂર્વે પાચ મૈલ અને ડભોઈથી પશ્ચિમે સાત મૈલ દૂર મીઆગામ તથા ડભોઈ વચ્ચેની રે વે ઉપરનુ સ્ટેશન છે એનુ પ્રાચીન નામ 'કારોહણ' અથવા 'કાયાવિરોહણ' છે

ભૃગુક્ષેત્રમા રહેતા એક બ્રાહ્મણ અને બ્રાહ્મણીને આઠ વરસનો છોકરો હતો તે અકસ્માતથી નર્મદામા ડૂબી ગયો તેના માબાપ રુદન કરતા તેની શોધમા જતા હતા તેવામા શિવને દયા આવવાથી છોકરાનુ સ્વરૂપ ધારણ કરી, શિવ તેમની પાસે આવ્યા પોતાનો પુત્ર જીવતો મળી આવતા માબાપ ખુશી થયા, અને તેના કહેવાથી, 'કાયાવરોહણ' નામે સ્થળે જવા નિકળ્યા

આખી રાત ચાલી, પરોઢીએ તેઓ 'કાયાવતાર તીર્થ' અથવા કાયાવરોહણ' (હાલના કારવણ)મા આવી પહોચ્યા અહીં શિવે ખરુ સ્વરૂપ પ્રગટ કર્યું અને બ્રાહ્મણ-બ્રાહ્મણીને રાજી રાખવા ત્યા જ રહ્યા આ વખતથી કારવણનુ 'દેવખાત' તળાવ પવિત્ર મનાય છે

બીજે દહાડે પણ તેણે અગ્નિહોત્ર કર્યો નહિ. અને બાળકે તે કર્યો. એ પ્રમાણે ઋષિ આવના સુધી રોજ ચાલ્યુ.

મા અને બાપ બન્ને જણ 'અગ્નિહોત્રી' તરીકે બાળકને કામ કરતો જોઈ આશ્ચર્ય પામ્યાં. બાળકને તે બાબતમાં પૂછે છે એટલામાં તે બાલક મરી ગયુ! તેને નવરાવવા તળાવમા લઈ ગયા. ત્યારે તે અલોપ થઈ ગયું! આ ઉપરથી તે સ્થળનું 'કાયાવિરોહણ' નામ પડ્યું. ઋષિએ કલ્પાંત કરતાં, અલોપ થયેલા બાળકે જ્ઞાન આપ્યું.

અહીંના તળાવ વિષે બીજી દંતકથા છે કે કોઈ બ્રાહ્મણ તથા બ્રાહ્મણી ભરુચની પાસે ભૃગુક્ષેત્રમાં રહેતાં હતાં. તેમનો એકનો એક આઠ વર્ષનો પુત્ર નર્મદામાં ડૂબી મૂઓ. બ્રાહ્મણ તથા બ્રાહ્મણી આથી ઘણાં શોકાતુર થઈ, પોતાના પુત્રને બોલાવતાં હતાં. એવામાં, તેમના ઉપર દયા આણી શિવે છોકરાનું રૂપ ધરી તેમને દર્શન દીધું; અને તેમને પોતાની પાછળ દોડાવ્યા, બ્રાહ્મણ તથા બ્રાહ્મણી તેની પાછળ પાછળ ચાલતા કારવણના તળાવ આગળ આવ્યા. તેને 'ગયાકુંડ' કહ્યો : અહીં શિવે પોતાનુ ખરું રૂપ ધારણ કર્યું અને તેમને કહ્યુ કે 'હું તળાવમા રહીશ તે તમે પૂજા કરજો.'

લકુલીશ શિવનું એ 'કાયારોહણ' અથવા 'કાયાવરોહણ' નામનુ તીર્થ ઇતિહાસ-પ્રસિદ્ધ છે. ઈ. સ. ના બીજા સૈકામા પાશુપત મતના સ્થાપક આચાર્ય લકુલીશનો જન્મ ગુજરાતમાં થયાનું મનાય છે. તેમનો ઇતિહાસ 'કારવણ માહાત્મ્ય'માંથી મળે છે.

ગુપ્તકાલીન એક લેખ ઈ. સ. ૩૮૦ નો મથુરામાંથી મળ્યો છે એ તેનો પ્રાચીનતમ ઉલ્લેખ ગણાય છે.

ચંદ્રગુપ્ત બીજાના વખતનો (ગુપ્ત સં. ૬૧ નો) મથુરાના સ્તમ્ભ ઉપરનો આ લેખ પ્રાપ્ત થયેલો છે : તેમાં બે પાશુપત આચાર્યોની મૂર્તિઓ સ્થાપન કર્યાનો ઉલ્લેખ છે : એમાના એક આચાર્ય (લકુલીશ-

[િષ્ય) કૌશિકથી દસમા અને બીજા, પરાશરથી ચોથા હતા. એમનું નામ હતું કપિલવિમલ તથા ઉપમિતવિમલ : ( લકુલિશ સંપ્રદાયના પાશુપત આચાર્યોનાં નામને છેડે અહીં 'વિમલ' શબ્દ મળે છે : ત્યાર પછીના સમયમા 'શિવ,' અને તે પછી 'રાશિ' એવું અંત્યપદ મળી આવે છે ). લેખના પ્રારંભમાં લકુટપાણિ (દંડધર લકુલીશ શિવ)ને નમસ્કાર છે : ( जयति च भगवान दण्डः रुद्रदण्डः अवनायकः नित्यम् ) : કારવણમાં રણછોડજીના મંદિરના ઓટલા પર ચોડેલા એક પથ્થર ઉપર સં. ૧૩૪૭ નો લેખ છે : તેમાં પણ 'जयतु लकुटपाणिः ।' એવો ઉલ્લેખ છે.

**દેહેજ :** નર્મદાની દક્ષિણ તીરે, ભરુચની પશ્ચિમે ૨૬ માઈલ ઉપર છે. એ મોટું બંદર છે. 'આઈને અકબરી'એ એને ભરુચ તાબાનું બંદર ગણાવ્યું છે. લોકોમાં 'દેહેજનું બારું'જ કહેવાય છે.

**નાંદ-નિકોરા :** બાલોદથી લગભગ ચાર માઈલ ઉપર નર્મદાજીને ઉત્તર કિનારે નાંદ નામનું ગામ આવે છે જ્યાથી ભરુચ જિલ્લાની હદ શરૂ થાય છે. ત્યાથી ત્રણ ચાર માઈલ દૂર કાંઠે કાંઠે જતા 'નિકોરા' આવે છે. અહીં 'શ્વેતવારાહતીર્થ' છે. પૃથ્વીનો ઉદ્ધાર કર્યા પછી વરાહ ભગવાને આ તીર્થની સ્થાપના કરી હતી નિકોરાની બાજુમા એક નાનો સરખો બેટ નદીમા બનેલો છે.

**શુક્લતીર્થ :** નિકોરાથી આગળ જતા ઉત્તર કિનારા ઉપર જ મંગળેશ્વર ગામ આવે છે ત્યાથી એકાદ માઈલ ઉપર નર્મદાજીનું પ્રસિદ્ધ તીર્થ 'શુક્લતીર્થ' આવે છે. ભરુચ શહેરથી આ તીર્થ સુધીની દસ માઈલની પાકી સડક છે.

આ તીર્થમા મુખ્ય મંદિર 'હુંકારેશ્વર'નું છે મૂર્તિ સફેદ પથ્થરની પાવ ફુટ ઊંચી છે. વિષ્ણુ ભગવાનની ચતુર્ભુજ મૂર્તિ શંખ, ચક્ર, ગદા, પદ્મધારી છે. બન્ને બાજુ ઉપર બ્રહ્મા અને શિવની મૂર્તિઓ છે.

'હ-ાર' (ઓકાર) ન્ગ્ડની સાથે આ મૂર્તિ નર્મદામાથી કા-ામા આવી અને સ્થાપન ‹રવામા આવી હતી તેથી તે આવા નામથી પ્રસિદ્ધ થઈ છે (સ્કદ પુરાણ, રેવાખડ અ ૬૮-૫૧)

ચદ્રગુપ્ત મૌર્ય તથા તેના મ ત્રી ચાણક્યના સ બધમા એક વાત કહેવાય છે કે રાજ્યમજને લીધે કરેલા અનેક પાપોના નિવારણ માટે નર્મદામા સ્નાન કરી પવિત્ર થવાની સૂચના તેમને મળી એમને એક હોડીમા બેસી યાત્રાએ નિકળવાનુ નક્કી કર્યું, હોડીના સઢ કાળા રાખવાનુ ઠર્યું હતુ-જેથી જે જગાએ સ. સફેદ થાય ત્યા હોડી ઊભી રાખી સ્નાન કરી શકરની પૂજા કરવી

સૂચના પ્રમાણે નર્મદાના પ્રવાહમા આગળ વધતા વધતા ભરુચથી ઊગમણી દિશામા આશરે સાત માઈલ ઉપર આવેલા શુકલતીર્થ આગળ તેમની હોડીના સઢ સફેદ થએલા જોયા

હોડીને ત્યા ઊભી રાખી, ત્યા સ્નાન ક્યું અને કાળા પાપનો અચળો ઊતરી જતા પોતે શુ ક્લ-પવિત્ર-શ્વેત બની ગયા આ તીર્થનુ નામ તેથી જ 'શુક્લતીર્થ' પડેલુ છે રાજા તથા મત્રીએ ત્યા ઉત્તર ત્યા જ ગાળ્યુ એમ કહેવાય છે

ભરુચ જિલ્લાની કદાચ સૌથી મહત્ત્વની યાત્રા શુકલતીર્થમા ભરાય છે શુક્લતીર્થનુ ગામ ભરુચથી ૧૦ માઈલ પૂર્વમા નર્મદાકાઠે છે અહીં દર વરસે કાર્તિકી પૂર્ણિમા ઉપર મોટો મેળો ભરાય છે મેળો પાચ દિવસ ચાલે છે ગામમા ફક્ત એક જ ઓકારેશ્વરનુ મદિર છે મદિર તો જૂનુ નથી પણ એ મદિરમા જે આદિનારાયણની મૂર્તિ છે તે જૂની જણાય છે કદાચ જૂના કાળમા અહીં વિષ્ણુના પણ મદિરો હશે

બેટ મોટો ભીર વડનો શુકલતીર્થની પાસે નદીની સપાટીથી થોડોક જ ઊંચા છે

**અલિયા બેટ :** ભૂખી નદીની સામાં છે તે ૨૨ હજાર એકર જમીનનો ને દરીયાઈ ઝાડવાનાં જંગલનો છે; ખેતી લાયકનો નથી.

શુકલતીર્થ નાનુ છતાં, તીર્થસ્થાન જેવું જ લાગે છે; અને ઘણા જૂના કાળથી તે તીર્થસ્થાન મનાય છે. ચંદ્રગુપ્ત અને ચાણાક્યની દંતકથા ઉપર આપી છે. તે પ્રમાણે ચાણક્ય કૌટિલ્ય અને મૌર્ય ચંદ્રગુપ્ત પાછલી અવસ્થામાં પોતાના પાપનું પ્રાયશ્ચિત્ત કરવા રેવાકાઠે શુકલતીર્થમાં આવીને રહ્યા હતા. આમાં માત્ર મૌર્યોના સબંધની સ્મૃતિ જાળવેલી જણાય છે.

પણ અગિયારમા શતકના આરમ્ભમા અણહિલવાડના ચૌલુક્ય રાજા ચામુંડે પુત્ર-મરણના શોકથી રાજગાદી છોડી દઈને, મરણ-પર્યંત શુકલ-તીર્થમાં વાસ કર્યાની વાતમાં ઐતિહાસિક સંભવિતતા છે. છેવટની જિન્દગી નર્મદાકાંઠે ગાળવાની ઈચ્છાવાળાં માણસો અંતે શુકલતીર્થમા આવીને વસતાં હશે—એટલી વાત ખરી લાગે છે. શુકલતીર્થ રમણીય સ્થળ છે.

કવિ નર્મદે 'ગુજરાત સર્વસંગ્રહ' (૧૮૮૭)'મા જે હકીકત નોંધી છે તે તેમના શબ્દોમા અહીં ઉતારી છે, કેટલીક પુનરુક્તિઓ છતા :—

શુકલતીર્થ આગળ થોડ થોડે છેટે ત્રણ તીર્થ આવ્યા છે. 'કાવી-તીર્થ', 'ઓંકારેશ્વરતીર્થ' ને 'શુકલતીર્થ'

આદિનારાયણના દહેરાનો આગલો ખંડ-સભામંડપનો ૨૩ ફુટ લાંબો તથા ૭ ફુટ પહોળો, તે માંહેલો ૧૧॥ ફુટ ચોરસ છે. ને ૫ટી પા૫ ફુટ ઊંચું તથા સાડાત્રણ પહોળું—એવા બારણામાંથી ઓંકારતીર્થની મૂર્તિ છે ત્યાં જવાય છે. ને તે ખંડ ૧૦॥ ફુટ લાંબો તથા ૭ ફુટ પહોળો છે :

મૂર્તિ પાચ ફુટ ઊભી ધોળા પથ્થરની છે. (ઊને પાણીએ નવાડતા નથી તેથી બાઝી ગયેલી રેતીની છે એમ સૌ કહે છે.) ચાર હાથમા

શખ, ચક્ર, ગદા, પદ્મ છે ને મૂર્તિની બન્ને બાજુએ બ્રહ્મા તથા મહાદેવની મૂર્તિ છે નદીમાથી 'ૐ' એ શબ્દ કરતી મૂર્તિ નિકળી માટે 'ઓંકારનાથ' કહેવાય છે કેટલાક 'ૐ'ને 'હુ'કાર કહે છે

**દંતકથા :** પૂર્વે લોક આવલુ જાણતો હતો કે પૃથ્વી ઉપર એક સ્થળ એવુ છે કે જ્યા સર્વે પાપથી મુક્ત થવાય છે પણ તે ક્યા છે તે કોઈ જાણતુ નહોતુ ઉજ્જનના વૃદ્ધ રાજા ચાણક્યે પોતાના પાપથી છૂટવા તે સ્થળ ક્યા છે તે જાણવાને કાગડાઓને યમ પાસે મોકલ્યા ને તેઓએ જઈ જણાવ્યુ કે 'ચાણક્ય મરી ગયો છે' ને પછી યુક્તિથી વાત કરી, ઇચ્છેલુ સ્થળ ક્યા છે તે જાણી લીધુ

પછી કાગડાએ પાછા આવી રાજાને કહ્યુ, અને રાજા કાળા શઢની હોડીના બેસી નર્મદાના તીરે જોતો આવ્યો. કેટલાક દહાડા પછી શઢ ધોળા થઈ ગયા, એટલે તરત રાજા કાઠે ઊતર્યો ને પાપથી મુક્ત થયો તે વારે કાગડાને ધોળી પાખ હતી, પણ ઉપર પ્રમાણે કપટ કીધુ તેથી તેઓની પાખ કાળી થઈ છે કાળા શઢની હોડીને બન્ને યાત્રાળુઓ માગીના ઘડામા દીવો રાખી તેને નદીમા તરતો મૂકે છે ચન્દ્રગુપ્ત પોતાના પ્રધાન ચાણક્ય સાથે શુક્લતીર્થમા આવ્યો હતો, પોતાના આઠ ભાઈને મારી નાખેલા તે પાપથી છૂટવાને

અગીઆરમા સૈકાના આરંભમા અણહિલવાડનો રાજાચામુડ પોતાના દીકરાના મરણના દૈવાશોકમા શુક્લતીર્થ આવી મરતા સુધી રહ્યો હતો સોલકી રાજા ચામુડરાજ શુક્લતીર્થ જઈ રહ્યાનો ઉલ્લેખ 'દ્વાશ્રય કાવ્ય' સર્ગ ૭–શ્લોક ૫૮મા છે —"ચામુડે દુર્લભસેનને રાજ્ય સોપી, સર્વને વિસ્મય પમાડે તેવા ઉગ્ર તપોગુણથી, નર્મદાતટ ઉપરના શુક્લતીર્થમા જઈ, આત્મધ્યાન ધરવા માડ્યુ"

**શુક્લતીર્થની પાઠશાળા :** ત્રિવિક્રમ ભટના તામ્રપત્ર–જે 'નવસારી પ્લેટ્સ' નામે ઓળખાય છે તે શક સવત ૮૮૬ના છે નાંદીપુરના

રાજા વિવિક્રમપાલે (જયડીયા નજીક અને શુકલતીર્થની સામે એક ત્યજાયેલું ગામડું છે તેને આ હરિપુરા ગામ—જે 'નંદીપુર વિષયમાં' આવેલું છે તે બ્રહ્માવર્તના પાંચાલ જનપદમાંના કામ્પિલ્યનગરમાંથી આવીને વસેલા' બ્રહ્મદેવ નામના ગૌતમ ગોત્રના શ્રોત્રીય બ્રાહ્મણને શુકલતીર્થમાં આવેલી પાંચસો વિદ્યાર્થીઓની પાઠશાળા—જે રાજાના પિતામહે સ્થાપી હતી અને તેના પિતાએ જેને નીભાવી હતી—તેના વિશેષ નીભાવ માટે, આ હરિપુરા ગામ શક સંવત ૯૯૯ના શ્રાવણ સુદ છઠ્ઠને દિવસે દાનમાં આપ્યું હતું. આ ઉપરથી જાણી શકાય છે કે એક મોટી પાઠશાળાના નીભાવ માટે હિંદુ રાજા તરફથી ગામનું દાન કરવામાં આવ્યું હતું.

આજે નવાયુગની 'નર્મદા હાઈસ્કૂલ' એ શુકલતીર્થમા સ્થપાયેલું એક જાણીતુ શિક્ષણ કેન્દ્ર છે.

**કબીરવડ :** શુકલતીર્થની સામે જ નર્મદાના એક બેટ ઉપર એક સુવિશાળ અને ઘટાદાર વડનુ વન બન્યુ છે તેને "કબીરવડ" કહીને લોકો ઓળખે છે. અહીં મહાત્મા કબીરે કેટલોક સમય નિવાસ કર્યો હતો. કબીરજીએ વડના દાતણની ચીર કરીને ફેંકેલી તેમાથી આ મોટો વડ જામી ગયો છે એમ માન્યતા છે વડવાઇઓ જમીનમા ઊતરે, થડ થઈ પાછી ઊગે, વળી નવી ડાળીઓ જમીનમા નખાય . એમ કુદરત—રચ્યા મંડપ જેવો જાળિયાં—જાળિયાવાળો વડ ઘેરાવાર છે તે વડની ઘટામાં કબીરજીનું મંદિર છે. એમા મૂળ વડનું થડ કયું અને વડવાઈ-માથી ઊગેલી શાખાઓ કઈ તે ઓળખવુ અઘરૂં થઈ પડયું છે.

કવિ નર્મદે આ સ્થાનથી પ્રોત્સાહિત થઈ 'શિખરિણી' છંદમા તેનું સુંદર વર્ણન આપ્યુ છે—જે વાચનમાળાના પાઠમા છપાયાથી આબાલ-વૃદ્ધને પરિચિત બન્યું છે.

**કબીરવડ—'અક્ષયવડ' :** પ્રયાગ, ભુવનેશ્વર, ગયા વગેરે તીર્થસ્થાનોમાં

રોપવામા આવેલા વડ 'અક્ષયવડ' કહેવાય છે. એ વડની પૂજા કરવાથી, તેને પાણી પાવાથી, અક્ષય પુણ્યની પ્રાપ્તિ થાય છે એવી માન્યતા છે. તેથી તે તેમ કહેવાય છે. ( જુઓ કાકાસાહેબ કૃત 'હિમાલય પ્રવાસ' પ્રકરણ ૨ )

કબીરવડની યાદ અપાવે તેવું, ચોરવાડમાના 'વડોવન' નામની વાડીમા આવેલા ગંભીર વડનું નામ છે. ચાર વીંઘામા એ વડ પથરાઈ રહ્યો છે.

કવિ નર્મદે કરેલું 'કબીરવડ'નું દર્શન યાત્રિકોને આજે પણ રસિક થઈ પડે તેવું છે. દૂરથી તેનું દૃશ્ય કેવુંક લાગે છે? કવિ તેના દર્શનથી ધન્યતા અનુભવે છે.—

( શિખરિણી )

" જૂનો બાંધ્યો ઝાંખો, દૂરથી ધુમસે પ્હાડ સરખો :
નદી વચ્ચે ઊભો, નિરભયપણે એક સરખો .
દીસ્યો હાર્યો જોદ્ધો, હરિતકુ હૃદે ધ્યાન ધરતો
સનારે એકાંતે, કબીરવડ એ શોક કરતો !

ફૂંગી ડાળોમાંથી, પ્રથમ તરુ કેરી નિકળતા,
ખૂને તેના તનુ, વધી જઈ નીચે તે લટકતા .
જટાની શોભાથી, અતીવ વરમાઈ શિવ ઊગતા
જટાને સંકેલી, વડ તજી ગિરિએ જઈ રહ્યા !

ફરી માંગી આંખો, કબીરવડ તુંને નિરખાને
ખગી પાપી બુદ્ધિ, ખરી જ કરી જાત્રા પર્વ દિને :
વિગરે નાને છ, ગભીર ૩૩ તુંપી નરમદા.
કૃતાર્થી મોટો હું, દરશ વડે હું 'નરનદા'.

નર્મદા નદી તથા કવિ 'નર્મદાશંકર' એ બન્ને કબીર વડને જોઈ વિશેષ ધન્ય બન્યાં એમ કવિનું કથન છે.

**કલકલેશ્વર તીર્થ :** શુકલતીર્થથી સામે થોડેક દૂર દક્ષિણ તટ ઉપર જ્વરેશ્વર છે. તેને 'કલકલેશ્વર–જ્વરેશ્વર તીર્થ' કહે છે. અંધકાસુરના વધ પછી અહીં દેવતાઓએ ગાયન–વાદન–દ્વારા ભગવાન શંકરની સ્તુતિ કરી હતી. ત્યારથી આ સ્થાન 'કલકલેશ્વર' નામથી પ્રસિદ્ધ થયુ છે. (વાયુપુરાણ, રેવાખંડ : અ. ૧૪૦).

આ સ્થળથી લગભગ એક માઇલ ઉપર 'નર્મદા રિવર સાઈડ' નામનું રેલ્વે સ્ટેશન આવે છે. અંકલેશ્વરથી નાંદોદની રેલ્વે લાઈન ઉપર ઝઘડીયા નામનું સ્ટેશન છે. ત્યાંથી એક નાનો ફાટો જાય છે તે ઉપર આ સ્ટેશન આવે છે. શુકલતીર્થ જવાને માટે પણ સૌથી નજીક રેલ્વે સ્ટેશન આ છે પરિક્રમાવાસીઓ આ સ્થાનથી, નર્મદાનો કિનારો છોડીને, સડકને માર્ગે આગળ જાય છે.

ભરતીને વખતે સમુદ્રનું પાણી કલકલેશ્વર સુધી આવે છે.

**તવરા .** નર્મદાને ઉત્તર કિનારે તવરા નામનું ગામ આવે છે જ્યાં કપિલેશ્વર તીર્થ છે. કપિલ ઋષિએ અહીં તપ કરીને કપિલેશ્વરની સ્થાપના કરી હતી 'તવરા'ની યાત્રા ગુજરાતવાસીઓમા જાણીતી છે.

કડોદ ગામ શુકલતીર્થ અને ભરુચની વચમા આવે છે. ગામ ખૂબ નાનું છે ત્યા અઢાર વર્ષે વૈશાખ મહિનો અધિક માસ તરીકે આવે ત્યારે મોટી જાત્રા ભરાય છે. છેલ્લી જાત્રા સંવત ૨૦૦૯ મા અધિક વૈશાખ આવવાથી ભરાઈ હતી.

**ભાડભૂત :** એ ભરુચથી આઠ માઈલ ઉપર નર્મદાને ઉત્તર તીરે આવેલું પ્રાચીન તીર્થ છે : જેનું જૂનું નામ 'ભારભૂતેશ્વર' છે.

અધિક ભાદરવા માસ (જે ૧૯ કે ૨૦ વર્ષે આવે છે તે) માં ત્યાં મોટી જાતરા ભરાય છે.

**ગુમાનદેવ** : ઝાલી ગામ જે નર્મદાને દક્ષિણ કિનારે છે તેની દક્ષિણમાં, ત્રણ માઈલ ઉપર ગુમાનદેવ નામે ગામ આવે છે. અંકલેશ્વરથી નાંદોદ સુધી રાજપીપળા રાજ્યની રેલ્વે આવી છે તે લાઈન ઉપર ગુમાનદેવ એક સ્ટેશન છે.

અહીં હનુમાનજીનું મોટું મંદિર છે. સ્થાન રમણીય છે. ઉજાણીઓ તથા મેળાઓ માટે તે સ્થાન પર ખૂબ યાત્રાળુઓ આવે–જાય છે.

નર્મદાને કાંઠે આવેલું 'ઝાલીગામ' વિદ્વાન બ્રાહ્મણોથી વિભૂષિત હશે એમ એક હસ્તલિખિત પોથીમાં આપેલી 'પુષ્પિકા' ઉપરથી જાણી શકાય છે. મહાકવિ પ્રેમાનંદને આશ્રય આપનાર 'વૈષ્ણવ મહેતા શંકરદાસ'–જે નંદુરબારમા મોટા દેસાઈ હતા : તેમને ત્યાંના સંગ્રહમા બીજા ગુજરાતી ગ્રંથોની પોથીઓ પણ હતી : શંકરદાસના કુટુંબના વર્તમાન નીવડા વારસદાર શિવલાલદાસે (૧૯૪૯મા) એ સંગ્રહમાંથી સં. ૧૬૭૯ મા ઉતારેલા એક ગુટકાની નોંધ મને મોકલી હતી. એ પોથીમા 'જયદેવની અષ્ટપદી' (ગદ્યટીકા), 'કર્ણપર્વ,' 'સુરેખાહરણ' તથા 'શિવરાત્રિની કથા' ઉતારેલાં છે. 'અષ્ટપદી'ની છેવટે લખ્યુ છે :—

"संवत् १६७९ वर्षे भाद्रपद मासे शुक्लपक्षे ११ रवि शुभ दिने । शुभस्थान **रेवा उपकंठ झालिग्रामे** पुस्तक लिखितं ॥ मंगलं ॥ केवलगिरि श्री रामदत्त पठनार्थं ।"






ખડ ૨ ૧૧, જુઓ પૃષ્ઠ ૧૯૭ નારેશ્વર થી શુકલતીર્થ

# ભરુચ–ભૃગુકચ્છ

**ભરુચ :** અમરકંટકથી નીકળેલી નર્મદા નદી ખંભાતના અખાતમાં મળે છે. નદીનો સમુદ્ર સાથેનો સંગમ થયો એટલે એ 'તીર્થ' બન્યું. નર્મદા જેવી મહાનદીના સંગમ નજીક શહેર હોય તો વેપાર માટે તે બહુ અનુકૂળ બંદર થાય, આ જાતના વિચારથી ઘણા જૂના કાળમાં નર્મદાના સમુદ્ર–સંગમ આગળ ભરુચ વસ્યું હોવું જોઈએ.

આજે મહી અને તાપી વચ્ચેનો જે પ્રદેશ ધનધાન્ય, સમૃદ્ધિ અને વસ્તીથી ભર્યો છે તે પ્રદેશ, પહેલાં હિંસક પશુઓથી ભરેલાં ઘીચ જંગલોથી ભરેલો હતો. જે વખતે આ નર્મદા કાંઠાના જંગલમાં આવવાની કોઈ માણસ હિંમત નહિ કરી શકતું હોય, ત્યારે સાહસિક તપસ્વી ભૃગુઋષિ આવીને સમુદ્ર–સંગમ આગળ એક ટેકરી ઉપર રહ્યા, અને પાછળથી સ્થળ યોગ્ય લાગવાથી પોતાના શિષ્યોના કુટુંબો વગેરે અઢાર હજાર માણસો સાથે આ દંડકા–વનમાં આવ્યા, અને ભૃગુઋષિએ મોટું નગર નર્મદાની પીંપર વસાવ્યું. તેથી નામ પડ્યું

જૈનાં પુરાણોમાં તથા જૂનાં ગ્રીક-રોમન લખાણોમાં 'ભરુકચ્છ' ('બારિગાઝા') ના ઉલ્લેખો જોવામાં આવે છે. અર્થાત, ઈસવીસન પૂર્વેના એક બે સૈકાઓમાં ભરુચ ભારતવર્ષના પશ્ચિમ કાંઠાનું એક મુખ્ય શહેર હતું. એ વખતે મુંબાઈ પાસે આવેલો (સાલસેટ)માં શૂર્પારક, નર્મદા કાંઠે ભરુકચ્છ અને સુરાષ્ટ્રમાં પ્રભાસ—એ ત્રણ, પશ્ચિમ ભારતના મુખ્ય બંદરો હતાં.

ઋગ્વેદ કાળમા ગુજરાતના કોઈપણુ પ્રાચીન નગરનો ઉલ્લેખ મળતો નથી. મહાભારત અને રામાયણમાં પણ તેવું કંઈ મળી આવ્યું નથી. ઈસ્વીસન પૂર્વેના જૈન અને બૌદ્ધ સાહિત્યની 'જાતક કથાઓ'માં પ્રાચીન સમયની પ્રાચીન નગરીઓની યાદીમાં ભરુકચ્છ તથા સોપારાના ઉલ્લેખો મળે છે.

ઈ. સ. પૂર્વેની પહેલી શતાબ્દિમાં પશ્ચિમ હિંદમાં ગુજરાત, લાટ અને સૌરાષ્ટ્રના સ્વામી 'શક' લોકો હતા. તે વખતે ભૃગુકચ્છ આર્યાવર્તનું એક મોટું બંદર હતુ. 'પેરિપ્લસ'ના લેખક પ્રમાણે, એટલે ઈ. સ. ૮૦ ના અરસામા, સૌરાષ્ટ્ર—બારુગાઝાનો અખાત, (એટલે ખંભાતનો અખાત) તથા નર્મદા અને મહી નદીનાં નામ તેમાં મળી આવે છે. બીજી સદીના મધ્ય (ઈ. સ. ૧૫૦ )મા માગરોલ, ભરુચ વગેરેનાં નામ ટૉલેમિની ભૂગોળમાં છે.

મહાક્ષત્રપોના સમયમા તથા ગુપ્ત સામ્રાજ્યના અંત પર્યંતના સમયમા, વલભીપુરનુ નૌકાસૈન્ય વલભીના સાગરતટે હતું—એટલું મૈત્રક વંશના ઇતિહાસમાથી મળી આવે છે. છઠ્ઠા શતકમા કનોજનો પ્રતાપી હર્ષવર્ધન સામ્રાજ્યનો પાયો નાખી રહ્યો હતો. ભૃગુકચ્છમાં ગુર્જર દદ્દાઓનું શાસન હતું. વલભી અને ભરુચી ગુર્જર દદ્દાઓ કનોજની છત્રછાયા તળે રાજ્ય-કારભાર ચલાવતા હતા.

આ હર્ષદેવના શાસનકાળ દરમ્યાન ચીની યાત્રી હુએનસંગ પશ્ચિમ હિંદની યાત્રાએ આવ્યો હતો. તે વખતે રેવાતટે ભરુચમાં ગુર્જર જયભટ

રાજ્ય કરતો હતો એ ચુએનત્સંગ ભરુચથી ઉજ્જન થઈ, સાગાટ્ર અને વલભી ગયો હતો. ઈ. સ. ના સાતમા-આઠમા શતકમાં વલભીના રાજ્યનો અંત આવ્યો; અને ભરુચની ગુર્જર સત્તાનો સૂર્ય પણ અસ્ત પામ્યો.

ચાપોત્કટ વંશના વનરાજે અણહિલપુર પાટણની સ્થાપના સં. ૮૦૨મા કરી. તે વખતે ભિનપાલમા પ્રતિહાર-પડિહાર વંશના નાગાવલોક-નાગભટ્ટનો રાજકારભાર હતો. એ પડિહારના પ્રતિનિધિની આણ ભરુચ ઉપર હતી, એમ સં. ૮૧૩ ના એક તામ્રપત્ર ઉપરથી જણાય છે.

દક્ષિણમાં ચૌલુક્યો એક-ચક્રે રાજ્ય કરતા હતા. એના વંશના પુલકેશી વગેરે નવસારિકા (નવસારી) અને તાપીના પ્રદેશોના શાસક હતા. તેમનો અમલ લાટદેશપર પણ હતો—એમ ખેડાના તામ્રપત્ર ઉપરથી જણાય છે. જનાશ્રય પુલકેશીના નવસારીના દાનપત્ર પરથી જાણવા મળે છે કે ચાયિયા મુસલમાનોનો એક હુમલો તે વખતના પ્રખ્યાત બંદરો-થાણા અને ભરુચ-ઉપર થયો હતો જે તેણે પાછો વાળ્યો હતો.

દક્ષિણના ચૌલુક્ય-સોલંકીઓને પરાસ્ત કરી, રાષ્ટ્રકૂટોની સત્તા પછીથી આવી. કાન્યકુબ્જ (કનોજના) પ્રતિહાર રાજા અને રાષ્ટ્રકૂટોને પરસ્પર વિગ્રહ ચાલ્યા કર્યાની નોંધ તેઓના લેખો પરથી મળે છે રાષ્ટ્રકૂટોનો અમલ લાટ દેશમા હતો. ભૃગુકચ્છ-ભરુચ અને ખેટકપુર-ખેડા સુધી, લાટાધીશ ઇન્દ્રનો પુત્ર કક્ક શાસક હતો. પાટણમા ચાપોત્કટ વંશનો અધિકાર હતો.

પ્રતિહારો ઉત્તરાપથના સામ્રાજ્યને પ્રબળ બનાવવા, એક તરફ બંગાળ સુધી પાલવંશના રાજાને અને દક્ષિણમા રાષ્ટ્રકૂટોને હંફાવવા પ્રયત્ન કરી રહ્યા હતા. ચાવડાઓ પ્રતિહાર રાજાઓની છાયા નીચે નિર્ભય હતા. તેમને ગુજરાતના સાગર-કાંઠાની

ઉપયોગિતા અજાણી નહોતી. તેમના સમયમાં જ ભરુચ ઉપરાંત ખંભાતનું બારું ખોલવામાં આવ્યું હતુ.

ભરુચ જિલ્લામાં દક્ષિણ તરફના નદી–કિનારા પર અંકલેશ્વરથી હાંસોટ સુધીમાં હજારોની સંખ્યામાં આવેલાં તાડનાં ઝાડો છે. તેને જૂની આખ્યાયિકામાંથી સમર્થન મળે છે. નર્મદા નદીથી મહી નદીના અંતરાલમા 'હેડંબા વન' હતુ, જેમાં એ રાક્ષસી રહેતી હતી. એ હેડંબાને હાટિકા અને તારિકા નામની બે દીકરી હતી. હેડંબા પછી તેની બે પુત્રીઓ વચ્ચે વનની વહેંચણી થઈ. તેમા તારિકાના ભાગમા પૂર્વ તરફનો અને હાટિકાના ભાગમાં પશ્ચિમ તરફનો ભાગ આવ્યો

આ દંતકથા ઉપરથી એટલુ તો નિકળી આવે છે કે 'તારિકા' નામ, નર્મદા નદીના કિનારા પર દક્ષિણ કિનારેથી સમુદ્ર સુધીમા લાખોની સંખ્યામા આવેલા તાડના ઝાડો પરથી આપવામા આવ્યું હશે. ધીમે ધીમે એ વનનો નાશ થઈ, ખેતીની જમીનનો વધારો કરવામા આવ્યો હશે.

ભૃગુઋષિએ આ નગરની સ્થાપના કરી કહેવાય છે. ઘણા જૂના કાળમાં ભૃગુકચ્છ બંદરે (દરિયામાર્ગ સિવાય) બહારથી આવવાને માટે બે માર્ગો હતા. એક રસ્તો હિંદુસ્તાનની ઉત્તરમા, કાશ્મિરથી સિંધ તરફનો–જે વાટે આવ્યા પછી સિંધુ નદીના કિનારે કરાંચી જેવુ બંદર હતુ; ત્યાંથી કાઠિયાવાડના કિનારે થઈને ભૃગુકચ્છ બંદરે જવાનું હતું, ને બીજો માર્ગ પૂર્વમા મચ્છીપટ્ટણથી વિંધ્યાચલ પર્વતની પાસે ખુશ્કી રસ્તે ઉજ્જૈનને રસ્તે અવાતુ. દ્વારકા, માંગરોળ, પ્રભાસ વગેરે બંદરોએ થઈને ભૃગુઋષિ ભૃગુકચ્છમા આવ્યાનો વધારે સંભવ છે.

નર્મદા નદી શિવના અંશ રૂપે લેખાય છે, એટલે જ એના તટવર્તી તીર્થો લગભગ સઘળા જ શૈવ છે.

ભરુચ માટે 'ભરુકચ્છ' શબ્દ પ્રાચીન છે 'શૂર્પારકજાતક,' 'કથાસરિત્સાગર' તથા વલભી સં ૩૩૦ના ધરસેન ગ્રાધાના તામ્રપત્રો તેમજ જૈનોની 'આવશ્યકચૂર્ણી' પણ 'ભરુકચ્છ'જ નામ આપે છે

પેરિપ્લસ Barygaza—અઆતનુ અને નર્મદાના મુખે આવેલા બદરનુ—નામ આપે છે ટોલેમિ પણ તેજ આપે છે સ્ટ્રેબો Bargosa આપે છે

ભૃગુક્ષેત્રની ઉત્પત્તિ રેવાખંડમા વર્ણવી છે શ્રી (લક્ષ્મી)ના નામથી એ ક્ષેત્ર ઓળખાતુ લક્ષ્મીની અનુજ્ઞા મેળવી ભૃગુઋષિ ત્યા પોતાના નામથી ચાતુર્વિદ્ય બ્રાહ્મણો માટે સ્થાન જમાવવા સારુ કચ્છપ-કૂર્મ-ની પ્રાર્થના કરે છે કચ્છપ કહે છે કે 'મારી ઉપર મારા નામથી અંકિત એ સ્થાન અચલ અને સુસ્થિર થશે ભૃગુઋષિએ નંદન સંવત્સરના માઘની પંચમીએ રેવાને ઉત્તર તીરે એક કોસના પ્રમાણનુ ક્ષેત્ર-ભૃગુકચ્છ નગર-વસાવ્યુ. ચાતુર્વિદ્ય બ્રાહ્મણોના નામથી ગૂથાયેલી આ કથા સ્પષ્ટતો પાછળની છે

કોતરેલા રુદ્રદામનના વખતના શિલાલેખોમાં તેનું નામ 'ભૃગુકચ્છ' અથવા 'ભૂકચ્છ' એવું આપેલું છે. પેરિપ્લસ તથા ટૉલેમિના કર્તાઓનાં લખાણોમાં ( ઈ. સ. ૬૦–૨૧૦ ) તેને 'બારુગાઝા' 'બારીગાઝા' કે 'બારગોસા' કરીને ઉલ્લેખેલું છે. આ વખતમાં ખભાતના અખાતથી સિંધુ સુધીના દરિયા-કિનારાનો ભાગ "બારુગાઝાનો અખાત"— એ નામે ઓળખાતો હતો. સાતમા સૈકામાં હિંદના પ્રવાસે આવેલા ચીનાઈ બૌદ્ધ સાધુ યવનચંગના લખાણમાં 'પોલુકે' અથવા 'ચી–પૉ' એમ કહ્યું છે.

અરબ ઇતિહાસકાર ઇબ્ન–ખુરદાઝબા તેને 'બરુસ' 'અલબરુસ' અથવા 'બરુજ' કહે છે. તે ઉપરથી કાળે કરીને તે 'ભરુચ' કહેવાયું જણાય છે. 'ભૃગુકચ્છ' ઉપરથી પણ 'ભરુઅચ્ચ' અને ભરુચ', બન્યાની સંભાવના છે. 'બારુ' કે 'બારા' શબ્દ, સમુદ્રમાથી કોઈ નદીના મુખમા જવાની જગાને માટે કહે છે. ભરુચ જિલ્લાનું 'દેહેજ બારુ' એ પ્રસિદ્ધ છે. છઠ્ઠા સૈકામા થઈ ગયેલા જ્યોતિષી, વરાહમિહિરે 'બૃહત્સંહિતા'મા પશ્ચિમ હિંદમા 'ભૃગુકચ્છનો પ્રદેશ' હોવાની નોંધ કરી છે.

ઈ સ. ના પહેલા સૈકામા ગ્રીક પ્રવાસી 'પેરિપ્લસ'ના કર્તાના લખાણ ઉપરથી 'બારુગાઝા' સંબંધી વ્યાપાર–માર્ગોની સારી માહિતી મળે છે. બારુગાઝા પહોંચવાના પાચ વ્યાપારી માર્ગ હતા. જેમા બે જળના અને ત્રણ જમીનના હતા. જળમાર્ગનો રસ્તો એક દક્ષિણ અરબસ્તાન અને ઇજિપ્તને રસ્તે, અને બીજો ઈરાની અખાતને રસ્તેઃ

ખુશ્કી માર્ગના રસ્તામા પહેલો ઉત્તરમા કરાચીનો, બીજો પૂર્વમાં ઉજ્જયિનીનો અને ત્રીજો દક્ષિણમા દૌલતાબાદ અને પ્રતિષ્ઠાન (પૈઠણ)નો. દરિયાઈ મુસાફરી કેવી રીતે કરવામા આવતી હતી અને વહાણમાં માલ

લાવવા તથા મુસાફરી માટે કેટકેટલી અગવડો હતી તેની રસ પડે તેવી હકીકત પણ જાણવા મળે છે.

"ઇજિપ્તથી વહાણમા પ્રવાસે નિકળી, સિંધને રસ્તે કચ્છ તથા ખંભાતને રસ્તેથી દીવબેટ પહોચાતુ, જ્યાં વહાણને નાંગરવામાં આવતું; કારણ કે એ જગા 'બારુગાઝાના અખાત'નું નાકું ગણાતું. દીવ-બેટથી દરિયા-માર્ગે ઉત્તર તરફ વળ્યા બાદ, અખાતના મુખ આગળ મહી-નદીના સંગમે આવી, દક્ષિણ તરફ વળ્યા પછી, પેરીમના ટાપુ આગળ પહોચાતું ત્યાથી નર્મદા નદીના કિનારા પર આવેલા બારુગાઝા બદરે વહાણો જઈ શકતા.

"બારુગાઝાને ફૂરજે પહોચવાતું ઘણું મુસ્કેલ હતું; કારણ કે નદીના જમણા કિનારાપર પાણી ઉંડા રહેતાં. પાણીનો પ્રવાહ વધારે જોરમાં વહેવાના કારણે, તે તરફ વહાણ મુસ્કેલીએ જઈ શકતું. સોદાગરી વહાણો ફૂરજે લાવવા માટે બારુગાઝાની સરકાર તરફથી રસ્તો દેખાડવા માટે 'પાયલોટ' (ભોમિયા) રાખવામા આવતા-જેઓ બારુગાઝાથી સોરઠ અને કચ્છના અખાત સુધી ફરતા રહેતા તેમની નોકરી એ જગાએથી બારુગાઝા બદર સુધી વહાણને લઈ જવાની હતી. એ ભોમિયા ઘણા કસાયેલા અને અનુભવી હતા."

"જે વહાણો માર્ગદર્શક તરીકે વપરાતા હતા તેમા બીજાં વહાણની સાથે 'કોટિયું' તથા 'તરાપ્પાગા' (તરાપા) હતા [મોટી સખ્યામા સાથે સાથે બાધેલા વાસને 'તરાપો' કહે છે] હાલમા પણ નર્મદા નદીના કિનારાપર આવેલાં દેશી રાજ્યોના ગામડાઓમાથી, તથા પહાડી જગાઓ તથા જંગલોમાથી મોટી સંખ્યામા વાસ લાવ્યા પછી, તેને દોરડાંવતી સાથે સાથે બાધી, પાણીમા તરતા મૂકવામા આવે છે. આ તરાપા ઉપર સામાન ભરવામા આવતો નથી. ફક્ત બે ચાર માણસો ઉપર બેસી, વાસથી હલેસા મારતા એક કિનારેથી બીજે કિનારે તે લઈ જાય છે.

ઈ.સ.પૂર્વે ૫૦૦માં રચાયેલી બૌદ્ધ 'જાતક કથા'ઓમાંના 'સુપ્પારક જાતક'માં કથા આવે છે કે ભૃગુકચ્છનો સોળ વર્ષનો એક આંધળો નાવિક-નામે બૌદ્ધિષ, ૭૦૦ વ્યાપારીઓથી ભરેલા વહાણને અહીંથી સુવર્ણભૂમિ (બર્મા) સુધી હંકારી ગયો હતો પોતાની પ્રવીણતાને લીધે, તેના પિતાના મરણ પછી એની નિમણૂક મુખ્ય નાવિક તરીકે છેક નાનપણમાં થઈ હતી. પોતે ડાહ્યો અને કુશળ હોવાને લીધે એને હાથે કદી નુકશાન થયું નહોતું-એવો એ કુશળ નાવિક હતો

'વિવિધ તીર્થકલ્પ' નામના જૈન તીર્થોના ઐતિહાસિક ગ્રંથમાં, ભૃગુકચ્છમાં કોઈ રાજકન્યાએ 'શકુનિકા-વિહાર' બંધાવ્યાનો ઉલ્લેખ છે

**ઈતિહાસ-યુગનું ભરૂચ** : ભરૂચમાં ઈતિહાસની કેડીએ આપણે ફરિયે તો ત્યાં બની ગયેલા સ્મરણીય બનાવોની ઝાંખી આપણને થઈ શકે છે એ 'ઈતિહાસની અમૃતાક્ષરી' હવે ફાંકનિયે સોલંકીઓના વખતમાં પાટણ ડને ગુજરાતની હકૂમત નીચે આવ્યું ત્યારે ભરૂચ 'મંડનેશ્વરનું સ્થાન' બન્યું હતું

મુસ્લિમ હકૂમતમાં, ગુજરાતના સુલતાન બહાદુરશાહે સને ૧૫૩૩માં ભરૂચ શહેરની આસપાસ મદર અથવા ખાડી નવી બનાવી, અને શહેરનો કોટ દુરસ્ત કરાવ્યો હતો

સને ૧૫૩૬માં પોર્ટુગીઝોએ ભરૂચ શહેરને પાયમાલ કરી પહેલીવાર, અને દસ વર્ષ પછી બીજીવાર લૂંટ્યું હતું

મોગલ જમાનામાં અકબરે ૧૫૭૩માં ભરૂચનો કિલ્લો કબજે કર્યો તે પછી તરત જ યુરોપની વહેપારી પ્રજાના સંપર્કનો ઈતિહાસ શરૂ થાય છે ગુજરાત સલ્તનતના અમલ દરમ્યાન ભરૂચને બે વખત લૂંટનાર પોર્ટુગીઝ-ફિરંગીઓએ સને ૧૬૧૪માં ત્રીજી વખત લૂંટવાનું સાહસ કર્યું હતું

સને ૧૬૧૬મા બ્રિટીશ ઈસ્ટ ઈંડિયા કંપનીએ, હિંદ સાથેના વ્યાપારમા લાભ દેખાવાથી ભરુચમાં કોઠી નાખી; અને તેમની પાછળ બે જ વર્ષમા ડચ (વલંદા) લોકોએ પોતાની કોઠી સ્થાપી–જે આજે પણ આપણને દેખાડવામાં આવે છે.

ભરુચ શહેરમાં, શરૂમાં સને ૧૬૨૦માં હાલની જગા પાસે–એટલે કે વડાપાડાથી એદ્રુસસાહેબ તરફ જવાના રસ્તાપર–એક મકાનમાં વલંદાઓએ કોઠી સ્થાપેલી. હાલની વિશાળ ઈમારત તે પછીની છે. સને ૧૭૦૦માં બંધાયેલી આ કોઠીમા એક હોજ હતો તે આજે પૂરી દેવામાં આવ્યો છે. આ જગાએ ઉત્તર તરફની દીવાલપર એક 'સન–ડાયલ' (સૂર્યનાં કિરણ ઉપરથી સમય જોવાનુ ઘડિયાલ) મોટા અક્ષરો અને કલાકના આકડાઓથી બનાવેલું છે. એ ચક્ર ઉપર ઈ.સ ૧૭૦૦ની સાલ કોતરેલી છે.

આ બાબતમાં એક પથ્થરની તખ્તી પર અંગ્રેજી લેખ કોતરેલો ત્યાં મોજૂદ છે. મજકુર જગા, પાછળના વર્ષોમા, બ્રિટીશ ઈસ્ટ ઈંડિયા કંપનીએ પોતાની કોઠી તરીકે વપરાશમા લીધી હતી. હાલમા 'વલંદાની કોઠી' તરીકે ઓળખાતી આ જગા એક હિંદુ ગૃહની માલિકીમા છે.

ભરુચના જે કિલ્લાનુ રક્ષણ અને મરામત ગુજરાત સલ્તનતના અમલમા થઈ રહ્યા હતા–તે કિલ્લાની દશા આગળ જતાં પલટાઈ. સને ૧૬૫૮મા સહેનશાહ ઔરંગઝેબના હુકમથી કિલ્લાનો થોડો ભાગ, પોતાના ભાઈ દારા સાથે લડતાં કિલ્લામા તેને મળેલા આસરાથી ચીડાઈને, તોડી પડાવવામા આવ્યો હતો, પરંતુ અજબ જેવુ છે કે એક કારણથી જે કિલ્લો ઔરંગઝેબને અકારો લાગ્યો હતો: તેનો તે કોટ ફરીથી તેના જ હુકમથી સમારાઈ જાય છે! કારણ એમ બન્યુ કે સને ૧૬૭૫માં શિવાજીએ ભરુચને લૂંટ્યું; અને શંભાજીએ, દસ વર્ષ પછી બીજીવાર લૂટ્યું. એટલે આલમગીરની આંખ ઉઘડી, અને મરેઠા-

એને લૂંટ કરવામાં સગવડ કરી આપનારા કિલ્લાના તૂટેલા ભાગને ફરીથી ચણાવી લેવામાં આવ્યો.

આજે તો હવે 'ભાગે કોટ' નામે ઓળખાતો કિલ્લાનો ભાગ આસમાની-સુલતાનીથી તૂટી ગયો છે: અને 'ભાગેલા ભરુચ'ની કરુણ યાદ આપે છે!

સિદ્ધરાજ સોલંકીના સમયમાં (ઈ.સ. ૧૦૯૪-૧૧૪૩) ભરુચનો પથ્થરનો કિલ્લો બંધાયેલો મનાય છે. ભરુચની આ કિલ્લેબંધી કેટલી મજબૂત હતી તેનો ઉલ્લેખ ગુજરાતના સુલતાન કુતુબુદ્દીન મહમ્મદના સમયની, સને ૧૪૫૧ની સાલની 'મિરાતે સિકંદરી'માંથી મળે છે. માળવાના સુલતાન મહમુદ ખીલજીનો વિચાર ગુજરાત જીતી લેવાનો થતાં, એંસી હજાર બલવાન ઘોડેસ્વાર સાથે તે નીકળી પડ્યો. ભરુચની હદ આગળથી પસાર થતાં તેણે ભરુચ પહેલું જીતી લેવા ઈચ્છા કરી; પણ પછીથી તેને તેના સહાયક સુલતાનપુરના હાકેમ અલ્લાઉદ્દીન મોરાબે જ્યારે જણાવ્યું કે ભરુચના કિલ્લાને છતવા માટે ઓછામાં ઓછા છ-સાત માસ ઘેરો ઘાલવો પડે અને ચોતરફથી સુરંગો ફોડવી પડે ત્યારે માળવાના સુલતાને પોતાનો વિચાર બદલ્યો; અને કહ્યું કે "એટલા વખતમાં તો આપણે ગુજરાતને જીતી શકીશું": આમ કહીને, નર્મદા નદી પાર ઊતરી વડોદરા તરફ તે કૂચ કરી ગયો હતો.

સને ૧૫૩૩માં સુલતાન બહાદુરશાહે ભરુચ શહેરની આસપાસ નવી ખાડી બનાવી અને શહેરનો કોટ દુરસ્ત કરાવ્યો.

ભરુચના છેલ્લા નવાબે સને ૧૭૭૨માં કંપની સરકારના લશ્કરના બંદૂક અને તોપના મારાની સામે, સત્તર દિવસ સુધી કિલ્લો સાચવ્યો હતો. તે બતાવે છે કે ભરુચનો કિલ્લો માત્ર ગોખલાનો કે મામૂલી નહોતો.

**જુમ્મા મસ્જિદ કે મુનિસુવ્રત સ્વામીનું મંદિર:** ઈસવીસન ૧૩૨૧-૨૨માં ભરુચ શહેરની જુમ્મા મસ્જિદવાળી પ્રાચીન હિંદુ

ઈમારત, મુસલમાનોના કબજામાં ગઈ છે. ૭૪ થાંભલાથી ઊભું રહેલુ આ શિલ્પસ્થાપત્ય બારમી સદીના જૈન મંદિરનો ભાગ જણાય છે. તેમાંની કોતરણી ઉપરથી કેટલાક તેને 'મુનિ સુવ્રત સ્વામીનું મંદિર' માને છે. કેટલાક તેને આચાર્ય 'હેમચંદ્રનો ઉપાશ્રય' પણ માને છે. જગા નદીના કિનારાની બહુ નજીક છે.

સને ૧૭૮૩મા સાલબાઈના તહનામાની રૂએ મહાદજી સિંધિયાને ભરુચ સોંપવામા આવ્યું હતું. ત્યારથી મહારાષ્ટ્રી અમલની અસર ભરુચમા દેખાવા લાગી. અને શહેરના 'મુખ્ય બજાર'ના રસ્તાને "દાડે બાઝાર" (દાડિયા બઝાર) કહે છે. તેવા જ નામનુ બજાર ગ્વાલિયરમાં તથા વડોદરામા પણ છે. નદી કાંઠા ઉપરના કેટલાક હિંદુ મંદિરોના જીર્ણોદ્ધાર મરાઠા અમલની સાક્ષી પૂરે છે.

સને ૧૮૭૨મા નર્મદા નદીમા ભારે રેલ આવવાથી તે વખતે શહેરમા આવેલા ફાટા તળાવ તથા રતન તળાવના પાણી એકાકાર થઈ ગયા હતાં.

**અર્વાચીન યુગ :** નવા જમાનામા ભરુચ 'સુધારામા' મોખરે રહ્યુ છે. સને ૧૮૨૬મા શહેરમા પહેલીવહેલી ગુજરાતી શાળાની સ્થાપના થઈ હતી; અને સને ૧૮૪૯મા પહેલી અંગ્રેજી શાળા ખુલી હતી, જેની શતાબ્દી હમણા જ ઊજવાઈ છે.

સને ૧૮૬૨મા શહેર આગળથી બી બી ઍન્ડ સી. આઈ. રેલ્વેની ગાડી પહેલી વહેલી પસાર થઈ હતી, જો કે નદી પરનો 'ગોલ્ડન બ્રિજ' (સોનાનો પૂલ) સને ૧૮૭૭મા બંધાવવો શરૂ કરેલો; તે વચમા નદીમા રેલના પાણીને લીધે ભાગી ગયો હતો. આખરે ૧૮૮૧મા આજે જૂનો ગણાતો એવો જંગી પૂલ પૂરો બંધાઇ રહ્યો હતો.

શહેરમાં ભરુચના છેલ્લા નવાબના દીવાન નંદુભાઈએ સં ૧૮૩૭માં રતન તળાવ ઉપર શહેરની પૂર્વમાં બંધાવેલી વાવ આવેલી છે, જ્યાં તે બાબતનો શિલાલેખ છે નંદુભાઈની ખ્યાતિ વફાઈ-બેવફાઈના મિશ્ર સ્વરૂપની હતી છતાં 'નંદુભાઈના ચકલા'ના નામની સાથે એ લોક જીભે સંભારાય છે એટલું એમનું સદ્ભાગ્ય ગણાવું જોઈએ

'નંદુભાઈની હવેલી'માં લાકડા પરનું કોતરકામ બહુ સુંદર અને ગુજરાતના કાષ્ઠ-શિલ્પનો સારો ખ્યાલ આપે તેવું છે તેના રસ્તા પરના થાંભલા તથા ઝરૂખાવાળો ભાગ પાડી નાખેલો, તેમાંથી કેટલોક કલાત્મક ભાગ આજે વડોદરાના મ્યુઝિયમમાં સુરક્ષિત છે

ભરુચ શહેર નર્મદા નદીપર ટેકરાટેકરીવાળી જગાએ વસતું હોવાથી ત્યાંથી કુદરતી રચના બહુ રળિયામણી લાગે છે ચારે તરફ જૂના ને ઐતિહાસિક કિલ્લાની મજબૂત દીવાલો-મોટા અને મજબૂત બુરજો, નદીમાં આશરે પોણો માઈલ લાંબી કિલ્લાની દીવાલ, પૂર્વ તરફ રેલ્વે પૂલ, નામે 'સોનેરી પૂલ' ( ગોલ્ડન બ્રિજ ), નદી કિનારે આવેલાં મંદિરો, શહેરમાં ટેકરા-ટેકરીપર આવેલાં મકાનોની હાર, શિખરબંધી દેરાં, મસ્જિદો, રેલ્વે સ્ટેશન, ટાવર, શહેરનો વિકટોરિયા કલાક ટાવર, નદીમાં ઊછળતાં માતાં પાણી ને તેમાં માછીઓની વાવટાવાળી નાની તુમડીઓ બાંધેલી આમતેમ ફરતી હોડીઓ, બસરા, મસ્કત, મુંબાઈ, સુરત વગેરેથી માલ ભરી લાવેલાં વહાણો, મછવાઓ-એ બધું દૂરથી અંકલેશ્વરથી ભરુચ આવતા પ્રવાસીઓનું ઠીક ઠીક ધ્યાન ખેંચે છે

ભરુચ બંદરની આવી રમણીયતાથી લોભાઈ, ફિરંગીઓએ સને ૧૫૪૬માં જ્યારે આ શહેરને બીજી વખત લૂંટ્યું ત્યારે એના ઘણા વખાણ કરેલાં અને એની સરખામણી પોતાના 'વિ સ' શહેર સાથે કરીને, શહેરના બંદર, ઊંચાં ઊંચાં મકાનો કીમતી અને સુંદર કોતરકામ, કીમતી જરીકામ કાપડના કારખાના, અને દુનિયામાં સૌથી

સરસ વણાટકામ કરનાર અને હુન્નર-ઉદ્યોગમાં પ્રખ્યાતિ પામેલા વણકરોનાં નિવાસસ્થાન તરીકે, તેમણે તેની ખાસ નોંધ લીધેલી છે.

ભરુચ શહેરની લંબાઈ આશરે અઢી માઈલ અને પહોળાઈ પોણો માઈલ ગણવામાં આવે છે. તે ઉપરથી શહેરની ઉપમા 'પાપડી-પના'થી અપાય છે; છતા આ શહેર જૂનુ હોવાથી તેની હદ વખતોવખત બદલાયેલી રહેલી છે. કિલ્લો અથવા કોટની અંદર આવેલુ શહેર એટલે મોટે ભાગે જુમ્મામસ્જિદથી બેગમવાડી સુધીનો ભાગ અને બીજો બહાર 'કોટ'નો ભાગ-જેમાં પશ્ચિમે ફુરજાથી (લબાઈમાં લેતા) વેજલપુર અને બધા નવા વસેલા પરા-એ મળીને 'બહાર કોટ'નો ભાગ કહેવાય છે

ગુજરાતના સુલતાન બહાદુરશાહે ઈ સ. ૧૫૩૩મા શહેરની આસપાસ ખોદાવેલી ખાઈ (ખંદક)ને લીધે 'બહાર કોટ'નો ભાગ જુદો પડી ગયો છે. તે સબંધમા કોતરાવેલો ફારસી શિલાલેખ, હાલમા ફુરજા પર કસ્ટમ પાસે આવેલી નાની મસ્જિદમા મોજૂદ છે. તેમા જણાવ્યા પ્રમાણે એ ખાઈઓ ઘણી ઊંડી હતી, જેમા નર્મદાનુ પાણી ભરાઈ રહેતુ; તેથી બહારના દુશ્મનથી શહેરનો બચાવ કરી શકાતો. એ ખાઈ ઉપર પશ્ચિમે ફુરજા તરફ મક્કી દરવાજા પાસે એક, ખેચી લેવાય એવો, પૂલ ગોઠવવામા આવ્યો હતો તે પૂલ, ભરુચના છેલ્લા નવાબ ઉપર કરેલી ચઢાઈ વખતે, ઈસ્ટ ઈંડિયા કંપનીએ તોડી નાખ્યો હતો.

**ભરુચનો પૂલ :** કહેવાય છે કે 'ગ્રેટ ઈંડિયન પેનિનસ્યુલર રેલ્વે' (જી. આઈ પી.)ને પહાડો કોરીને લોહમાર્ગ તૈયાર કરવામા ભારે ખર્ચ થયું હતુ, તેમ બોમ્બે બરોડા ઍન્ડ સેન્ટ્રલ ઈંડિયા રેલ્વે (બી. બી. સી. આઈ.) ને અનેક નદીઓના પ્રવાહ ઉપર પુલો બાંધીને લોહમાર્ગ (રેલ્વે-વે) તૈયાર કરવામા પારાવાર ખર્ચ ખમવું પડ્યું છે.

ભરુચ આગળ નર્મદાનો વિશાળ પૂલ એ બી બી. સી. આઈ. રેલ્વેનુ મોટું પરાક્રમ મનાય છે સને ૧૮૬૮મા પહેલાહેલી ગાડી એ

પૂલ ઉપરથી પસાર થઇ ત્યારે લોકો ઉપર તેની કેવી અદ્ભુત અસર થઇ તે મરી કાર્પેન્ટર નામની અંગ્રેજ બાઇએ નજરે જોઇને નોંધ્યુ છે *

'નર્મદા નદી પરનો નવો પૂલ તૈયાર થઇ ગયો છે આવો પૂલ બાંધી રેવામાને કોઇ અભડાવે એ લોકોને મંજૂર નથી એટલે તેમણે જબરો વિરોધ કર્યો છે, પણ આ નાસ્તિક સરકાર આગળ એમનુ કંઇ ચાલ્યુ નથી શરૂઆતનો પહેલો જ દિવસ છે ધમધમ કરતી ગાડી પૂલ પરથી ચાલી આવે છે, હજારો માણસની ગંજાવર મેદની એ જોવાને મળી છે, એવામા એકાએક એંજિન અધવચ અટકી પડે છે આ જોઇ લોકો મોટો હર્ષનાદ કરી મૂકે છે જાગ રેવામાનુ સત રહ્યુ ખરુ !'

પણ ત્યા તો એમના હર્ષનાદને પણ ટપી જાય એવો પ્રચંડ વિજય નાદ સામેથી સભળાય છે અટકી પડેલ એંજિન ખેંચમ ખેંચ સડસડાટ ચાલવા માંડે છે ને લોકો ઊભા હતા ત્યા નર્મદાપાર ચાલી પહોંચે છે તેમને હવે પોતાનો મત બદલવો પડે છે। 'આ તો કોઇ દેવ છે! ચાલો આપણે એની પૂજા કરિયે।

પળનાર પહેલા જે રેવામાતાની પવિત્રતાને અભડાવનારો રાક્ષસ ગણાયો હતો તે હવે પોતાની સફળતાથી દેવ બની જાય છે લોકો તેને વંદન કરે છે કેટલાક તેને ફૂલ ચડાવે છે કેટલાક તેને કંકુના ચાંદલા કરે છે તો કેટલાક વળી બજારમાથી શ્રીફળ લાવી તેની આગળ મૂકે છે।

નર્મદાનો નવો પૂલ હિંદની એક દેશી પેઢીએ બનાવેલો છે એ આખુ સાહસ એક દેશી પેઢીનુ છે વિલાયતી પેઢીએ નવા બેવુન્

* મેરી કારપેન્ટર Six Months in India, (1898) શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિ. ભટ્ટ ... 'તીરે નર્મદા'મા કરેલી નોંધ પૃ ૨

તમામ સર્જન એક હિંદી પેઢીને ભળાવ્યું હતું. છતાં તેના નામનો ક્યાંયે ઉલ્લેખ મળતો નથી !

શ્રી. મેઘાણી "પરિક્રમણ" (પૃ. ૩૮-૩૯)માં આ સંબંધમાં એક માર્મિક નોંધ કરે છે: "નર્મદાના નવા પૂલને હું મારા મછવામાંથી નિહાળી રહ્યો હતો. એક કરતાં વધારે માર્કલિનું એ બાંધકામ મને હેરત પમાડનું માથાપર તોળાઈ રહ્યું હતું. સિમેન્ટ-કોન્ક્રીટના એના પંક્તિબધ્ધ મહાકાય થાંભલા બબ્બેની હારમાં આખા નદીપટમાં ઊભા હતા. શ્વેત ઐરાવતોની જંગી હાર જાણે ક્યાંક જતી જતી ત્યાં થંભી જઈ, રેવાનાં જળમાં ક્રીડા કરતી હતી; ને એ તમામની પીઠ પર પૂલ રૂપી સળંગ એક અંબાડી હતી પણ કોની ? કોઈ રાજરાજેન્દ્રની ? નહિ, નહિ. વિશ્વનાં નવશાસક જનતા જનાર્દનના લાખોનો જનપ્રિગટ એ અંબાડી ઉપર ઘૂમતો હતો.

"જૂના સેતુ પર જે આગગાડીઓ કીડીવેગે ચાલતી તે આ શ્વેત ગજરાજોની પીઠ ઉપર હવે તો પૂર ઝડપે દોડી જાય છે. જૂનો પૂલ આ નવીન ભરજુવાનની પ્રત્યે જાણે કોઈ બુઢા પિતાને ભાવે જોઈ રહ્યો છે.

"એ ભવ્ય બાંધકામ આજે છેક દરિયાપારના છાપામાં તારીફ પામી રહેલ છે; ને એવું સાહસ મુકરર કરેલ અવધ કરતા યે એક વર્ષ વહેલુ પાર કરી આપનાર અંગ્રેજ યાંત્રિકોની એક માતબર પેઢીને સહુ કોઈ અભિનંદી રહેલ છે. મુંબઈના ગવર્નર સાહેબે નર્મદાના એ નવા સેતુને ખુલ્લો મુકતી વેળા પણ ધન્યવાદ આપ્યા એ સરકારી કોન્ટ્રેક્ટ લેનારી મૂળ બ્રિટીશ-હિંદી પેઢીને, કે જે પેઢીએ પૂલના ગડેડા (ગર્ડર) વગેરે લોઢાનો સામાન પૂરો પાડવા ઉપરાંત સેતુના પ્રચંડ નિર્માણકાળમાં એક પથ્થર પણ ચડાવ્યો નથી !"

૧૫

તીર્થ તરીકે-ભરુચની ખ્યાતિ હિંદુ-તીર્થ તરીકે છે: તે ઉપરાંત તેની આસપાસ નદી-કિનારાનાં પ્રખ્યાત ગામડાંઓ-જીગમણી તરફ આવેલાં શુક્લતીર્થ, કડોદ અને દક્ષિણમાં અક્રૂરેશ્વર (અંકલેશ્વર) તથા આથમણી તરફ ભાડભૂત વગેરેમાં ભરાતી જાત્રાઓને લીધે વિશેષ છે.

ભરુચ પાસેના પૂલ સિવાય નર્મદા નદી ઉપર બીજા ત્રણ પૂલ બાંધેલા છે: એક સોનટકકામાં, બીજો હોસંગાબાદમાં અને ત્રીજો પૂલ જી. આઈ. પી. રેલ્વેનો છે.

મુસલમાનોની દૃષ્ટિએ જૂના જમાનામાં 'બાબુલ-મક્કા' (મક્કે જવાનું બારું) તરીકે હજ કરવા જવા માટે ભરુચ બંદરનો ઉપયોગ થતો હતો. તેને પરિણામે મોટા મોટા પીર બુઝર્ગો અને ઓલિયા અહીંથી જતા આવતા; અને ઘણા આ શહેર તથાં આસપાસનાં ગામડાંમાં ગુજરી જવાથી દફન પણ થયેલા છે.

ભરુચની પ્રસિદ્ધિનું ત્રીજું કારણ એનો દરિયાઈ વ્યાપાર હતો. ભરુચથી સુવર્ણભૂમિ (બર્મા), લંકા, મલબાર, બસરા, મક્કા, યમન, ઇજિપ્ત (મિસર), ચીન વગેરેનાં મોટાં મોટાં વ્યાપારી વહાણોની આવજા થયા કરતી હતી-જેના સ્પષ્ટ ઉલ્લેખો 'બૌદ્ધ જાતકો'માં, પેરિપ્લસના કર્તાના ગ્રંથમાં, યમન અંગેની 'પ્રવાસ-નોંધ'માં તથા 'અરબી ઇતિહાસો'મા મળી આવે છે.

આજે એ પુરાણું ભરુચ ભાગ્યું છે. છતાં 'ભાગ્યું ભાગ્યું તોય ભરુચ' કહેવા જેવું તો એમાં હજી ઘણું ઘણું છે.

આ ભરુચમાં જ પૂર્વાશ્રમમાં જન્મે સામવેદી બ્રાહ્મણ એવા હરિપાલદેવ ચક્રધર સ્વામી જે 'મહાનુભાવ સંપ્રદાય'ના સ્થાપક હતા તે થઈ ગયા. તેમનો જીવનકાળ સં. ૧૨૭૭થી સં. ૧૩૨૯નો સ્વીકારાયો છે. જનતામાં ઇશ્વરની અનન્ય ભક્તિનો ઉપદેશ તેમણે કર્યો છે. તેમનું

"મહાનુભાવીય સાહિત્ય" પ્રાચીન મરાઠી તથા પ્રાચીન ગુજરાતી ભાષાના અભ્યાસીએ જોવા જેવું છે.

ભરુચ આગળની નદીની મુસાફરી જુદી અને દરિયાની મુસાફરી જુદી: નદીમા મોજા નથી હોતાં. બે બાજુને કાંઠો આપણને સાથ દે છે. નદીનો પ્રવાસ એ પૃથ્વીના ગોળનો, હવામા ચાલતા સનાતન પ્રવાસ જેટલો જ શાંત, અને આહ્‌લાદક હોય છે.

ભરુચ જિલ્લાની વસતી નર્મદાજીના તીર્થોને લીધે વિદ્યાવંતી, ને ભરુચ અસલ ધીકતુ બંદર હતું તેથી ઉજળી, છે. શુકલતીર્થ ને ભરકાલના વેદ ભણેલા બ્રાહ્મણો સારા ગુજરાતમા પંકાતા. ગુજરાતનાં બંદરો બહુ પુરાણા કાળના છે. સ્તંભતીર્થ, દ્વારકા અને પ્રભાસના બંદરોની સાથે ભરુચનું બંદર પણ ખૂબ જૂનું છે અને દુનિયાના થોડાક જે પ્રાચીનમા પ્રાચીન શહેરો ગણાય છે એમાનુ છે.

ઈ. સ. ના ત્રીજા સૈકાનું, લગભગ ક્ષત્રપ શાસનકાળનુ એક શિવલિંગ ભરુચમાંથી પ્રાપ્ત થયુ છે જેને 'એકમુખ-લિંગ' કહે છે લિંગની ઊંચાઈ સાડા ત્રણ ફૂટ છે; પહોળાઈ એક ફૂટ છે શિવની જટાની ગૂંથણી કુશાણકાળના શિલ્પ-સ્થાપત્યની યાદ આપે છે

વડોદરા મ્યુઝિયમના ખુલ્લા શિલ્પખંડમા તે જોવા મળે છે.

'રેવાના પૂલ ઉપર થી ઊભા ઊભા એક કવિને નદીની સાથે સાગરને સંદેશો પાઠવવાની કલ્પના સૂઝી છે :—

> " રેવા ! સંદેશ તુ મારો, આટલો દેજે સિન્ધુને.
> ક્યારે ન્હાનુ આ હૈયે આવીને વસશો તમે ? "

—ઉમાશંકર જોશી.




ખંડ ૨ : ૧૩, જુઓ પૃષ્ઠ ૨૨૯

ભરુચ થી સાગરસંગમ

૧૩

# ભરુચથી સાગરસગમ

ભરુચથી લગભગ ૨૫ માઈલ પર આવેલા લૂણપુર સુધી સમુદ્રની ભરતીના પાણી આવે જાય છે ભરુચ જિલ્લામા બીજી ત્રણ નદીઓ નર્મદાને મળે છે–ડાબી બાજુથી કાવેરી તથા અમરાવતી અને જમણી બાજુથી ભૂખી

ખેતીવાડીને માટે નર્મદાના જળનો કાંઈપણ ઉપયોગ થતો નથી ગુજરાતની હદમા આવેલા આ નદીના ભાગમા નાવ આવજા કરી શકે છે ચોમાસામા મોટા મોટા વહાણ ભરુચથી ૬૫ માઈલ ઉપર આવેલા તિલકવાડા સુધી માલની હેરફેર કરી શકે છે ૨૦૦૦ મણ બોજો લઈને ભરતીને વખતે ભરુચમા વહાણ આવી શકે છે

નર્મદાના તીરવાસીઓની માન્યતા હતી કે નર્મદા નદી પોતાના ઉપર કોઈપણ પૂલને બધાવા નહિ દે પરતુ બી બી એન્ડ સી આઈ એ તે માન્યતાને તોડી નાખી છે સને ૧૮૬૦મા ભરુચની પાસમા જ પૂલ તૈયાર કર્યો હતો તે નદીમા પૂર આવવાથી તણાઈ ગયો હતો ત્યારપછી ભારે ખર્ચે બીજો પૂલ બાધવામા આવ્યો–એ ઉપર [illegible] છે

નદી જ્યારે સાગરને મળે ત્યારે એનુ આખુ સ્વરૂપ ફરી જાય છે એ પ્રવાહને નદી તરીકે ઓળખવો મુશ્કેલ થઈ પડે છે બે નદીના સગમ કરતા નદી–સમુદ્રનો સગમ વધારે કાવ્યમય હોય છે બે નદીઓના સગમનો આનદ ગૂઢ–શાત હોય છે જ્યારે સાગર–સરિતા મળે છે ત્યારે બન્નેમા ચોખ્ખો ઉન્માદ દેખાઈ આવે છે અને એ ઉન્માદનો કેફ આપણા ઉપર અચૂક ચડે જ છે

નદીનાં પાણી શાંત છતાં મક્કમ આગ્રહથી સમુદ્ર ભણી ધસતાં જાય છેઃ જ્યારે કોઈ કાળે પોતાની મર્યાદા ન છોડવા માટે પંકાયેલા સમુદ્રના પાણી ચંદ્રમાની ઉશ્કેરણીથી ઘડીકમાં નદીને મારગ કરી આપે છે અને ઘડીકમાં સામાં થાય છે.

નદી અને સાગરનો સામસામો જ્યારે સત્યાગ્રહ ચાલે છે ત્યારે અનેક જાતનાં દૃશ્યો જોવાને મળે છે. સમુદ્રનાં મોજાં ત્રાંસાં ફ્નગતાં આવે ત્યારે પાણીનો એક ફુવારો એક છેડાથી બીજા છેડા સુધી દોડતો જાય છે. કોકોક ઠેકાણે પાણી ગોળગોળ ફરી વમળ બનાવે છે. સાગરનું જોર વધતાં નદીનું પાણી પાછું હઠતું જાય છે. બે બાજુના કાંઠા ઉપર એનો માર સખત હોય છે.

પરકમ્માવાસીઓ સાગર-સંગમ આગળ આવે છે ત્યારે તેમની અર્ધી યાત્રા પૂરી થાય છે. 'નદીના મુખમાં થઈને સમુદ્રમાં પ્રવેશ કરવો'—नदीमुखेनैव समुद्रमाविशत्।—એ સૂત્રનો ઉલ્લેખ, કવિ કાલિદાસે રઘુરાજાના વિદ્યાભ્યાસનું વર્ણન કરતાં કર્યો છે. 'રઘુવંશ' (સર્ગ ૩, શ્લોક ૨૮)માં લખ્યું છે કે 'નદીના મુખમાં થઈને સમુદ્રમાં પ્રવેશ કરતો હોય તેમ, લિપિના યથાવત્ ગ્રહણદ્વારા, તેણે સાહિત્યમાં પ્રવેશ કર્યો'—જાણવા જેવું છે કે આ ધ્યાનમંત્રને 'ગૂજરાત વિદ્યાપીઠ'ના એક વખતના મુખપત્ર સાબરમતી'એ સૂચક જીવનસૂત્ર તરીકે સ્વીકાર્યો હતો.

નર્મદા નદી વાંકીચૂંકી વહેતી હોવાથી એને પાંચ ભાગમાં વહેંચી શકાયઃ એક ભાગ અમરકંટક આગળથી ધોધ પડે છે ત્યાં સુધી; બીજો જબલપુરથી હાંડિયા સુધી; ત્રીજો હાંડિયાથી હરણફાળ અથવા મૃગફાળ સુધી; ચોથો હરણફાળથી મકરાઈ સુધી; અને પાંચમો મકરાઈથી દરિયા સુધી.

ભૃગુઋષિથી પાંચમી પેઢીએ થયેલા ભાર્ગવરામ અથવા પરશુરામે હૈહય (ગોંડ)-જે લોકો નર્મદા નદીની ખીણમાં ઘણા પ્રાચીન

કાળથી વસ્યા હતા.-તેમને હરાવ્યા હતા. ને ઉપરથી જણાય છે કે ભૃગુઋષિ તે વખતમાં ઋષિ મનાવા ઉપરાંત શિષ્યોદ્વારા શાસન પણ ચલાવતા હશે એમ લાગે છે.

**ચક્રધર :** ભરૂચના ગુજરાતી હરપાળદેવે 'ચક્રધર'નું બિરુદ પામી દક્ષિણમા ૧૨૬૩ના અરસામાં 'મહાનુભાવ પંથ'ની સ્થાપના કરી, મહારાષ્ટ્રીય સાહિત્યનો પાયો નાખવાનું કાર્ય કર્યું. વર્તમાન ઓગણી- સમી સદીમાં 'હિંદી ગદ્ય'નો પણ એક ગુજરાતી લલ્લુલાલે 'ભાગવત કૃષ્ણકથા' કહીને પાયો નાખ્યો એમ મનાય છે. આ હકીકત સાથે 'મહાનુભાવ પંથ'ના સ્થાપકની વાતને ભેગી કરીને ગુજરાતે ગૌરવ લેવા જેવુ છે. સાથે સાથે હેમચંદ્રાચાર્ય સરખા આતર-પ્રાંતીય અખિલ ભારત-વ્યાપી કીર્તિ પામેલા વિદ્વાન ગુજરાતના હતા એ પણ યાદ રાખવા જેવું છે.

**ભાડભૂત :** ભરુચથી આઠ મૈલ ઉપર નર્મદાને ઉત્તર તીરે 'ભાડભૂત'–'ભારભૂતેશ્વર'નુ મદિર છે ત્યા અધિક ભાદરવામા એટલે કે ૧૯ કે ૨૦ વર્ષે ભાડેશ્વરની જાતરા ભરાય છે. સંવત ૨૦૧૧ માં (ઈ. સ. ૧૯૫૫ માં) એની છેલ્લી યાત્રા ભરાઈ હતી.

**હાંસોટ :** નર્મદાની દક્ષિણ તીરે આશરે ૪, ને ભરુચથી નૈઋત્યે સુમારે ૧૫ માઈલ ઉપર છે અસલથી એ પરગણાનું મુખ્ય શહેર હતું. ૧૭૭૫માં પહેલવહેલુ બ્રિટીશ સરકારના તાબામા આવ્યુ; પણ પાછુ પેશ્વા સરકારને ૧૭૮૩મા આપ્યું. સને ૧૮૦૩મા બ્રિટીશ સરકારના હાથમાં વસઈના કૉલ-કરારની રૂએ ફરીથી આવ્યું. ૧૮૬૯માં એ અંકલેશ્વર પરગણામા ગણાયુ

**કડોદ :** નર્મદાને તીરે ભરુચ અને શુક્લતીર્થની વચમાં છે. ત્યાં વીસ વરસે અધિક વૈશાખમા કોટેશ્વરની જાતરા ભરાય છે. નદીને તીરે દુકાનો મંડાય છે, ને માડવા બંધાય છે.

૨

# નદી-દેવતારૂપે

નર્મદા નદીનું સ્વરૂપ-જળરૂપે નહિ, પરંતુ દેવીરૂપે પણ સુંદર કલ્પવામાં આવ્યું છે. મુકુટ તથા આભૂષણોથી સુશોભિત છે.

સ્વપ્નસૃષ્ટિમાં જોયેલા દેવી-સ્વરૂપનું ચિત્ર એક ભાવિક ભક્તે દોર્યું છે એક મોટો મગર હોડી આગળ પોતાની વિકરાળ મુખકંદરા ખુલ્લી રાખીને પાણીની સપાટી પર સ્થિર રહ્યો છે. તેની પીઠ પર લીલા મખમલના જેવી સેવાળની સુંદર ગાદી છે. તે પર કોઈક બેઠું છે.

નર્મદા "રુદ્રદેહા"-શિવના શરીરમાંથી પ્રગટ થયેલી છે. તેથી પ્રાચીન હિંદની ત્રણ પ્રમુખ નદીઓને, ત્રિમૂર્તિ સાથે સંયોજવામાં આવી છે. મૂળ એક નદી ત્રણ સ્વરૂપે દેખાય છે : બ્રહ્માની સરસ્વતી, હરિ( વિષ્ણુ )દ્વાર પામેની ગંગા, અને રુદ્રદેવની નર્મદા—એમ ત્રણેમાં ત્રિગુણાત્મક સ્વરૂપની ભાવના આરોપવામાં આવી છે.

નર્મદા ઉપર શૈવતીર્થોનું મહત્ત્વ તથા વિપુલત્વ સમજાવવા માટે આ પ્રકારની પૌરાણિક ટિપ્પણી યોજવામાં આવી હોય એમ માનવાનું આપણને મન થાય છેઃ—

एका मूर्ति महेशस्य कारणादरमागता ।
एतेषां तु पृथग्भाव ये कुर्वंति सुमोहिताः ॥
तेषां धर्मः कुतः सिद्धिर्जायते पापकर्मिणाम् ।
एवमना महानद्यस्तिस्रो रुद्रसमुद्भवः ॥
एका एव त्रिधा भूता गंगा रेवा सरस्वती ।
गंगा तु वैष्णवी मूर्तिः सर्वपापप्रणाशिनी ॥
रुद्रदेहसमुद्भूता नर्मदा चैवमेव तु ।
ब्राह्मी सरस्वती मूर्तिस्त्रिषु लोकेषु विश्रुता ॥
यथा गंगा तथा रेवा तथा चैव सरस्वती ।
समं पुण्यफलं प्रोक्तं स्नानदर्शनचिंतनैः ॥
मुच्यते दर्शनात्तेन पातकैः स्नानमंगलैः ।
उमा–रुद्रांग–समूता यत्र देवा महानदी ॥

આમ એકજ નદી ગંગા, રેવા અને સરસ્વતી નામે ઓળખાય છે. તેમાં ગંગા વૈષ્ણવી, રેવા શિવા અને સરસ્વતી તે બ્રાહ્મી મૂર્તિ છે.

આખા ભરતખંડમાં એક માત્ર નર્મદાને જ આંગણે નિમનદેવી નોંજે સોળ કળાએ વિકસેલી દેખાય છે, પણ કવિઓ અને કલાકારોની

દૃષ્ટિ હજી એ તરફ ગઈ નથી. ગુજરાતની કાવ્યધારાએ આ ઘર-આંગણાની ગંગા સામુ હજી બરાબર જાગીને જોયું નથી. બહુ થોડા કવિઓએ અને લેખકોએ ગુજરાતની નદીઓને અને ખાસ કરીને નર્મદાને સંભારી છે

ક્ષિતિજની પેલે પાર શું છે તે જાણવાની ઉત્સુકતા લગભગ દરેક માનવીમાં હોય છે, પણ જાણવા પાછળ પોતાની તમામ શક્તિઓ ખરચી નાખવા જેવી ઉગ્ર આતુરતા તો વિરલાઓમાં જ હોય છે દુનિયામાં શું હશે?—એ વિચારની પાછળ ગાંડા થનારા લોકોએ જ વિજ્ઞાનનો પાયો નાખ્યો છે.

"ગુજરાતના હૃદય જેવી નર્મદા નદીનું એક પણ સુંદર વર્ણન કયાંય જોવામાં આવ્યું નથી. ત્યાં સુધી તરુણ ગુજરાતીઓમાં સાહસની ધૂન નહિ લાગે, અને થોડાં વર્ષ રખડુ જીવન ગાળવાથી જ ખરી કેળવણી મળે છે એમ નહિ સમજાય ત્યાં સુધી, ગુજરાતમાં નવો જીવો નહિ પડે. શબ્દના મૂળ શોધવામાં કે કોઈ વૈજ્ઞાનિક સિદ્ધાંતનું રહસ્ય શોધવામાં જીવનનું સર્વસ્વ હોમનારા ખરા પંડિતો ગુજરાતને આગળ ફરી જોવા હોય તો પહેલાં, નદીનું મૂળ શોધનારા રખડુ જુવાનો જોઈશે. નદીનું મૂળ શોધનારી સાહસવૃત્તિ જ જીવનનું મૂળ શોધવા મથશે"–(શ્રી ધૂમકેતુ કૃત 'પગદંડી' પૃ ૯)

નદીને 'દેવતા' અથવા 'જલદેવતા' રૂપે નિહાળવા પાછળની ભાવનાનો રસિક પ્રતિહાસ જાણવા જેવો છે આપ એટલે પાણી. તેની, ઋગ્વેદના ચાર સૂક્તોમાં દેવી' તરીકે સ્તુતિ કરવામાં આવી છે એ કુદરતી સત્ત્વ ઉપર, આગળ જતાં ચેતનત્વારોપણ કરવામાં આવ્યું છે અને તે પાણીને, 'વર આપનાર' અને 'યજ્ઞમાં પધારનાર' માતાઓ, યુવતીઓ અને

● પ્રો મોહનલાલ પાર્વતીશંકર દવેના 'સંસ્કૃત સાહિત્યના ઇતિહાસ', પ્રકરણ ૪ ને આધારે

દેવીઓ તરીકે કલ્પવામાં આવ્યું છે. માતા તરીકે એ જલદેવીઓ અગ્નિને જન્મ આપે છે. અને વિદ્યુત્-સ્વરૂપે પ્રગટ થતા અગ્નિને માટે 'પાણીનો પુત્ર' ( અપાં નપાત્ ) એવા શબ્દો 'વેદ'માં વાપરવામાં આવ્યા છે.

એ 'દિવ્ય પાણી' અપવિત્રતાને દૂર કરે છે, અને નીતિના દોષો-અત્યાચારનાં પાપો, શાપ દીધાનું પાપ, જૂઠું બોલ્યાનું પાપ—એ સર્વેના કલંકમાંથી દૂર થવાને માટે પણ તેનુ આવાહન કરવામાં આવે છે. એ દેવીઓ વ્યાધિને મટાડે છે, લાંબુ આયુષ્ય આપે છે, અને અમરતા બક્ષે છે.

ઋગ્વેદમાં ખાસ કરીને કેટલીક નદીઓ ઉપર 'દેવતા' તરીકેનું ચેતનત્વારોપણ કરવામાં આવ્યું છે. આ સરિતાદેવીઓમાથી સૌથી અગત્યની તો સરસ્વતી છે. સિન્ધુ, સરસ્વતી, ગંગા, યમુના તથા સિન્ધુની શાખાઓ શુતુદ્રી (સતલજ), વિપાશ (બિયાસ), વગેરેનું પણ ઋષિઓ સ્મરણ કરે છે. ત્રણ આખા સૂક્તોમાં અને બીજા ઘણા છૂટક છૂટક મંત્રોમા એ સરસ્વતી દેવીની સ્તુતિ કરવામાં આવી છે. સઘળી માતાઓમાં, સઘળી નદીઓમાં અને સઘળી દેવીઓમા એ દેવી શ્રેષ્ઠ છે.

એ દેવીના હૃદયના અખૂટ ઝરણામાથી દરેક પ્રકારની સમૃદ્ધિ નીપજે છે; અને લક્ષ્મી, સંપત્તિ, આરોગ્ય અને પ્રજા—એ સઘળાં વાનાં એ આપે છે.

એક ઋષિ દેવીને પ્રાર્થના કરે છે કે "હે દેવી! આકાશમાથી મોટા પર્વત ઉપરથી નીચે ઊતરીને તું યજ્ઞ સમીપ હાજર થા!" —આવા વચનો ઉપરથી 'ગંગાવતરણ'ની કલ્પના થઈ હોવી જોઈએ એમ મનાય છે.

સરસ્વતીનુ નદીની દેવી તરીકે જ 'ઋગ્વેદ'માં આવાહન થયું છે; પણ 'બ્રાહ્મણો'મા વાચ્ એટલે 'વાણીની દેવી', તેની સાથે વળી એની એકતા સાધવામા આવી છે.

સરસ્વતી, સરયૂ અને સિંધુનું મોટી જલદેવીઓ તરીકે આવાહન કરવામાં આવ્યું છે (ઋગ્વેદ, ૧૦, ૬૪); અને એક બીજે સ્થળે ગંગા, યમુના, સરસ્વતી, શુતુદ્રિ, પરુષ્ણી અને બીજી અનેક નદીઓને સંભારી છે.

એ સૌમાથી સરસ્વતીનો પ્રવાહ પાવનકારી પર્વતો ઉપરથી ઊતરતો ઊતરતો મહાસાગરમાં વિલીન થઈ જાય છે. સરસ્વતી શ્રેષ્ઠ માતા છે; અને શ્રેષ્ઠ દેવી છે. એ પાવનકારિણી નદી જલના ઓઘ લઈ આવે છે : તેની સાથે ધનધાન્યની સમૃદ્ધિ, અખૂટ શક્તિ તથા સંતાનની ભેટ અને અમરત્વને પણ લેતી આવે છે. તેથી તે 'સુભગા' કહેવાય છે. આ દેવી તેના ભક્તજનોને પ્રેરણા, બળ તથા સમૃદ્ધિ અર્પણ કરે છે

લોકમાતા નદી આમ દેવતારૂપે માનવોમા પૂજાતી આવી છે



## ૨

# ગંગા-યમુના : શિલ્પરૂપે

નદી-દેવતાઓનું માનવસ્વરૂપ અને તેની સાથે તેમના વાહનોની કલ્પનાના પ્રાચીનતમ નમૂના 'અમરાવતીના સ્તૂપ'ના શિલ્પમાં જોવા મળે છે. મંદિરના વિશાળ પ્રવેશદ્વાર તથા 'ગોપુરમ્'ની રચનામાં મકરવાહિની સ્ત્રીઓ થાંભલાને અઢેલી મોટી મોટી ક્રુવેલને ઝુલાવતી, ફેલાવતી, તરતી રહેલી બતાવવામાં આવી છે

આ પ્રકારની સ્ત્રીઓમાં બે પ્રકારના સ્વરૂપનું સંમિશ્ર દૃષ્ટિગોચર થાય છે એક તો 'નદીદેવતા'નું અને બીજું 'વનદેવતા'નું અથવા તો 'ગંગા'નું અને બીજું 'શાલભંજિકા' અથવા 'પૂતળી'નું

'ગુપ્ત સામ્રાજ્ય' (ઈ સ ૩૨૦ – ઈ સ ૫૦૦)ના સમયમાં નદી-દેવતાઓ પ્રત્યેની સમાજની ભક્તિ એટલી સમૃદ્ધ બની કે ગુપ્તકાલીન મંદિરોની દ્વારશાખાઓની બન્ને બાજુ ગંગા અને યમુનાની કળશ સાથેની મૂર્તિઓ અનિવાર્ય બની ગઈ

આ શિલ્પ-સંપ્રદાયનો પ્રચાર ભારશિવો અને વાકાટકોના સમયમાં પણ દેખા દે છે એટલે ગુપ્તોની પહેલા પણ, દ્વારશાખા ઉપર ગંગા-યમુના જેવી દેવીના મંગલ આલેખન કરવામાં આવતા હતા

કાલિદાસ કવિના સમય પહેલા ગંગાયમુનાના સંગમરૂપ પ્રયાગક્ષેત્રનું શિલ્પમાં ભારે મહત્ત્વ જોઈ શકાય છે કાલિદાસે 'રઘુવંશ' (સર્ગ ૧૩, શ્લો ૫૪-૫૮)માં જે વર્ણન આપ્યું છે તેનું શિલ્પ આલેખન ગ્વાલિયર તથા ઉદયગિરિમાં જોવા મળે છે

'રઘુવંશ'ના શ્લોકોના જ પડઘારૂપે દ્વારશાખાની બે બાજુએ ગંગા તથા યમુના હાથમાં પુષ્પમાલ ધારણ કરીને ઊભાં રહે છે; અને તેમના પ્રભામંડલકો આસપાસ દેખાતી વાદળ જેવી છાયામાં હંસ ઊડતા સૂચવ્યા છે. ગંગાયમુનાનો જન્મ અને તેમનો પ્રયાગમાં સંગમ અને છેવટે મહાસાગરમા તેમનું વિલીન થવું—એ તેમાં ધ્વનિત છે. આ આલેખનમાં મધ્યદેશનું, અને તેમાં ગુપ્ત સામ્રાજ્યના સમયમાં વ્યાપેલી ભારતીય સંસ્કૃતિનું પ્રાધાન્ય સૂચિત છે.

એ ગુપ્તોના વિજયના બે ચિહ્ન–'મકરવાહની ગંગા' અને 'કચ્છપવાહની યમુના' જ છે.

કાલિદાસે ( કુમારસંભવ, સર્ગ ૭, શ્લો. ૪૨ મા) આ ગંગાયમુનાનાં પ્રતીકોનો સ્પષ્ટ ઉલ્લેખ કરેલો છેઃ–

ઓસિયા ( દક્ષિણ રાજસ્થાન )નાં વૈષ્ણવ મંદિરોની દ્વાર-શાખાઓમાં પણ આ ગંગા-જમુનાના સ્વરૂપને સાચવી રાખવામા આવ્યું છે.

થાનના જૂના 'સૂર્ય મંદિર'ની બારસાખ ઉપર પણ ગંગા-યમુનાનું આલેખન છે. ઇડર સંસ્થાનમાંના રોડા ગામનાં મંદિરોની બારસાખ પણ આ ઉત્તર-ગુપ્તકાલીન શિલ્પશૈલીની પરંપરાને સાચવી રાખે છે. ગોધરા અને દાહોદની વચમાં આવતા લીમખેડા ગામમાં નદીને કાંઠે આવેલા દમ્મા સૈડાના મંદિરની બારસાખ મૂળ મંદિર કરતા જૂની જણાય છે; કારણ કે ત્યા તેના ઉપર ગંગા-યમુનાનું સ્પષ્ટ આલેખન મળી આવ્યું છે.

કારવણના તળાવ ઉપર ઊભી રહેલી એક દ્વાર-શાખા ઉત્તર-ગુપ્તકાલીન સમયની અથવા ગુર્જરપ્રતિહાર સમયની (નવમા શતકથી અર્વાચીન નહિ એવી ) હજી અખંડિત સ્વરૂપમા છે. ગંગા મકરવાહના છે, હાથમા અમૃત કુંભ છે. યમુના કચ્છપવાહના છે. ગુજરાતમાંનું ગંગા યમુનાનુ કલામય આલેખન આના જેવું બીજે હજી પ્રાપ્ય નથી.



# ૩

## દક્ષિણ-ગંગારૂપે નર્મદા

નર્મદા તથા ગંગાનું સામ્ય તથા તેમનો અભેદ અનેક પુરાણોએ સ્થાપિત કર્યો છે. ત્રિગુણાત્મક સ્વરૂપના એક એક ગુણને અનુસરી બ્રાહ્મી ગંગા, વૈષ્ણવી ગંગા અને રૌદ્રી ગંગા (નર્મદા) એવાં નામ પડેલાં છે. તાત્ત્વિક રીતે સૌ એક જ છે.

ગુપ્ત સમયમાં રચાયેલા 'વિષ્ણુધર્મોત્તર પુરાણ'માં નિરૂપેલું છે* કે ચતુર્ભુજ વરુણની આસપાસ ગંગા યમુનાની મૂર્તિ સ્થાપન કરવી. વામે યમુના અને દક્ષિણે ગંગા.

નર્મદા દેવીનું ધ્યાન 'રેવાખંડ' (અ. ૩ શ્લો. ૩૧)માં નીચે પ્રમાણે આપ્યું છે –

" श्यामवर्णा महादेवी सर्वाभरणभूषिता ।
मकरासनमारूढा शिवस्याग्रे व्यवस्थिता ॥

અને આમ ગંગા અને નર્મદાનું તાદાત્મ્ય વર્ણવેલ છે. રેવાખંડમાં (શ્લો. ૩૦) સ્પષ્ટ ઉલ્લેખ છે કે,

" एवं सा दक्षिणगंगा महापातकनाशिनी ।
उत्तरे जाह्नवी देवी पुण्या त्वं दक्षिणे शुभा ॥ "

---

* विष्णुधर्मोत्तर, ३ अ. ५२, श्लो. १९, २० —

" जाया तु यमुना ज्ञेया सिद्धिर्भागीरथी द्विज ।
वीर्यकालौ विनिर्दिष्टौ तथा मकरकच्छपौ ॥ १९ ॥
स्वरूपाकारे पद्मे तृतीयामुनमुत्पलम् । २० । "

નર્મદામાતાની ભાવાત્મક મૂર્તિને હમેશાં આંખ આગળ રાખીને, 'જલરૂપ માતાની પરિક્રમા' તેથી જ પ્રચારમાં આવી જણાય છે. પરકમ્માવાસીઓમાં માતા પ્રત્યેનું જે વાત્સલ્ય દષ્ટિગોચર થાય છે તેમાં જલસ્વરૂપે વહેતાં નર્મદામાતાની મૂર્તિ જ ભક્તોની આંખ સમક્ષ અખંડ ખડી રહેતી હોય છે :–

' नरकान्तकरी रेवा सतीर्था विश्वपावनी ।
नर्मदा धर्मदा चास्तु शर्मदा पार्थ, ते सदा ॥ '*

–માર્કંડેય પુરાણના પ્રારંભમાં અર્જુનને ' નર્મદા માહાત્મ્ય તીર્થાવલી ' કહેતાં, પ્રારંભમાં જ આ શ્લોક કહ્યો છે. નર્મદા નદીના કલેવરને પુષ્ટ કરનારી પાંત્રીસ નદીઓ માર્ગમાં ભેગી થાય છે; અને તેના પાંત્રીસ 'સંગમો' નિર્માણ કરે છે. ઉભય તટ ઉપર થઈને ચારસો 'તીર્થ' નોંધવામા આવ્યાં છે; તેમાંથી વણસો ને વીસ તીર્થ 'શૈવતીર્થ' છે.

નર્મદાનું માહાત્મ્ય વર્ણવતા અનેક શ્લોકો પુરાણોમાં જોવા મળે છે. હિંદની પ્રમુખ નદીઓ ગંગા અને સરસ્વતી કરતા યે નર્મદાની વધારે મહત્તા નીચેના શ્લોકમાં બતાવી છે.

સરસ્વતી નદીનુ જલ ત્રણ દિવસના સેવનથી અને યમુનાનુ જલ એક સપ્તાહના સેવનથી મનુષ્યને પવિત્ર કરે છેઃ ગંગાનુ જલ તત્કાલ પાવન કરે છે : પરંતુ તે બધા જલને તો સ્પર્શ કરી સ્નાન કરવુ પડે છે ત્યારે તેનું ફલ મળે છે. પરતુ નર્મદાનુ જલ તો દર્શનમાત્રથી મનુષ્યને પાવન કરે છે ! :

गंगा कनखले पुण्या कुरुक्षेत्रे सरस्वती ।
ग्रामे वा यदि वाऽरण्ये पुण्या सर्वत्र नर्मदा ॥
त्रिभिः सारस्वतं तोयं सप्ताहेन तु यामुनम् ।
सद्यः पुनाति गांगेय दर्शनादेव नार्मदम् ॥

* વાયુપ્રોક્ત ' शिवसंहिता 'ના 'नर्मदामाहात्म्ये तीर्थावलीकथनम्'માંથી.

નર્મદાના દર્શનમાત્રનુ ફલ પુણ્યકારી છે તે બતાવવા માટે ગુજરાતીમાં કહેવત છે કે

'ગંગા સ્નાને, જમુના પાને અને નર્મદા દર્શને.'

એ નદીઓ સૌ મનુષ્યોને પાવન કરે છે, આ માન્યતાની નોંધ પાંચસો વર્ષ પહેલાંની ગુજરાતી કવિતામાં આપણને મળે છે. ગુજરાતી કવિ પદ્મનાભે 'કાન્હડદે પ્રબંધ' (રચના સંવત ૧૫૧૨)ની રચના જાલોરમાં કરી છે, તે 'પ્રબંધ'ની 'ફલશ્રુતિ'માં, કવિએ ભારતભરના તીર્થસ્થાનો ગણાવતાં નર્મદા-દર્શનનું પુણ્યફલ પણ તેમાં ગણાવ્યું છે :-

" જે ફલ પામઈ કીધઈ જાગિ, જે ફલ ભેટિ હુઈ પ્રયાગિ,
જે ફલ પામઈ ગંગાદ્વારિ, જે ફલ હુઈ ભેટિ કેદારિ :
જે ફલ હુઈ વિદ્યા ઉદ્ધરિ, જે ફલ ભેટિ ગોદાવરી :
જે નારાયણ દીઠઈ નેત્રિ, જે ફલ હુઈ દાનિ કુરુક્ષેત્રિ :
જે ફલ પામઈ સાહસિ સતી, જે ફલ માહ માસ ગોમતી :
જે ફલ લહિ દ્વારિકા ખટ માસિ, જે ફલ હુઈ ભેટિ પ્રભાસિ:
જે ફલ લાભઈ દીધઈ દાનિ, જે ફલ ગંગાતણઈ સનાનિ:
જે ફલ હુઈ તપ કીધઈ જાગિ, જે ફલ હુઈ દર્શનિ નર્મદા "
-તીર્થ ફલ બોલ્યૂં જેતલૂં, પામઈ પુણ્ય સત્રિ તેટલૂં— "

કાન્હડદેવની વીરગાથા સાંભળનારને માટે ભારતવર્ષના લોકપ્રસિદ્ધ તીર્થોની પાવનકારી યાદી આપનાર કવિ પદ્મનાભે 'નર્મદા-દર્શન'ના પુણ્યને તે બધાના પલ્લામાં મૂક્યું છે તે સૂચક ગણવા જેવું છે.

નર્મદાજળમાં સ્નાન કરતાં પણ, તેમનાં દર્શનનું માહાત્મ્ય વધું છે એવું, કવિ શામળભટ્ટ ( સં. ૧૭૪૦-૧૮૨૦ ) 'પાનની વાર્તા'માં રામચંદ્રજીએ નર્મદાને કિનારે તપ કર્યું હતું તેવા પ્રકારનો એક પ્રસંગ વર્ણવીને, પ્રતિપાદન કર્યું છે.

કવિના જ શબ્દોમાં 'જગતપાવની' રેવાનો પ્રસંગ ઊતારીએ :—

(ચોપાઈ)

એકવાર શ્રીરઘુ રામ, ગયા વન કો કારણ કામ :
સીતા લેઈ લંકાથી વળ્યા, સરવ શોક મનમાથી ટળ્યા :
(પરંતુ) રોળ્યો રાવણ રાક્ષસ સત્ર, પૂર્વે તે બ્રાહ્મણનો પુત્ર :
રહ્યો ખરખરો મન અહરનિશ, બ્રહ્મહત્યા તે બેઠી શીશ :

બ્રહ્મહત્યાનું નિવારણ કેમ કરવું તેનો વિચાર રામચંદ્રજીને આવ્યા કરે છે : પછી તેનો ઊકેલ તેમને સૂઝયો :—

ગયા નર્મદા કેરે તીર, મૂકયાં વસ્ત્ર નાહાવા જઈ નીર :
જળમાં પગ મેહેલ્યો જ્યાહરે, નિકટ નર્મદા નહિ ત્યાહરે!

રામને ભારે આશ્ચર્ય થયુ : રેવાનાં જળ આઘા આઘાં કેમ ખસતાં જાય છે? તેમણે ફરી આગળ જઈ, જળમા પગ મૂકયો :

"જેમ જેમ રામજી આઘા જાય, તેમ તેમ રેવા દૂરે થાય!
એમ કરતાં કરતાં

નવ ધનુષ્ય નર્મદાજી ગયા, જ્ઞાન રામચંદ્રને થયાં :
રામચંદ્રજીને આ વાતમા રહસ્ય લાગ્યું : એટલે

કર જોડી તે ઊભા રહ્યા, બોલ નર્મદા પ્રત્યે કહ્યા :
"હું આવ્યો સ્નાનને કારણે, તમો જાઓ છો દૂર બારણે;
તેનું કારણ કહોને તમો, પવિત્ર થવા આવ્યા છુ અમો"—

લોકમાતા રેવાજીએ તેમને દેવવાણીમા કહ્યું:—

(દોહરા)

કહે રેવા, "શ્રી રામ સુણ, અસત્ય કહું નહિ આપ :
બ્રહ્મ-રાક્ષસ રણ રોળિયો, તેનું પૂરણ પાપ.

પાપ રહિત તપથી થશો, ત્યાર દર્શન દેશ,
નહિતર સ્પર્શ નહિ થશે, રામજી રૂડા વેશ
લાગ્યુ પાપ નહિ નિકળે, લાગ્યુ જન તમ તણુ
લક્ષ્મણ તમ સીતા સહિત, પ્રાયશ્ચિત સાંભળ કર્ણ

આ પ્રમાણે રેવાજીની વાણી સાંભળી રામચંદ્રે 'તપ'થી શુદ્ધ થવાનો નિશ્ચય કર્યો --

( દોહરા )

રામ-ઘાટ રામે રચ્યો, તપ કરવા મન ધીર
નિત નિત નિરખે નર્મદા, તેહથી પીએ નીર,
વાડી મીતે વારુ કરી, વાવ્યા કેળના વન,
મન દૃઢ કીધુ માનિની, નિર્મળ કરવા તન
લિંગ સ્થાપ્યુ ત્યાહા લક્ષ્મણે, એક આસન વાળ,
મંત્ર જપે મુખ શિવતણો, કર ઝાલી શુભ માળ

આ પ્રકારે રામ સીતા અને લક્ષ્મણની તપશ્ચર્યા રેવાજીને કિનારે ચાલી રહી છે આમ કરતા કરતા એક વર્ષ વીતી ગયુ

વૈશાખ માસ એક વહી ગયો થયો સંવત્સર સાર
નિષ્પાપ નર નારી થયા, પુણ્ય તો અપરમપાર,

રેવાજી રામચંદ્રના તપથી પ્રસન્ન થયા

રુદ્ર-દેહા રંજિત થયા, પ્રીત કરી પરસન

એટલે હવે નિષ્પાપ બનેલાએ દક્ષિણ-ગંગા એવી નર્મદામાં સ્નાન કર્યું.

કર્યું અવગાહન ગંગનુ, વિશ્વનાથ દરશન

આમ નર્મદા-તટ, તપોભૂમિ તરીકે પ્રસિદ્ધ છે તેનુ માહાત્મ્ય વર્ણવવા માટે રામચંદ્રજીનો પ્રસંગ કવિ શામળભટે 'બત્રીસ પૂતળી'ની આ પાનની વાર્તામાં ગૂંથી લીધો છે

પુરાણો ઉપરાંત, પાછળના સંસ્કૃત સાહિત્યમાં નર્મદાને લગતાં અનેક સ્તોત્રો મળી આવે છે, જેમાં શંકરાચાર્યનું 'સબિન્દુ સિન્ધુ સુસ્ખલત્'થી શરૂ થતુ 'નર્મદાષ્ટક' મુખ્ય લેખાય છે; પણ આ અને આવાં સ્તોત્રો ઇતિહાસ કે ભૂગોળ પર કંઈ પ્રકાશ નાખતાં નથી. પ્રાચીન શિલાલેખો, તામ્રપત્રો આદિમાં નર્મદાને લગતા ઉલ્લેખો પ્રસંગોપાત્ત મળી આવે છે ખરા.

જૈન સાહિત્યમાં 'હરિવંશ' (વર્ધમાનપુરી-વઢવાણ-માં રચાયેલું) તથા 'જૈન તીર્થકલ્પ' (વલભીપુરમાં રચાયેલું)—એ બે ગ્રંથોમાં નર્મદા-પરનાં કેટલાક 'જૈન તીર્થો'ની વીગતો મળી આવે છે.

હિંદમાં જેમને 'માતા' માનવામાં આવે છે એવી નદીઓનાં સ્વરૂપવર્ણનો નહિ હોવાથી રાષ્ટ્રીય અભિમાનને કેટલી બધી હાનિ થઈ છે! તેથી જ બંકિમ બાબુના 'વંદે માતરમ્' ગીતમાં અને રવિબાબુના 'જનમન ગણ' ગીતમાં, ભારતમાતાની 'ભુવન મનમોહિની' ભૂમિ, નદીઓ, પર્વતો, સાગરો, પ્રાન્તો વગેરેનું ભાવભર્યું સ્મરણ કરાવવામાં આવ્યું છે.

ગુજરાતની ભૂગોળને આપણાથી કેમ ભૂલી શકાય? 'સુજલા' અને 'સુફલા' તથા 'શસ્યશ્યામલા' જેને લીધે શક્ય બને છે તે 'લોકમાતા'ના સ્તોત્રો બોલતા કયો અહેસાનમંદ માનવી થાકતો હશે?



# રેવાજીનાં સ્તોત્રો અને કાવ્યો

१

# નર્મદાષ્ટક

( ભુજંગી ૭૦ )

१

અહો નર્મદાનીર ગંભીર ગાજે,
મહાપાપના તાપ સંતાપ ભાજે
પુનર્જન્મ સંસારના કેરા ટાળે
જઈ જન જે રેવદેહા નિહાળે.

२

ભૂમિ તીર્થમાંહે ભલું કો વખાણું ?
માતા નર્મદાનીર તે સત્ય જાણું,
ત્યહાં પ્રેમશું લોક સ્નાન કીજે
માતા નર્મદા અંક પામી શું બીહીજે ?

३

જેવું પુણ્ય ભાગીરથી સ્નાન કીધે
તેવું પુણ્ય રેવા નીર દષ્ટ દીઠે
તેને દૂરથી દેખતાં દુઃખ વામે,
પરંમાંહી પિનાકીમાં વાસ પામે.

४

અનવમાર્ગચારી, વિનાસી, વિકારી
મહા પાપકારી પરદ્રવ્યહારી
ક્ષણું એક રૂડે નર્મદા દષ્ટ ન્હાળી
દીસે દુઃખદારિદ્રનો અંશ ટાળી

## ૨

## 'રેવા–માહાત્મ્ય' : ભટ્ટ વલ્લભકૃત

[ સં. ૧૭૫૭માં એકસો ને આઠ ભુજંગી છંદના શ્લોકોમાં ભટ્ટ વલ્લભે રચેલું 'રેવા–માહાત્મ્ય' અત્યાર સુધી અપ્રકટ હતું. તે અહીં પહેલીવાર પ્રસિદ્ધ થાય છે. ગુજરાતમાં પ્રવેશ કર્યા પછી રેવાજીનો જે પ્રવાહ સાગર-સંગમ સુધી પહોચી, સાગરમાં સાયુજ્ય પામે છે તેનું વર્ણન આ 'માહાત્મ્ય'માં મળી આવે છે. એટલે એક ગુજરાતી કવિની દૃષ્ટિએ, જ્યારથી નર્મદાજી 'ગુજરાની લોકમાતા' બની જાય છે ત્યારથી આરંભી, તેમનું સ્તોત્ર એ ભુજંગી છંદમાં–છંદની 'ચાલ'માં–એટલે લઘુગુરુની છૂટ લઈ, ચારણી છંદની ઢબે રચે છે.

આ વલ્લભભટ્ટ કોણ હશે તેનો નિર્ણય થઈ શક્યો નથી. બહુચરીના ભક્ત વલ્લભભટ્ટથી આ જુદા છે એ તો સ્પષ્ટ છે: તેમ પ્રેમાનંદના પુત્રને નામે ઊભા કરાયેલા વલ્લભ સાથે પણ તેને લેવા દેવા નથી. સુરતના અનાવિલ વલ્લભભટ્ટ–જેમણે 'ભાગવત'ના સ્કંધો રચ્યા છે તે આ હોઈ શકે ?–છતા આ ભટ્ટ વલ્લભના 'રેવા–માહાત્મ્ય'ની રચના ( સં. ૧૭૫૭ ) મહાકવિ પ્રેમાનંદના જીવન-કાળમાં થઈ છે તેટલુ નિર્વિવાદ છે.

'ગુજરાત વિદ્યાસભા'ના સંગ્રહમાં અંક ૪૮૬ની એક હસ્તલિખિત પોથી છે. તેમા 'રેવા–માહાત્મ્ય' ઉપરાંત શિવદાસકૃત 'જાલંધર આખ્યાન', વસ્તાકૃત 'શુકદેવાખ્યાન', હરિદાસકૃત 'નરસિંહ મહેતાના પુત્રનો વિવાહ', તથા લક્ષ્મીદાસકૃત 'અમૃત પચીશી' એટલાં કાવ્યો છે. બધાં યે કાવ્યો એક જ હાથે અને એક જ કલમે, એક જ વર્-

સં. ૧૭૭૪મા ઊતારેલાં છે. લહીયાનું નામ અધ્યારુ દાદાસુત ભવાનીશંકર છે. 'યથાપ્રત પ્રમાણે લખી છે' એમ એ કાવ્યને છેડે ઉલ્લેખ કરે છે. એટલે સં. ૧૭૫૭માં રચાયેલા કાવ્યની સત્તર વર્ષ પછી (સં. ૧૭૭૪માં) થયેલી આ નકલ છે.

વિપ્ર વલ્લભ રચિત 'રેવા માહાત્મ્ય' અથવા 'રુદ્રદેહા સ્તોત્ર' આજ દિન સુધી અપ્રસિદ્ધ હતુ. અહીં પહેલીવાર પ્રગટ થાય છે.]



### ભટ્ટ વલ્લભ કૃત

## રેવા-માહાત્મ્ય

(ચાલ ભુજંગી છંદની)

શ્રી વિઘ્નહરણુ ગણપત્ય સ્વામી
સ્તુ શારદા શક્તિગુણ સદ્‌નામી :
રેવા-માહાત્મ્ય જોડું, દેવી! બુદ્ધ દીજે
મતિ મૂઢ હરીને, ગતિ ગૂઢ કીજે ૧

ઋષિ માર્કંડેય વાણી કહે છે
દક્ષિણ ભાગ ગંગા રેવાજી વહે છે
પ્રાણી માત્ર કરે જાત્ર, છે પરમ પાણી
સકલ જન વર્ણવે રુદ્રદેહા વખાણી ૨

તુ તો ચાર ખૂટે રહી માત વ્યાપી
ને તેં નાખ્યો વિંધ્યાચલ-નગ કાપી
તુને જાણે જનની તુલજા તુકાઈ
તુને જાણે શક્તિ આરાસુરની આઈ ૩

અજ ઇંદ્ર બ્રહ્મા તુને રુદ્ર જાણે
શ્રી રણછોડજી વિષ્ણુ તુઝને વખાણે
એક કેહેવી અચંબા વાત બોલાવી
આવ્યા સ્નાન કરવા ઋષિ સપ્ત ટોળી...૪

ત્યાંહા પર ઋષિએ તે મજ્જન કીધું
થયા શુદ્ધ શરીર, મુનિ-કાજ સીધું.
'શો દોષ મુઝમાંહા?' રેવાજી વિચારે
'નાવા પર ઋષિ, રહ્યા એક આકારે ૫

કાંઈ અચથ દીઠુ એણે અથ અન્યા ?"
રેવાજી થયાં પૂજવા બાલકન્યા :
થયું પ્રગટ રૂપ, કે સૂર્ય સાક્ષી
અસ્નાના આગળ જઈ વાણી ભાખી...૬

"સ્વામી! તમોએ ન મારજન કીધૂ
એદનૂ વેદ પુરાણમાં શું પ્રસીધૃ ! :
સદા શુદ્ધ પવિત્ર છે દેહ તમારો
કહો મહા મુનિ ! શો અપરાધ માહારો !"...૭

ઋષિ કહે, "સ્નાન મેં એમ ન કીધૂં
તાહારાં દર્શને મોક્ષનું ફલ લીધું" :
કહે રેવાજી, "ઋષિ! એમ ના કીજે
કરી સ્નાન સાધન—ફલ મોક્ષ લીજે...૮

મૂને જાણે છે જગદંબા ને ઈશ
મૂને સમરે છે કલ્પ તે એકવીસ :
હું તો રહી છું વિંધ્યાચલ નગ ભેદી
'રેવા' નામે પાતિકને નાખું છેદી"...૯

મારકંડ મૂનિ ત્યારે એમ બોલેઃ—
"નહીં તીરથ મોટું કો રેવાને તોલે :"
કરે પ્રાણી કૂબેર કોકનદ દાન
તિલમાત્ર તે હેમ મેરુ-સમાન...૧૦

પાસે પૂર કન્યાલી તે સોમનાથ
હર પૂજીને જોડવા ત્યાંહાં હાથ :
આવી ત્યાંહાં ઓર-સંગમ આરે
ત્યાંહાં એકસો આઠ પૂરવજ તારે...૧૧

ત્યાંહાં પ્રાણી પ્રેમે કરે પિંડ-દાન
[ મુનિ માર્કંડ એહવું કહે છે જ્ઞાન ]:
નરનારી જે એક વસ્ત્રે રે નાહે
તેહને પુત્રની પ્રાપ્તિ પરતક્ષ થાયે...૧૨

ત્યાંહાંથી નંદા આનંદા વળિ જાવું
રેવાજી — ત્રિવેણી — સંગમ ન્હાવું.
ઋણમુક્તેશ્વર ઋણ સર્વ કાપે
અષ્ટ સિદ્ધિ નવ નિધિ શંકર આપે...૧૩

ત્યાંહાં કપિલેશ્વર શિવ એક દેવ
પ્રાણી – માત્ર આવે કરે જાત્ર સેવ.
વડ એક અંબાર છે તેહ ઠામ
ત્યાંહાંમૂ શિવાલય સંન્યાસી ધામ...૧૪

'ગોપાલ સરસ્વતી મઠ' કેહે છે
મા' નર્મદા રેવાજી પ્રભા વેહે છે:
ત્યાંહાં ગોરશાથી* પ્રભુ વિષ્ણુ-રૂપ
કહાવે ચૌદ બ્રહ્માંડનો કૃષ્ણ રૂપ ..૧૫

ચતુર્ભુજ ચક્રપાણિને નિરખો
નહીં કેઈ કો સ્થાનકવાન સરખો:
એહવો સુંદર શ્રી રણછોડરાય
પ્રાણી – માત્રને પૂજવા કોડ થાય ..૧૬

આજર ગોભા જવા હાટ ગયે
થાયે ગરબ, શુ દ્વિજન ત્યાહાં નૃત્ય નાચે.

* આ 'ગોરશાથીનું ગીત' ભક્તકવિ દયારામભાઈએ રચ્યું છે

પાસે રુદ્રપાણિ રેવાજી — ઓવારો
ત્યાંહાં સાધુ સન્ત સંતનો ઉતારો...૧૭

ત્યાંથી દેવ ગંગેશ્વરનાથ+ જાવું
કુસોદરા — સંગમ તટ નાહાવું :
પૂજવી કપિલા કામધેનુ માથે
વિધિ ચંદન પુષ્પ સુગંધ માથે...૧૮

ત્યાંહાં પૂજા અર્ચા કરી શુદ્ધ થાઓ
પછી વેદવ્યાસ શુકદેવ જાઓ :
પિતા પુત્ર છે રુદ્રદેહાને તીર
છે મધ્ય રેવાજી ગંભીર નીર ..૧૯

શુકદેવ પૂજન પ્રથમ કીજે
સર્વ તીર્થનુ ફલ અકલ લીજે.
શુકદેવજી છે ને પવિત્ર નામ
તીર્થવાસી જાત્રાળુના પૂરે કામ...૨૦

નિર્મલ રેવાજી ત્યાહા નીર વેહે છે
સાહામા સાહામા પિતા પુત્ર બન્ને રેહે છે
જેહેના નામ—ઉચ્ચારથી પાપ બાળે
અઘ માત્ર દેહના, દુર્મત્ય ટાળે ..૨૧

શ્રી વ્યાસજી રહે છે રેવાજી પાસે
જેના દર્શને પાપીના પાપ નાહાસે :
સ્નાન ધર્મ શ્રાદ્ધ ને પિંડદાન
થાયે તૃપ્ત પિતૃ ગંગાજી સમાન...૨૨

+ આજનું 'ગંગનાથ'.

વેદ વ્યાસનું સ્થલ રેવાજી ઓવારે
લેઈ નામ પૂર્વજ તણું શ્રાદ્ધ સારે:
કહે જ્ઞાન મારકંડ રેવાજી ઘાટે
હોવે મોક્ષ અક્ષેય મહાતીર્થ માટે...૨૩

પ્રદક્ષિણા પિતાપુત્રની ભાવે કીજે
હોવે શુદ્ધ મનસા તો ફલ મોક્ષ લીજે:
ત્યાહાંથી ભૂંડાગેશ્વર દેવ જાવું
એરંડીઆ — સંગમ તટ નાહાવું...૨૪

ભાવે કરી જે કો તીરથ ન્હાશે
તેનાં દુઃખ દારિદ્ર તે સર્વ જાશે:
અત્રિ અનસૂયા ઋષિ પત્ની સાથે
સૌભાગ્ય–સુંદરી સતી તટ માથે...૨૫

કરવા સાધન જાય કોરલ ગામ
સિદ્ધિ પામીએ જેહથી મુક્તિ કામ:
ઉપકંઠ રેવાને શુક્લતીર્થ જાઓ
કરી સ્નાન ને અંગ નિર્મલ થાઓ...૨૬

ત્યાંહા અધોગતિ ના પૂર્વજ કાજે
ડફ ડાકલા ને ઘંટ થાલ વાજે:
પૂરે પાટ, નૈવેદ્ય ને ધૂપ દીપ
ધૂણે જૂના રુદ્રદેહા–સમીપ...૨૭

આવે અન્નના પુત્ર તાડે પછાડે
લેઈ સુખ–માન્યુ પછે સુખ પમાડે:
કરે સ્નાન ને દાન ને શ્રાદ્ધરૂપ
કા જે ઉદ્ધર્યો ત્યાંહે ચાણાક્ષ ભૂપ...૨૮

વિશેષે તેથી તેહ સ્થાનક જાનૂ
કરી શ્રાદ્ધ ને દાન રેવાજી નાહાનુ
યથા-સંપત્તિ-શુ બ્રહ્મ-ભોજ્ય કરવો
ભણે બ્રહ્મ આશીષ તે શીશ ધરવો...૨૯

પછે તાહા થકી ભૃગુક્ષેત્ર જાવૂ
ચક્રેશ્વર દશાશ્વમેધ નાહાનુ
એ સંગમ રેવા સંક્ષેપે વખાણી,
હવે વરણવૂ ગભુ જે ચક્રપાણિ...૩૦

'આશુક્ષ ચતુર્દશી'-શિર જાના કેહેવાયે
શૂલભેદજી દર્શને લોક જાયે
તીર્થ રુદ્ર બ્રહ્મા ને છે વિષ્ણુ કુંડ
પૂરવે તપ કર્યું ઋષિ માર્કુંડ. ૩૧

ઋષિ માર્કંડેય વાણી જ મોને
નહી તીર્થ મોહોટુ કો રેવાને તોને
શિખર પર્વતે તે નદી ગડગડે છે
ગગન થકી કુંડ-કુંડે પડે છે. ૩૨
તે દૂરથી નાદ કાને પડે છે
જેમ મેઘ આકાશમા ધડહડે છે
અંતરીક્ષથી ઊતરે મન માહાની
પ્રભા જાય રેવાજીને મધ્ય ચાની...૩૩

નદી દેખીને નીર મજ્જન કીજે
સર્વ તીર્થનુ ફન અકન લીજે
બ્રહ્મ-કુંડમા શ્રાદ્ધ સારે જો પ્રાણી
કુન તારે એકોત્તર વેદવાણી.. ૩૪

બીજું વિષ્ણુનો કુંડ રેવાજી પાસે
જેહનાં નામ દરશનથી પાપ નાસશે :
કરે શ્રાદ્ધ ને કુંડ-કુંડે જે નાહે
જાયે દુ:ખ દારિદ્ર ને શુદ્ધ થાયે...૩૫

પાસે કુંડ ભાનુમતી સર્વ જાણે
નવખંડમાં લોક મહિમા વખાણે :
કીજે સ્નાન, દીજે તાંહાં પિંડદાન
એવી સૂર્ય સાહામાં ધરી ધર્મ-ધ્યાન...૩૬

ત્યાંહાં શ્રાદ્ધ કીજે કરી શુદ્ધ મન
અધોગતિ જાયે, સ્વર્ગે ગમન :
પાસે સૂર્યનો કુંડ છે શંભુદેવ
ત્યાંહા ઇંદ્ર આવી કરે નિત્ય સેવ...૩૭

અનાથનો નાથ છે શૂલપાણિ
ગતિ શંભુની કેમ જાયે વખાણી ? :
ન પામ્યા જેહનો પાર વિષ્ણુ ને બ્રહ્મા
પ્રભુ કાલનો કાલ છે વિશ્વકર્મા...૩૮

કવિ વર્ણવે કેમ ? ગતિ બુદ્ધિ થોડી
કરું વીનતી શંભુની પાણિ જોડી :
કાનાવદાના ત્રિનેત્ર ! માનીને લેજો
ભટ વલ્લભને માથે હાથ દેજો...૩૯

હું તો બુદ્ધિએ હીન છું અલ્પ પ્રાણી
શંભુ ! સાહાય કરજો મહા રંક જાણી :
શિવાલય છે એક મોટું અભેદ
તે મધ્યે રહે છે પ્રભુ શૂલભેદ...૪૦

આવી ઈન્દ્ર વરસે વહુ કુસુમ-ધારા
કેસર ચંદન વરસાત સારા
ત્રિનેત્રનુ ક્ષેત્ર છે રે વિશાન
વરસે મેઘ ચંદન આવી અકાન ૪૧

અદ્યાપિ આકારથી દેવ પૂજે
હજી કળિજુગ માહે અમર નૂઝે
કર્પૂર-ગૌર એવા રઘુનાથ
પૂજિયે શૂળપાણિ અવિધિ સગાથ ૪૨

જળપાન કેશર ચંદન લીજે
આણી ભાવ શૂળનેદ પૂજન કીજે
બિલ્વ અર્ક ધતુરાના પુષ્પ સાથે
પંચામૃત પખાન શિવલિંગ માથે...૪૩

કીજે આરતી અર્ઘ્ય ને ધૂપદીપ
ઉપહાર નૈવેદ્ય પ્રભુ-સમીપ
જોડી હાથ પરદક્ષણા સાત દેવી
નમસ્કાર કરવા પ્રભુ-ચરણ સેવી. ૪૪

ત્રિનેત્રનુ ધ્યાન તો ચિત્ત ધરવૂ
યથા-સંપત્તિનુ ત્યાહા ન કરવૂ
અન્ન ભોજન કીજે ત્યાહા હેમદાન
તિલમાત્ર તે હેમ મેરુ સમાન.. ૪૫

રુડા નામનો કુંડ મહિમા અપાર
સ્તવે ન જાણે જેહને વેદ ચાર
પાસે શોભતી સુંદર સીતાવાડી
ત્યાહા ઊગે છે કેળ પાષાણ ફાડી. ૪૬

વન રમ્ય ગંભીર ચોહોપાસ મોહે
મુનિજનનાં દેખતાં મન મોહે :
રણછોડજીનું સ્થલ વન-તેણે
વેદ-વ્યાસના પૂરિયા કોડ જેણે…૯૭

આવે ત્યાહાં સાધુ-સંન્યાસી મોટા
ગ્રહી પાવડી લાકડી સહસ નોટા :
ચઢે ગિરિ-અગ્રે ઝંપાપાત કરવા
મન-ઇચ્છ્યું માગે ફરી દેહ ધરવા !…૯૮

લોટેશ્વર લોટી ગણીને અલોટો
થશે નિરમળ દેહ મહિમા ય મોટો :
જે કો ચક્રતીરથ-માંહાં શ્રાદ્ધ સારે
સમસ્ત પૂરવજને હસ્તે એ તારે…૯૯

મોખડીના મજ્જન થકી મોક્ષ થાયે
જે આનંદ પામી તેણે ઝટ નાહે :
તીરથ મોટું સંસાર માંહાં મોક્ષ-ઘાટ

કુમેશ્વર ઊંચો રેવાજીને કાંઠે
શિવ કુનથી ઉપન્યા નામ માટે
શનિ કુંભરાશિએ જે વર્ષે થાયે
મહિમા અધિકાર ત્યારે શંભુનો રે ૫૩

મહારુદ્ર પૂજા કીજે ભાવ ધારી
લીજે ચંદન પુષ્પ સુગંધી સારી
પુજાને પરિશ્રમ આનંદકારી
કરો ધ્યાન શંભુ ભજે ત્રિપુરારિ ૫૪

વિધિ આરતી અર્ધ્ય ઘંટાને તાન
વેદોક્ત પૂજા કીજે મન વિશાળ
શિવાલય મોટું કુંભેશ્વર દેવ
જાયે પાપ તે દર્શને અનન્યમેવ ૫૫

શિવ પૂજીએ થાએ પવિત્ર કાયા
માટે મોહ-સમુદ્ર નહીં થાયે માયા
શિવાલય અગ્રે શનિ મૂર્તિ બેઠી
વડી લોઢાની પનોતી બે હસ્ત ડેરી ૫૬

વીંછી સર્પ-વાહન બેસી પનોતી
સંસાર-પ્રાણીને હીડે છે જોતી
નીસરણી ચઢનૂ ગ્રહી તેલ હાથે
ચઢાવો શનિશ્વર પનોતી માથે ૫૭

વિધિ અડદ તેલ પૂજન રોરે
તેહને પનોતી કદીએ ન દોરે
તેલ અડદનૂ દાન આપે જો નાણી
સાનુકૂલ શનૈશ્વર થાએ વેદનાણી ૫૮

પછે પૂજીને વંભુજી વૈજનાથ
સત કલ્પ કુંભેશ્વર દેર સાથ :
ન પામે જેહનો પાર દાનવ દેવે
માર્કંડ ઋષિ જેહના ચર્ણ સેવે ..૫૯

લિન-પૂજા કરીજે હવી બ્રહ્મ-ભોજ્ય
નમસ્કાર પ્રદક્ષિણા કીજે મોજ :
કરી સ્નાન દાન રામ ઘાટ જાવૂ
જઈ રુદ્રદેહા-તટ માહે નાહાવુ...૬૦

ઉપ-કુંડ રેવાને લક્ષ્મણ રામ
પ્રાણી ઉદ્ધરે નામથી સ્વર્ગ ઠામ :
ત્યાહા દરશન પૂજન કીજે
યથા-સંપત્તિ-શૂં વળી દાન દીજે...૬૧

પૂજી રામ સીતા ને રેવાજી મેવો
હેઠા ઊતરીને જવ-લોટ લેવો :
વાળી પિંડ ને શ્રાદ્ધ પિતૃનુ કીજે
ભરી અંજલિ ત્રણ વાર નીર પીજે...૬૨

સારી શ્રાદ્ધ સંતોષવો દ્વિજ-સાથ
પિતૃ ઓધરે ત્રટ તે રઘુનાથ :
વિધિ એણીએ તે રામઘાટ નાહાવૂ
પછે તીર્થ મોરલી-સંગમ જાવૂ...૬૩

ગ્રહી દર્ભ હાથે તિલ જવ લીજે
ઉદ્ધાર-અર્થે પિતૃ-શ્રાદ્ધ કીજે :
ઓવારે જે મોરલી-સંગમ ન્હાયે
પ્રાણી શુદ્ધ શરીર તે નર થાયે...૬૪

મોર-મોરની ઉદ્ધર્યાં તેહ ઠામ
માટે 'સગમ મોરની તટ' નામ.
છે દેવ હનુમંત ઈશ્વર પાસ
જાતા આવે અગમ્ય સુગવ નામ...૬૫

શિવ-પૂજા ચર્ચા કરી શુદ્ધ થાઓ
પછે અગ્નિતીરથ મહાદેવ જાઓ.
તપસ્યા કરી વહ્નિએ ત્રટ તેણે
દહ્યું ઇંદ્રનું ખાડવ વન જેણે...૬૬

ત્યાહા નાહી, માર્તંડનૂ સ્મરણ કીજે
રેવા મધ્ય જોગી સિદ્ધનામ લીજે.
પછે પૂજવા જાવ કુમેર જાવૂ
ઉપહાર પૂજા કર-મધ્ય સાહાવૂ...૬૭

પગથારીઆ છે શત એક સાઠ
નાહાવાનો ઓવારો તે કુમેર-ઘાટ.
કીજે શ્રાદ્ધ પિતૃનું, કરી સ્નાન દાન
નથી તીર્થ મોટું કો રેવા સમાન...૬૮

ભરી પાત્ર રેવાજળ હાથ સાહાને
પૂજવા ભંડારેશ્વર દેવ જાજો
જેના દર્શને દુઃખ દારિદ્ર જાય
મહિમા ઘણો છે તે કુમેર રાય...૬૯

પુષ્પ પત્ર મિનની આપી મન લીજે
પછે જઈ કુમેર પૂજન કીજે:
કરો ધ્યાન, ત્રિનેત્રનો છે બડાગી
સદા સર્વદા આશ પૂરે તમારી...૭૦

કીજે દાન ભિક્ષુકને ભાવ આણી
ઉચ્ચાર કીજે, મુખ શંભુ વાણી :
પાસે મઠ, સંન્યાસી અતીત રહે છે
માર્કંડેયઋષિ રેવા–માહાત્મ્ય કહે છે...૭૧

પ્રદક્ષિણા કીજે ત્યાહાં સર્વ સાથ
પછે જાવૂં જાત્રા ત્યાંહા સોમનાથ :
તે પાસ મંગલેશ્વર દેવ વાદી
સોમેશ્વર શંભુ મોટા છે અનાદિ...૭૨

કીધું ચંદ્રમાએ તપ ત્યાંહાં આવી
શિવલિંગ થાપ્યું સોમેશ્વરને લાવી :
મહિમા સોમેશ્વર શંભુ છે નામ
ત્યાહા સન્યાસી જોગેશ્વરનો છે ઠામ...૭૩

'ગિરિ' 'પુરી' જોગી વસે તેહ ઠામે
નાગા 'ભારથી' આવે છે 'દસનામ' :

કટાર કનગી કેને હેમ સાજ
હારે ચાનતી હરણુ અનીક્ષ બાજ
એહના અશ્વ ઉપર બેસી સન્યાસી
આવે જાત્રા રૈના, દિલા-ચાર-રાસી ૭૭

રાકે ગોભતા ભાન તે અર્ધ ઇંદુ
વિભૂતિ ત્રિપુંડ નલાટ-બિંદુ
તિલક દ્વાદશ અષ્ટાંગ સોહે
દેખી રૂપ નવખંડના ભૂપ મોહે ૭૮

જટા સૂત માના ને રુદ્રાક્ષ સારી
દીસે લઘુ નાન કો બ્રહ્મચારી
આવે ઓઢી વાઘામ્બર મૃગચર્મ
પીત વસ્ત્ર ને પામરી નાન પગ્મ ૭૯

રક્ત વસ્ત્રના કાછ કો બાન પેહેરે
જુએ દીર્ઘલોચન કટાક્ષ મેરે
બાધી સહસ્ત્ર અડ્ડ ને હાથે ઝાને
ત્રિધાન ચોધારા થઈ માર્ગે ચાને ૮૦

ધ્રુન તીર તરકસ ને સિંગ ભાના
જટા શોભતી, કહે રુદ્રાક્ષમાના
કડા જોઈટકા માહે જડાવ સોટા
બાધી સહસ્ર આવે છે અતીત મોટા ૮૧

કડા હાથ-માહા કહે તાવીત જેમ
આરક્ત નેત્ર વિજયાનો પ્રેમ
સેના-માહી ચાલે ચેલા મહંત સાથે
આવી ઊતરે ઓર-સંગમ માથે ૮૨

આધે પટ-ભુવન, તાણ્યું છે ઉગ્ર
ચૉટી મેખ ચોહોપાસ તે વસ્ત્ર કેરા :
ત્યાંહાં ચૉટી મુદ્રા, ધરી હરખ મન
જઈ રેહે લાલ પીછી ગગન...૮૩

કરે એકે‍ા ઊંચી ચેલા જે આપ
લાવી નીર ને મૃત્તિકા લીપ થાપ :
આપ–આપણે રેહે છે અતીત સાજે
રણુસિંગી નગારાં ધૂનિ શંખ વાજે...૮૪

ગડે ગડગડે નોબત નાદ કરતી
દુહાઈ દશે નામની હોયે ફરતી :
પટછાયા વિશાલ ગંભીર વાધે
ત્યાંહા સાધુ જોગેશ્વર જોગ સાધે ..૮૫

દેહેગ મધ્ય અતીત મહંત રેહે છે
જાજમ તકીઆ ભૂમિ પર ભજે છે :
બાંધે કેર વડે, કરે ધૂમ્રપાન
સાધે જોગ સંન્યાસી શંભુ સમાન...૮૬

કો પંચાગ્નિ સેવે ફરી કુંડ પાસે
તપ નિરધની મુખ વળગે છે વામે :
ગડે ભૂમિ-માહાં કંઠ કો શીશ સાથે
મન-ઇચ્છિત તપ કરે કો ઊંચા હાથે...૮૭

લે કેરડા બાંધી કો ઉભા જોગી
બહેુ અન્ન ઊભા તપ પરમ ભોગી :
તપ મૌન, કો વાણી મુખે ન બોલે
કરે સ્નાન રેવા, કો વિભૂતિ ચોળે ..૮૮

વાંચે સ્તોત્ર પાઠ પુસ્તક હાથે
જપે ભાવ-શૂં મંત્રના 'બીજ' સાથે :
વાળે આસન ચૉરાશી, બેઠા સાધુ સંત
આવે છે સંન્યાસી ઘણા ગુણવંત...૮૯

છડી લાલ પીછી, ગ્રહી તુંબી-પાત્ર
કડુઆ કમંડલ સામાન જાત્ર :
આવે વીસ પચીસ ને ત્રીસ ટોળી
શુભ રંગમે ગાલ વિભૂતિ ચોળી.. ૯૦

રેવા-તટમા ઊતરે હર્ષ વ્યાપે
મળે મેળો, મહંત ભંડારા આપે :
મહંત-ભંડાર છે ભરપૂર
જમે મોદક દાલ ને શાક કૂર...૯૧

પાસે હાટ-શોભા ને બાજાર થાયે
ઇચ્છા મનની વસ્તુ ત્યાહા વેચાયે :
અન્ન શાકના હાટ, દોશી દુકાન
નિશાએ ગુણીજનના નૃત્ય ગાન...૯૨

રસ્તા બંધ, બાજાર શોભા નિવાસ
ત્યાહા અશ્વને વેચવા નાનકાસ :
વેપારી ફરે ચોકમાહા વસ્ત્ર કાઢી
શસ્ત્ર હાલ ને વસ્ત્ર વેચાયે દાંડી...૯૩

સંન્યાસીનો કોટવાલ રક્ષાને કાજે
રણશિંગા રણતૂરના નાદ વાજે .
શસ્ત્ર બાણ બંધૂક તે સંન્યાસી ઝાલે
ફરે આણ અતીતની ત્યાહા ચાલે...૯૪

તેણે સ્થાનકે ઓર સંગમ નાહો
અતીત–દરશન કરવાને જાઓ :
ફરી જાતરા ને વેળે સાધ કેડો
જમવાને ઋષિ રેવા–તટ–માંહિ તેડો.. ૯૫

દ્વિજને કરાવે છે મોદક–આહાર
તરે પ્રાણી તે મોહ-સમાર-ધાર :
કંન્યાથી પરદક્ષિણા પ્રથમ કીજે
સર્વ તીરથનું ફલ-માત્ર લીજે...૯૬

પછે રુદ્ર–દેહાને કીજે પ્રણામ
આવી ઊતરો જંહા ઊતારા ઠામ.
મુક્તિ–માર્ગ–ઇચ્છા જે કો ધ્યાયે પ્રાણી
તે તો જાયે ચક્રપાણ હરખ આણી. ૯૭

તેણે ઓવારે માર્જન કીજે
પછે જે શેષશાયી દર્શન લીજે :
છે શેષશાયી, વાહાલો વિષ્ણુ–રૂપ
કાહાવે સકલ બ્રહ્માંડનો અકલ ભૂપ...૯૮
ત્યાહા લક્ષ્મીજી બેઠા શ્રીકૃષ્ણ પાસ
માતા સર્વ સેવકની પૂરે આશ.
ત્યાહા દેવ સમસ્તનો છે નિવાસ
ઝગઝગમગે તેજ જ્યોતિ-પ્રકાશ...૯૯

બ્રહ્મા-દર્શન દેવને મન ભાવે
મુનિજનને ધ્યાન સ્વપ્ને ન આવે :
જે ભાવશું તેહ દર્શન કીજે
ચરણોદક વિષ્ણુ–પ્રસાદ લીજે...૧૦૦

સંવત સત્તર સત્તાવન સાર
અશ્વિન શુદિ બીજ ને ગુરુવાર...૧૦૬

થયું પૂર્ણ કવિત એ રેવા-ભક્તિ
ભટ વલ્લભને થયાં સાચ શક્તિ :
રંક વિપ્ર વલ્લભ નંભુનો દાસ
સદા રુદ્રદેહા, માતા પૂરે આશ...૧૦૭

... ... ...
... ... ...
વર્ણવી વલ્લભે સરસ્વતી-કૃપાએ
ભણે સાંભળે તેહના પાપ જાએ...૧૦૮

इति श्री रुद्रदेहा स्तोत्रं संपूर्णम् ।

। સંવત ૧૯૭૪ ભાદરવા સુદી ૮, શુક્રે લખી છે। ચોપડી ભાવસાર દાઆ નારણસુત હરિએ લખાવી છે। આત્મ પઠનાર્થં। અધ્યારુ ભવાનીશંકર દાદાએ લખી છે। પરોપકારાર્થં। શુભં ભવતુ। કલ્યાણમસ્તુ। શ્રીરસ્તુ।



## ૩

### કવિ ઉમયાદાસ કૃત

# રેવાજીની રેલનો ગરબો

[ "રેવાને તીરે તીરે" નામના નદી-પરિચયને અંગે, નર્મદા સંબંધી જે જે ઉલ્લેખો, સ્તોત્રો અને કથાઓ, ગીતો અને રાસડાઓ મળી આવે તેનો સંગ્રહ કરવાનો ઉદ્દેશ મેં રાખ્યો હતો. આ શોધને અંગે, અહીં પહેલીવાર પ્રગટ થતો, સં. ૧૭૭૮ મા નર્મદામાં આવેલી ભારે રેલનો અહેવાલ, કોઈ ઉમયાદાસે ત્રણ ગરબારૂપે નોંધી રાખ્યો છે–તે પ્રાપ્ત થયો છે.

આ ગરબો નર્મદા-કાંઠામાં વસતા લોકોમાં ખૂબ જાણીતો છે : રેલને અંગે કયાં કયાં ગામો ખેંચાયાં, ધોવાયાં કે તણાયાં તેનો વિગતવાર અહેવાલ એમાં ગૂંથી લીધેલો છે. જૂની પેઢીનાં માણસો આ ગરબામાંથી કેટલીક પંક્તિઓ આજે પણ સ્મરણમાંથી બોલી બતાવે છે : એ રીતે ઐતિહાસિક માહિતી ધરાવતા આ ગરબાને પ્રસિદ્ધિમાં મૂકતા મને આનંદ થાય છે. તેની એક-માત્ર પ્રતિ વડોદરાના પ્રાચ્યવિદ્યામંદિરના સંગ્રહમાંથી પ્રાપ્ત થઇ હતી. આ ગરબાનો એક ત્રુટિત ભાગ 'સાહિત્ય' માસિકના ૧૯૧૬ની સાલના એક અંકમાં છપાયો છે.

'ગરબા'માં ગુજરાતભરની નદીઓનો ઉલ્લેખ ધ્યાન ખેંચે તેવો છે. હિંદભરની નદીઓ ભેગી થઇને, રેલરૂપે નર્મદામાં ભળી ગઈ એમ એમાં કવિએ કલ્પના કરી છે. ભરુચ અને સુરતમા આવેલી અંગ્રેજ વેપારીની કોઠીઓ તણાઈ; તેથી જાણે દુનિયાનું પાપ ધોવાયુ–એવો સ્પષ્ટ ઉલ્લેખ એમાં કરેલો છે. મહેશ્વરથી આરંભી, જે જે તીર્થ અને ગામડાં આગળથી નર્મદા પૂરમા ચઢેલી વહેવા માંડી તે હકીકત પણ ઐતિહાસિક-ભૌગોલિક સત્યવાળી જણાઇ છે. 'સાબરમતીની રેલના ગરબા' સાથે આ સરખાવવા જેવો છે.

—સંપાદક. ]

# રેવાજીનો ગરબો

( રચનાસંવત ૧૭૭૮ )

[સાખી]

શ્રી ઉમિયા–સુતને ચરણે નમું, સાચી સરસ્વતી માત :
જાવું દેવી જાહ્નવી, મસ્તક ધરજો હાથ

---

## ગરબો પહેલો.

સંકર–સુતને લાગું પાય કે સાંભળ સરસ્વતી રે લોલ :
વાણી દેજો મુજને માત કે કહું રૂડી મતિ રે લોલ–૧

સંવત **સત્તર ઇઠ્ઠોતેરની** સાલ કે સાંભળ કહું કથા રે લોલ :
ચૌદશ વદ ભાદરવો માસ કે પિતૃ–દિન હતા રે લોલ–૨
નિર્મળ નર્મદા રૂડું નામ કે મન વિચારીઉં રે લોલ :
'પ્રગટયુ દુનીયા કેરું પાપ કે જઈ પ્રલે કરું રે લોલ'–૩

અમરકંટથી નીસર્યાં આપ કે નિર્મલ નર્મદા રે લોલ :
ચોળી માહેસરનાં લોક કે તેમાં જઈ બાવ્યાં રે લોલ–૪
ઢોરાં માણસ ને ઘરબાર કે કશુ ના રાખીઉં રે લોલ :
રૈયત રાજા ને પરધાન કે સરવે પેચીઉં રે લોલ–૫
પછે આવ્યા શૂલપાણને શરણુ કે નિર્મલ નર્મદા રે લોલ :
માન્યુ માહેશરનું કહેણુ કે 'માતે પાછાં વળો રે લોલ'–૬

પછી આવ્યાં પોતાને આવાસ કે મેલીને આમળો રે લોલ :
એવે કૌતુક થીયું એક કે સરવે સાંભળો રે લોલ–૭
અંગરેજ આવ્યો આણે દેશ કે માતા કેરે કાંઠડે રે લોલ :
રૂઠયાં ચોહોદિશ ગામેગામ કે ભાવે પાણી ભર્યાં રે લોલ–૮

માયે આણી મનમાં રીસ કે તે ઉપર કોપીઆં રે લોલ :
"કેમ કરું જાંગલાં ઉપર જોર ? કે તીર કેમ લોપીઆ રે લોલ ?"–૯

હાવે તેનો કહું વિસ્તાર કે સરવે સાંભળો રે લોલ :
ઉમયા દેવી કેરો દાસ કે કિંકર જાણીઓ રે લોલ–૧૦
નદીઓ સર્વેનું ધરીઉં ધ્યાન કે મનમા એક ઘડી રે લોલ :
સમરતામાં આવી સૌ કોઈ કે ગીસે રાતડી રે લોલ–૧૧

---

## ગરબો બીજો

(ચાલ બીજી)

આવી નદી નવ્વાણું, લાગી કેહેવા રે :
"અમને આપોને એક હામ રેહેવા રે" ..૧
"તમો આગન્યા અમારી પાગે માગો રે.
કાઢો અંગરેજને આહાથી આઘો રે"...૨

પેલી પારમાથી નદીઓ તેડાવી રે
સમરતામા સરવ કોઈ આવી રે.. ૩
ઊંચી એરણુ ને ઓર આવી રે
બીજી નદીઓનો જોડ સાથે લાવી રે...૪
ચરોતરથી તે આવ્યા મહી માતા રે.
વિશ્વામિત્રીને તેડી સાથે લાવ્યા રે ..૫
આવ્યાં ગોકુળથી જમુના ધાઈ રે.
વાટે મળ્યા તે ક્ષિપ્રાબાઈ રે ૬
ત્યાથી સાથ સંગાથ તેનો કીધો રે :
બીજી નદીઓનો જોડ સાથે લીધો રે...૭
સુરત પ્રગણેથી આવ્યા તાપી રે :
તેને કાઢવો છે અંગરેજ પાપી રે. ૮

નગર નગીઓ તે નારાયન થઈ રે.
મહેશ્વર નગરીમા ગઈ રે.૨૧

તે ગામનો રાજા તાણીઓ રે.
તેને ભાડભૂતેશ્વર આણીઓ રે...૨૨

આવ્યા આદિતેશ્વર ને શૂલપાણિ રે.
તેની દયા હૈયાએ આણી રે.૨૩

ગરુડેશ્વરનો કોટ તાણી નાખીઓ રે.
વાટે વાહણુ ના મેરાની રાખીઓ રે...૨૪

કુબેર દેવને રાખીઆ રૂડી રીતશુ રે.
પછે આગળ ચાલી પુરણ પ્રીતનુ રે...૨૫

મોટા માંધરોનમા પડે પાણી રે
નાખ્યા ખાટના તે ઝાડ ઉપર તાણી રે...૨૬

એવી રીતે તે પાણી દીઠુ રે
જન ઝાડે ચડીને રીઠુ રે...૨૭

નાનુ મોડુ તે વાર ગામ રે:
તે સર્વેનો કેરો ઠામ રે...૨૮

તીલકવાડુ તે નાખ્યુ તોડી રે
જઈ વાટમાની આમની જોડી રે..૨૯

એવુ કહેતા ઝાંઝરીઉ જોયુ રે
તેનુ ઠાર ઠોકર સુધે ખોયુ રે...૩૦

પાપ કરનાળીના પ્રગટ્યા રે
ઘર ઘર તણુાઈ તૂટ્યા રે...૩૧

ચંડાવતીના ચૌક અડધા ધોયા રે :
સઉ વેપારીનાં દાણાદુણી ખાયા રે...૩૨
માંડવાને મારગ પરવરીઆ રે :
શેષશાયીનાં દર્શન કરીઆં રે...૩૩
દાસ ઉમયા વિવેકથી કહે છે રે :
પાણી પુરણુ જોસથી વહે છે રે...૩૪

---

### ગરબો ત્રીજો
(ચાલ બીજી)

તાંહાથી તે પાણી પરવર્યું, જઈ પોઈચામાં પેઠું :
નદેરીઉ નખ જેવડુ, એમ ઝડપી ને લીધુ...૧
શરમ પડી શુકદેવની, રૂડા રુદ્રને રાખ્યું :
વહેણામાં પેઠા બ્યાસજી રે, દેહરુ દેવીએ દાખ્યુ...૨
કરગંગા કરમાણી છે, આવ્યાં માતાને મળવા :
ઓળી ઓઘી ભરકાલને રે, ચાલ્યાં ઝાંઝડ જોવા...૩
પાટણુ પાણીમા બોળિયુ રે, ઓળ ઓચિંતી લોધી .
અનસૂયા ને અંબાલકા, માયે કિનારી લીધી...૪
સૌભાગ્યસુંદરોની સાચથી રે, કૂકળીજે રાખ્યું :
શીરાદરમાં સાંસરુ રે, પાણી પાછળથી પેઠું...૫
પાપીના ઘર પ્રલે કર્યાં રે, માયે તાણીને નાખ્યો :
ભંડારેશ્વરને બોળતી રે, માયે મંડપ દાખ્યો:
ઘુસાકૂળિયાનો આદલો રે, આપે ઓવારો ખાયો...૬
સોનીફળિયામાં સાસરૂ રે, સામો દીઠો દુંદાળો :
ઉમિયાના પુત્રને દેખી રે, માયે દીધો છે તાળો...૭

નવુપદુ ને નારગ, ઝડપીને ઝાલ્યું :
આશામા જઈને આથડ્યું રે, દુ:ખ લોકને દીધુ...૮

માનસરમા પાણી મલપતુ રે, પાણી ચોફેર ચાલ્યું :
પરતો જાણી પીરનો, માએ સાદામુ ભાળ્યું...૯

રેલા તે રણમા ઝઝતી રે, આપે આનદે આવી :
પાણિયામા પાધરી રે, વાટ વેગે તે ઝાલી...૧૦

દુ:ખ દીધું દેમાઈને રે, રોળ રાજાજીનો જાણી :
રાખ્યુ રણાપુર-ફોરીઉ રે, દેરોની દાઝી.
બીજાં ગામ મૂકયા ઝૂલતા રે, લહેર ખોદીને નાખ્યા . ૧૧

લાગ ના લાગ્યો લીંબોડનો રે, દીધી દેવીએ ધમકી .
વસ્તી બાધી વેરુ ગામની, સરવે રહી છે રે ચમકી . ૧૨

ભાવે તે ઘણુ ફાટીઉ રે, પાણી ચોફેર ચાલ્યુ
સાગર નાથને ગોધીને રે, ખોદી આવા વેગળા નાખ્યા
લીબાઈપરાના લોકને રે, આદિત્યેશ્વરે રાખ્યા . ૧૩
ફુતનપુર કુબેરની રે, અડધી ઓટની રાખી
બાળ થઇ ભડકાવીને રે, આપે ઉગારી લીધી . ૧૪
આશાપુરીને આશરે, કીધી કુબેરે સાર
સર્વ નગરીના પુણ્યથી, મહાદેવે મનમા વિચાર્યુ.
ત્રિશૂલ ઝાલી હાથમા, પાણી પાછુ રે વાળ્યું...૧૫
આશાપુરી સામુ આવીને રે, માથે દરવાણુ કીધુ
ઓળખ્યો ઉમયાદાસને, આપે ઉગારી લીધુ.. ૧૬

રૂડી રેવાએ વિચારીઉ રે, એ તો ગુપ્ત છે કાશી .
રખે રેલો એહને રે, ચાનો જઈયે નાહાશી...૧૭

આગળ જાતાં જાન્હવી રે, મામા મળ્યા આનાનાર્દ :
પૂજા કીધી એહની રે, પછે પથ જ પળીઆં...૧૮

ભાલોદ આહામુ ભાળીઉ રે, દીઠુ પૂરણુ પાપ :
છીપીઓ ઔંલવારો ઘલીને રે, પાણી ચોફેર ચાલ્યુ ..૧૯

ગમેશ્વરને નીરખી, માએ દર્શન કીધુ;
લાડકા લોકને વેધીને રે, પાણી ચોફેર ચાલ્યુ...૨૦

કારમી કોડીઓ ફાટીઓ રે, ઘર ગગડી બેશ.
કાઠનો ભાગ ભાગી પડયો, થાણું ખોદીને નાખ્યુ.
અડધું ગામ નીમનોડનુ, રુદ્રદેહાએ નાખ્યુ .૨૧

ત્યમા ભરા વઠી મુવા, મૃત્યુ માગીને લીધું :
તન્સાની ટેકીદરાની, માએ વંશ જ કાઢયો ..૨૨
ઓઝો ઉખેડી નાખીઓ રે, પડાળમા પાણી:
ખની સારી હુતી કારમી, કાકરી ફરી વળી, બાઈ...૨૩
તાહાથી પાણી પરવર્યું, જઈ ઝણોર લીઉ,
બહુટા નાંદ ને ગેરીઓ, માએ પ્રીતે પરખ્યું. .૨૪
ધર્મશાળાને રાખીને, અંગારેશ્વર આવી :
નિકોરાને નિરખીને, તેની ખોડ જ મોડી...૨૫
મંગળેશ્વરને મારીને, શુકતીર્થ આવ્યા,
'આ તો પુરી એકનાથની એને કેમ ઉપાડુ?'...૨૬
વળતુ વિચાર્યું મનમા રે. 'આ તો અંગરેજનું ગામ':
પરુ રાખ્યું પરમેશ્વરનું, બાકી ફેડયો ઠામ...૨૭
લાડવા-નકને ખૂંદીને રે, ઝરડીઆમા આવ્યા :
શુવાલી ગામને ગોદરે, માએ રાણુ મલાવ્યા ..૨૮

જાવે તે ભાહાને ભાગીઉ રે, તવરા નાખ્યુ તોડી
ઝાડેશ્વરને ઝપગીયુ રે, તેની ખોડ જ મોડી ..૨૯

હનાશ્વમેધ સાહામુ આવીને રે, માએ દર્શન દીધુ .
પહેલા પરામા પગયું, ગેરીમા સાચગીઉં ..૩૦

દુષ્ટના દરબાર તોડીઆ રે, ટોપીવાળો જ નાઠો .
ડારમુ કતકોરેનુ, સમ સરગુ જ નીધુ...૩૧

વશ કીધો વડબાનનને રે, ખોળિયુ ખાળિયુ ભાડુ (?)
હાથે હણ્યુ હનુમાનને રે, ના કાંશીઆ ભાડુ...૩૨

મેહેર કીધી મેહેગામમા રે, દીવા ભણી ચાની .
ધન ઉધવુ એ ગામનુ રે, જેણે નર્મદા સેવી...૩૩

ભાદરીયે માતા જઈ ચડયા, કરાદરાને કાંઠે ,
ગનાને સુતા મૂકીઆ, આવ્યા ફગીઆને કાંઠે ..૩૪

આવીને કે ક્રોધમા, એબે મનનો મૂકયો .
મળો મહાપાપીષ્ટ, તેણે તેને ચાપ્યો ૩૫

દીઆરે બીજે તે બાવા સાથની, સભાળ ના લીધી
અમરક' ભણી જવાની રે, માયે શુધ ના બાંધી . ૩૬

નાઘડ નર્મદાખડને ગ, જે કોઇ ગાશે સાભળશે
દાસ ઉમઆ એમ કહે, તે તો રે'હ જાશે
આ ગરબો નરનારી સાભળે, તે તો વઇકુંઠ જાશે ..૩૭

ઇતિશ્રી મહાખંડ નર્મદા-સ્ત્રોત્ર સંપુરણ.



૪

કવિ શામળભટ્ટ વિરચિત

## 'નર્મદા આખ્યાન'

[કવિ શામળભટ્ટે પદ્યાત્મક લોકવાર્તાઓ રચી છે. તે ઉપરાંત રામાયણ, મહાભારત તથા પુરાણના વિષયો સંબંધી પણ થોડીક કવિતા કરી છે ખરી. તેમની 'અંગદવિષ્ટિ', 'રાવણમંદોદરી-સંવાદ', 'શિવ-પુરાણ માહાત્મ્ય', 'રણછોડજીના શલોક' તથા 'મહાકાલીનો ગરબો' —એટલાં જાણવામાં છે.

'રીઝથી રેવાખંડ તરતીમ જ કીધી તેણે'-એવી રીતના શામળ-પરિચયના, કવિ દલપતરામે આપેલા છપ્પામાં ઉલ્લેખેલા 'રેવાખંડ'ની કવિતા, અત્યાર સુધી મળી આવી નહોતી. પરંતુ, શ્રી. ભરતરામ મહેતાએ શામળભટ્ટનું 'નર્મદા આખ્યાન' ચોત્રીસ અધ્યાયનું રચેલું શોધી કાઢ્યું છે. તે સબંધી 'જનસત્તા'ના સને ૧૯૫૪ના દીવાળી અંકમાં તેમણે લેખ પ્રગટ કર્યો છે.

આ 'આખ્યાન' સંસ્કૃત 'રેવાખંડ'ને આધારે કવિએ રચેલું છે: એટલે તેમાં ખાસ નાવિન્ય કે કવિતા-દૃષ્ટિએ નોંધપાત્ર કંઈ નથી; પરંતુ તેમાં કવિએ પોતાને પ્રેરણા આપનાર રખીદાસ સંબંધીનો પ્રસંગ વણી લીધો છે તે ખૂબ જાણવા જેવો છે. અમદાવાદમાં રહેતા કવિને નડિયાદમાંથી શામળદાસનું તેડું આવ્યાની નવી હકીકત તેમાંથી મળે છે.

—સંપાદક.]

(દોહરા)

"ભરતખંડ ભૂમિ ભલી, જ્યાં સુધી જસ છત
ગુર્જર દેશ ગરવો ઘણો, રાજસ રૂડી રીત.
શ્રીમંત લોક શોભીતા સદા, વર્ણાવર્ણ વિવેક:
ચતુર નર ચરોતરી, નડિયાદે શુભ નેક.

નક્ષ અઢાર લેઉઆ વસે, વિશ્વ વખાણે અપાર
સકલ-કલા-શુભ-લક્ષણો, નરપતિ જે નડિયાદ.
ખુશબો છે કેસર તણી, બહુ ગુણ મહેકે બરાસ
કે પ્રગટ કણબી-કુળે અમૃત શામળદાસ

* * *

પૂજ્ય પરાક્રમી પરમારથી, જેવો વિક્રમરાય

... ...

પાણી રાખે પરિયા તણું, નામ વધારવું નીર,

શિવ-પૂજન સુન પુણ્ય-વ્રત, અને શુભ રાગમ્યો પુન
દાતા-ગુણ દરિયાદ-દિલ, દૈવી દેદારી દેહ
નવન ભોજન કરે નૃપ, નારાયણ પર નેહ
જસ-નાવણ, જસ-દેખણ, અને જસ-નોબી જસ જિત
જસ-ઉપરાજણ, જસ-રણ, રાજ-ધર્મની રીત
સદાવ્રત શોભિત સદા, નમનુ ધર ધ્યાન
માગણ માગે તે દીએ, કરે પરમારથ કામ

આવ્યો તે અમદાવાદમાં, મહિપતિ શ્રી મહારાજ,
પ્રીત ધરીને પધારિયા, જ્યાં શામળભટ કવિરાજ,
વિપ્રને જઈ ચરણે નમ્યા, ઊઠીને આસન દીધ
દાન માન સન્માન શુભ, પૂજા બહુવિધ કીધ

પૂછ્યું પ્રશ્ન એક પ્રેમથી "નિકળે જેથી નામ
મહારાજ! તે કહોને મુને, તે અરપું રૂડી દામ'

"રેવાખંડ તણી કથા, ઘણા મહા છે ગ્રંથ,
મહેતા પાર ન પામીએ, મુનિને જેમ કથ.

મૂકા માંહે મૂકડી, સાગરમાં શુક — વાંચ;
વેદ વ્યાસે જે કહ્યું, તે કથા કહું સાચ.

પુરાણ પ્રાક્રમ છે ઘણું, રીઝવી 'રેવાખંડ':
ઇકોતેર શત ઊધરે, છૂટે જમના દંડ.

શ્રીગૌડ માળવી વિપ્ર શુભ, શામળ ત્યાં કવિરાજ;
સુત શ્રી વીરેશ્વર તણો, વિપ્ર સરવનો દાસ.
ગાય શીખે ને સાંભળે, દે મનગમતા દામઃ
તેને ફળ નર્મદા તણાં, મહા રુદ્રનું માન.

રમણીક રુદ્ર–દેહા તણાં, અતિ સુંદર આખ્યાનઃ
રુદ્ર નામ શ્રી રામનું, રુદ્ર દેઅણુ દાન.
સાભળતા સુખ ઉપજે, વિવિધ ભોગ–વિલાસ;
જય બોલો નર્મદા તણી, કહે કવિ શામળદાસ.

ઇતિ શ્રી રેવાખંડ નર્મદા–માહાત્મ્યે ઉમામહેશ્વરસંવાદે
ચતુરવીસનો અધ્યાય.



## ૫

ભક્તકવિ દયારામભાઈ રચિત

# ‘ તિહારે શરણમેં આયો, રેવાજી !’

[ આ પદ ચાણોદ-નિવાસી કવિ દયારામભાઈએ ખૂબ ન્હાનપણમા રચેલું હતું. ]

### ( પદ )

તિહારે શરણ મેં આયો, રેવાજી !
તિહારે શરણ મેં આયો રી–૦
ભવતનયા સુખદાયક સરિતા,
તિહારો દરસ મોહી ભાયો રી–રેવાજી !૦
પતિત-પાવની અધમ–ઉદ્ધારિની,
ભવતારિની નામ કહાયો રી–રેવાજી !૦
ઉત્તર–વાહિની ઉભયતટ–પાવની,
વિધિ તેરો પાર ન પાયો રી–રેવાજી !૦
નિર્મલ જલ દેખિ સ્નાન કરન આઈ !
સકલ પદારથ પાયો રી–રેવાજી !૦
દાસ દયો માઈ ! દીન તિહારો,
પ્રેમ-સહિત પદ ગાયો રી–રેવાજી !૦
તિહારે શરણ મેં આયો, રેવાજી—૦

—દયારામ



૬

ચારણકવિ રવિરાજ–રચિત

## नर्मदालहरी

[ પંડિતરાજ જગન્નાથરાયે સંસ્કૃત ભાષામાં 'गंगालहरी' રચી છે. તેમ હિંદી કવિ પદ્માકરે હિંદી ભાષામાં 'गंगालहरी' રચી છે: અને ગ્વાલ કવિએ 'यमुनालहरी' રચી છે. તે જ ધાટી પર, સૌરાષ્ટ્રમાં આવેલા જૂના મૂળી સંસ્થાનના ગામ મૂળીના સિંઢાયચ જાતિના ચારણ–કવિ રવિરાજે હિંદીમાં 'नर्मदालहरी' રચી છે.

રવિરાજે ભુજની 'વ્રજભાષા પાઠશાળા'માં અથવા ત્યાંની 'પૉશાળ'માં, સાહિત્યશાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો. મૂળીના ઠાકોર સાહેબ કેસરીસિંહજીનો આશ્રય તેમને મળ્યો હતો. તેમનો જન્મ સંવત ૧૮૯૦ માં, અને અવસાન સં. ૧૯૫૮ માં થયું હતું. પદ્માકર તથા ગ્વાલ કવિની ગંગા તથા યમુના નદીઓની 'ગંગાલહરી' તથા 'યમુનાલહરી'માંથી તેમને આ સ્તોત્ર રચવામાં ઘણી પ્રેરણા મળેલી છે.

'નર્મદાલહરી'માં કવિ રવિરાજે ૧૦૮ કવિત્ત (મનહર) છંદમાં નર્મદાજીની સ્તુતિ તથા તેમના ગુણાનુવાદ ઓજસભરેલી વાણીમાં ગાયા છે. વળી ષડ્ઋતુવર્ણન તથા નવરસવર્ણનની ગૂંથણી પણ નર્મદાજીને કેન્દ્રમાં રાખીને કરી છે. સં. ૧૯૫૮ માં કચ્છનરેશે છપાવેલી તેની આવૃત્તિ આજે અપ્રાપ્ય છે.

તેથી એક ગુજરાતી કવિની 'નર્મદા' સંબંધી હિંદી કવિતામાંથી, થોડાંક અવતરણ અહીં આપ્યાં છે—તેનો આધાર પ્રો. દયાશંકર દુબે રચિત नर्मदारहस्य નામે હિંદી ગ્રંથમાં આપેલી, મેદિરાનિવાસી ગઢવી એતસિંહ સંપાદિત કરેલી 'નર્મદાલહરી'જ છે: તેનું પ્રકાશન-શ્રેય શ્રી ગઢવીને ઘરે છે. ]

# નર્મદા લહરી

( દોહા )

સિવ-પક્તિ-કો નમન કરિ, નમન શારદા માતુ।
કવિ રવિરાજ હિ કરત હૈ, નર્મદ-લહરી પાતુ ॥ ૧ ॥

( કવિતા )

નર્મદા ભવાની ! તોકો કવિ મૈ પ્રતચ્છ જાની,
ગ્યાની ઔર ધ્યાની તેઉ ગહત તિહારી ટેક।
કેતે સિદ્ધ સાધક સન્યાસી ઔ ઉદાસી તેરે
તટ કે નિવાસી હોત, કરિ કે મહા વિવેક ॥
કહે રવિરાજ મન, ચહત લહત મોક્ષ
અનયે રહત ભવ બંધન રહત નેક।
સાધન સમસ્ત હોત, બાધ ન કરત કોઈ
મુનિ કૌ મહાધન અરાધન તિહારો એક ॥ ૨૫ ॥

* * *

તૂ હી મહાકાલી મહાલક્ષ્મી રસાની તુ હી,
તૂ હી સરસ્વતી બાની, સુવિદ્યા નિવેદિની।
તૂ હી જગદમ્બ અનલમ્બ સબ દેવન કૌ
તૂ પ્રબલ-ભુજ તે, ત્રિપુર-દૈત્ય-છેદિની ॥
કહે રવિરાજ જોગ માયા તૂ જગત માતુ
તૂ હી સર્વ તીરથ સૌભાગ્ય-રૂપ મેદિની।
તૂહી દેવી નર્મદા, તૂ સર્વદા સુખદ રૂપ
વિખ્યાયન ફેરિ કે પતાન સપ્ત-મેદિની ॥ ૨૬ ॥

* * *

* * *

'નર્મદા' કહે તે સુખ સર્વદા પ્રકામ હોત
'શર્મદા' કહે તે ગઉપદ મો સમુદ્ર પદ।
'ઉભે તટ પાવની' કહે તે દેહ અધમ યે
પાવન પરમ હોત મિટિ જાત ક્ષુદ્ર પદ॥
કહે રવિરાજ 'વિંધ્યવાસિની' કહે વિખ્યાત,
પાત બ્રહ્મપદ, નાહિ સ્વપ્નહુ મે શૂદ્ર-પદ।
'અમર-કુમારી' કહે અજર અમર હોત
'રુદ્ર-દેહા' કહે નર પાવત હૈ રુદ્રપદ॥ ૨૯॥

* * *

ઓંકારનાથ રેવા પાથ તે સનાથ કરૈ
મેટત અનાથ સદ્ય કૃત કો ઉદ્યોત હૈ।
જ્યોતિર્ સ્વરૂપ મહા, વરદ અનૂપ રાજે
સૂરન કો ભૂપ ભવસાગર કો પોત હૈ॥
કહે રવિરાજ જાકો જોગીજન જાનત હૈ
માનત પરમ ધન અગન કો ધૌત હૈ।
કાવેરી હુ નર્મદા મે જાવેરી સુ સ્નાન કરૈ
કો મેરી મુગતિ હૂ કી તા ઓરી મૈ હોત હૈ? ॥ ૩૬॥

* * *

અહા ઓર-સંગમ રસાની પુન્ય ભૂમિ તહાં
પૂરી કરનાની જાનૌ પૂરન પ્રયાગવત્।
સોમનાથ પૂજન હૈ બ્રહ્મવિદ્યા સ્રજન હૈ
જાપ રેવાજુ કો જપૈ સોઈ જગ જાગવત્॥
કહે રવિરાજ સભા બૈઠિ મો સન્યાસી બીચ
ચરચા પ્રકાસ માનો આનંદ કે બાગવત્।
નર્મદા મે બાસ કીજે સરસ સુહાગવત્
ભાગવત હૈ કે સુનિ લીજે ગીતા ભાગવત્॥ ૩૭॥

* * *

*     *     *

શંકર જટાકી સૃષ્ટિ, અમૃતઘટા કી વૃષ્ટિ
કૈવી ધર વિકટ પહારન કોં ફેરી–ફેરી।
ધૅસી ગિરિ-સંગન તેં, ધવલ અભંગ ધાર
તરલ ઉત્તુગ તુગ, તરુન કો તોરિ–તોરિ॥
આઈ! રવિરાજ પાપ–સ્થલન દલન કાજ
છાઈ જમરાજ દલ–બલન કોં મોરિ–મોરિ।
જગમેં સુહાયો નામ, નર્મદા કહાયો જાકો
વ્યાસ જસ ગાયો હૈ પુરાનનમેં જોરિ–જોરિ॥૬૦॥

*     *     *

કાહુ કૌ હુતાસન કો પ્રગટ ઉપાસન હૈ
કાહુ કૌ ઉપાસત વરુન-જલ–જાલી કો।
કાહુ કૌ વરિષ્ટ મહા ઇષ્ટ હનુમાન જૂ કો
કાહુ કૌ ગરિષ્ટ વર ઇષ્ટ મહાકાલી કો॥
કહે રવિરાજ કાહુ ભૈરવ કો જાપ જપે
કાહુ કૌ ભરોસો ચદ સૂર બલસાલી કો।
મેરે ઉર સેવન કો, દૃઢ બિસવાસ એક
દેવન કી દેવ દેવી, નર્મદા ભવાની કો॥૯૧॥

*     *     *



૭

કવિ લલિત (જન્મશંકર બુચ) રચિત

## નમામિ દેવિ! નર્મદા.

[ શ્રીમદ્ આદ્ય શંકરાચાર્યે અનેક સ્તોત્રો સંસ્કૃતમાં રચ્યાં મનાય છે. તેમાંથી 'सबिन्दुसिन्धुसुस्खलत् तरंगभंग रंजितं . नमामि देवि नर्मदे!' એ પંક્તિઓવાળું नर्मदाष्टक પ્રમાણિકા છંદમાં રચ્યું છે. તેમાંથી પ્રેરણા મેળવીને કવિશ્રી લલિતે આ અષ્ટકની રચના કરી છે ]

(પ્રમાણિકા છંદ)

૧

સુધીર સિંધુ ગુર્જરી. તું ભારતી ઉરેશ્વરી!
તું વિંધ્ય-શૃંગથી સરી, અમૃતનું — કંઠ ઉદ્ધરી
સમુદ્ર પશ્ચિમે ઝરી. સુરાષ્ટ્ર જાન્હવી સદા!
સુરમ્ય ભવ્ય સર્વદા, નમામિ. દેવિ નર્મદા!

* *

ગિરિસુતા પુરાતની! તું સાધિકા સનાતની!
તું નિર્મળી રસાયની! તું તો પ્રભુ – પરાયણી!
તું અઉર–સંગકારિણી! તું ભાર્ગવી! તું રેવિકા!
સુરમ્ય ભવ્ય સર્વદા, નમામિ. દેવિ નર્મદા!

૨

અનંત વિશ્વ — સર્જને, સુહાય તું સુદર્શને.
સુધા વડે સમર્થને, સજ્જના સુવર્ધને.
ગૃહે, કૂપે, તું ક્ષેત્રની નહેર ને પ્રણાલિકા:
સુરમ્ય ભવ્ય સર્વદા, નમામિ: દેવિ નર્મદા!

* *

શુકેન્દ્ર વ્યાસ દત્ત જ્યાં સુ અત્રિ અનસૂયા તણી
પિપાસુની તુ તૃપ્તિતા ! કરુણ તુ રસાર્દ્રતા !
તપસ્વિની તુ ચેતના ઉજળતી તપસ્વિતા
સુરમ્ય ભવ્ય સર્વદા. નમામિ દેવિ નર્મદા !

૩

નદી તુ નીર નિર્ઝરી ! તુ બ્રહ્મનાદ બંસરી !
વિભૂતિ નામ સુન્દરી વિશુદ્ધિ તુ મનોહરી !
પ્રશાંત ગૌરવે ભરી સુરેખ તારી સૌમ્યતા
સુરમ્ય ભવ્ય સર્વદા, નમામિ દેવિ નર્મદા !

મનોગિરિથી સંચરી, ઉરોદધિ જઈ વિસ્તરી
સમસ્ત જીવને કરી, ચરિત્ર પુણ્યથી ભરી.
વહે અખંડ કિંકરી, રસાત્મિકા પ્રભુપદા.
સુરમ્ય ભવ્ય સર્વદા, નમામિ દેવિ નર્મદા !

૪

વિશાળ વ્યોમ અંતરે, ઝનાવતી નિરંતરે,
દિગન્ત મધ્ય તુ સરે પ્રભા તુ પ્રાણમાં ભરે
સુગમ્ય સદ્દ્ગતિ કરે, તુ ધન્ય-જન્મ-જીવિતા !
સુરમ્ય ભવ્ય સર્વદા, નમામિ દેવિ નર્મદા !

*

સુનક્ષ્ય દેવી હેતુથી, મહાનતી તુ મહાસતી,
ન ભૂત ભાવિ હે કથી વહે શું વર્તમાનથી ?
ક્રિયાત્મ – શી ચમત્કૃતિ, પ્રભુ ચલાવી ડોલતા
સુરમ્ય ભવ્ય સર્વદા, નમામિ દેવિ નર્મદા !

૫

દિને દીસે તુ દિપતા, નિશાની તારિકા નતા
શુ કન્યકા ? શુ યૌવના ? સુહાણી હાસ્ય-સોહના
તુ માતૃદેવી વત્સલા અપૂર્વ ત્હારી વી છટા !
સુરમ્ય ભવ્ય સર્વદા, નમામિ દેવિ નર્મદા !

*    *

સ્વભાવમા સુરાગિણી, પ્રભાવમા પ્રતાપિની
તુ સ્વાર્પણે સ્વદેશિની, સદા સુધર્મ-યોગિની
તુ સયમે સુમાર્ગિણી, સ્ત્રીભાવ તુથી રાજતા !
સુરમ્ય ભવ્ય સર્વદા, નમામિ દેવિ નર્મદા !

૬

અરગ તુ તરગિણી પ્રસન્ન તુ ઉમગિની
પ્રવાહમા મનસ્વિની ઉદાત્ત તુ યશસ્વિની
તરે જલાન્ત પ્રાણીની, તુ યોગ-ક્ષેમ સૌખ્યદા
સુરમ્ય ભવ્ય સર્વદા નમામિ દેવિ નર્મદા !

*    *

પ્રદક્ષિણા ફરે તને સુયાત્રિકો ભર્યા મને
પ્રભુત્વના પ્રદર્શને, સદૈવ સર્વ પૂજને
પૂજાય પૂજ્ય પૂજકે મહેશ એક સર્વદા
સુરમ્ય ભવ્ય સર્વદા, નમામિ દેવિ નર્મદા !

૭

તપાય તીર્થને તીરે નવાય નાવ-શુ નીરે
ગવાય સૂરતા સૂરે ઉવાય આનમે ધીરે

લલિત ભાનને સ્ફુરે, ઉદાર શી ગુણજ્ઞતા
સુરમ્ય ભવ્ય સર્વદા, નમામિ દેવિ નર્મદા !

* *

સુજોડ સારસો અમે, રસે વિલીન નાહિયે
અવીન લાડિલા અમે, રસાળતા ઉછાળિયે
મનુષ્ય જ્યોતની અમે, વધારીયે પ્રપૂર્ણતા
સુરમ્ય ભવ્ય સર્વદા, નમામિ દેવિ નર્મદા !

૮

પ્રભુ–કૃતિ જ આપણે, પ્રભુ–ધર્યાં પ્રકુલ્લિયે
સ્વતંત્ર રાજ્ય આપણે, પ્રભુ–ભર્યાં સુફાલિયે.
સ્વહિત સામ્ય આપણે, ધપાવિયે પરંપરા
સુરમ્ય ભવ્ય સર્વદા, નમામિ દેવિ નર્મદા !

* *

તું પંચભૂત તત્ત્વમાં, સલીન તું સ્વરૂપમાં
અમે તુંથી રસે ભર્યાં, તું–સંગ આજ સંચર્યાં
મળ્યા પ્રભુ સુકાની ત્યાં, પછી કથાય શી કથા ?
સુરમ્ય ભવ્ય સર્વદા, નમામિ દેવિ નર્મદા !

તા ૭–૧–૧૯૧૮
વડોદરાને વાટે, માનસર–સીનોર } 'લલિત'



श्री रंगअवधूत-विरचितम्

## नर्मदागीतम्

[નારેશ્વરનિવાસી સંત રંગઅવધૂત મહારાજે આ 'નર્મદાગીત' સંસ્કૃતમાં રચ્યું છે. બંકિમચંદ્રના 'वन्दे मातरम्' ગીતના સામાસિક પદોનું અહીં મધુર સ્મરણ થાય છે. દત્તોપાસક સ્વામી રંગઅવધૂતે ગુજરાતને પોતાની તપોભૂમિ બનાવી છે. તેમ સાહિત્યભૂમિ પણ બનાવી છે તેથી તેમનું 'નર્મદાગીત' અહીં સંગ્રહવામાં પરમ ઔચિત્ય છે ]

सुखदां सुमदां सुरनरवन्दितां ।
सर्वकामदां शर्मदां ।—वन्दे नर्मदाम् ।

उज्ज्वलाङ्गीं नतजनतारिणीम् ।
तूर्णगामिनीं जनवनचारिणीम् ।
तरङ्गिणीं तततटशोभिनीम् ।
शुभदां वरदां कर्मदाम् ।—वन्दे नर्मदाम् ।

कोटिकन्दर्पमदहारिणीं वारुणीम् ।
उच्चकल्लोलकलभाषिणीं भामिनीम् ।
मत्स्यकच्छादिगतिदायिनीं दामिनीम् ।
सुहासिनीं शिवहरनन्दिनीम् ।
मतिदां गतिदां नर्मदाम् ।—वन्दे नर्मदाम् ।

भुक्तिमुक्तिप्रदां । 'रंग'-मोदप्रदाम् ।
दुष्टजनदुःखदां । भक्तजनसौख्यदाम् ।
कलिमलौघापहां । त्रिविधतापापहाम् ।
शिवात्मजां । जनिमृतिभञ्जिकाम् ।
वरदां फलदां हर्म्यदाम् ।—वन्दे नर्मदाम् ।

★

૯

ભક્તકવિ પાગલકૃત

## નર્મદામૈયાની આરતી

જય જગદમ્બા અમ્મા, નર્મદા મહારાણી :
અનાદિ અમ્મર સાક્ષી, જલરૂપ નારાયણી :
—ઓમ્ નિરંજની મા૦

ઉભય તટે ઋષિ મુનિઓ, આશ્રય લઈ તપિયા .
પરમ તત્ત્વને પામી, તવ જલમા શમિયા—ઓમ્૦
કલિયુગમા સૌ શ્રેષ્ઠ, પ્રગટ ભવાની મા :
દર્શન આનંદ આપે, કલેશ-નિવારિણી મા—ઓમ્૦
ઉત્તર દક્ષિણ દિશ, હદ પાડી વહેતી .
અનેક જીવને જીવન, માતૃવત્ દેતી—ઓમ્૦
એવી ભવભયહર મા, તવ શરણે રહેતા .
ભવ-ખેવાયા કૈયા, કૈયા સૌ દેતા—ઓમ્૦
પ્રેમ ધરીને પૂજન, મનથી આદરિયા .
આરતી કરવા માટે, બાલક સૌ મળિયા—ઓમ્૦
નયન તણી જે જ્યોત, આરતી અગ ગણો .
આત્મ-ભક્તિ સ્વીકારી, માયા-દોષ હણો—ઓમ્૦
એ જ હૃદયના ભાવ, પુષ્પાન્જલીમા લ્યો .
'પાગલ' સાથે સહુને, નિર્ભય પદ્દી દ્યો—
ઓમ્ નિરંજની મા૦

—"પાગલ"

---

૨૦

કવિ સુન્દરમ્ કૃત

## 'આ મધુર નર્મદા-નીરે.'

[ ૧૯૩૦ પછીની નવી કવિતાના પ્રમુખ કવિદ્વય (બીજા ઉમાશંકર જોશી) માના કવિ સુન્દરમ્ (ત્રિભુવનદાસ લુહાર) નુ સ્થાન કવિતા-સાહિત્યમા નિશ્ચિત છે હાલમા શ્રી અરવિંદ-આશ્રમના અન્તેવાસી બનીને ત્યાંથી 'દક્ષિણા' માસિક એ ચલાવે છે 'દક્ષિણાયન' એમનુ રસિક પ્રવાસ-વર્ણન છ તેમનુ 'મધુર નર્મદાનીર' નુ કાવ્ય અહીં પ્રસ્તુત હોવાથી ઊતાર્યું છે ]

આ મધુર નર્મદા નીરે
હે આવ સુહૃદ ! તુ ધીરે—
આ રમ્ય સરિત વહી જાય,
ગભીર ગહન સરિત વહી જાય.
પૃથ્વીનું હૃદય ભરી વહી જાય
આપણે મન ભરી એ મૈયા ચરણે
રમીએ રમણીય નીરે—આ મધુર૦

આ ઘાટ વાટ પર ભૂતકાળને સૂતેલો જઈ જોશુ
આ તીર્થ તીર્થમા ભગ્ન ચરણની ભક્તિમા મન પ્રોશુ
ને નયન ભરી મે કાંઠા ભરતી કુદરતતણા સમીરે
હો રમશુ રમણીય તીરે—આ મધુર૦

હું આવ સુહૃદ, આ નિર્મળ જળમા, સામે પાર તરીશુ
હે ચાલ સુહૃદ, આ નર્મદ નેસા, સાગર મેર ચરીશુ
ને હૃદય ભરી આ જીવન ભરતી માના પ્રેમલ નીરે,
હો રમશુ રમણીય તીરે—આ મધુર૦
—'સુન્દરમ્'



# વિષયસૂચિ